# શ્રીમદ્ ભાગવતમાં કહેલી

# ભગવાનની ભકિત તથા સ્તુતિ.

---

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमुर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥

અર્થઃ—

નીલગીરી પર્વત જેટલી સહી હોય, મહાસાગર જેવડો ખડીયો
હોય, સર્વે દેવતાઈ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના
પડ જેવડો કાગળ બનાવ્યો હોય, અને સર્વથી
સરસમાં સરસ લખવા વાળી શારદા
સદાકાળ લખ્યા કરે, તોપણ હે
ઇશ્વર! ત્હારા ગુણનો પાર
આવે નહી.

---

બીજી આવૃતિ નકલ ૧૦૦૦

કિંમત સવા રૂપીયો.

સંવત ૧૯૭૭ના ફાગણ વદ ૧૩ ને બુધવાર.

[ ૫-૭૭. ]

શ્રીમદ્ ભાગવતમાં કહેલી

# ભગવાનની ભકિત તથા સ્તુતિ.

असितगिरिसमं स्यात् कज्जलं सिंधुपात्रे
सुरतरुवरशाखा लेखिनी पत्रमूर्वी ।
लिखति यदि गृहीत्वा शारदा सर्वकालम्
तदपि तव गुणानामीश पारं न याति ॥

અર્થઃ—

નીલગીરી પર્વત જેટલી સહી હોય, મહાસાગર જેવડો ખડીયો હોય, સર્વે દેવતાઈ ઝાડોની કલમ બનાવી હોય, પૃથ્વીના પડ જેવડો કાગળ બનાવ્યો હોય, અને સર્વથી સરસમાં સરસ લખવા વાળી શારદા સદાકાળ લખ્યા કરે, તોપણ હે ઇશ્વર! ત્હારા ગુણનો પાર આવે નહીં.

બીજી આવૃતિ નકલ ૧૦૦૦

કિંમત સવા રૂપીયો.

સંવત ૧૯૭૭ના ફાગણ વદ ૧૩ ને શનિવાર.

[ ૫-૭૭. ]

## પ્રસ્તાવના

---:o:---

કળિયુગમાં કાળરૂપી સર્પના મુખમાં ગળાવાનો જે ભય છે, તે દૂર કરવા માટે શુકદેવજીએ, 'શ્રીમદ્‌ભાગવત' નામનું શાસ્ત્ર કર્યુંછે. મનની શુદ્ધિ કરવા માટે એ શાસ્ત્ર કરતાં બીજું કોઈ શ્રેષ્ઠ સાધન નથી. પૂર્વ જન્મનાં પુણ્ય હોય તો શ્રીમદ્‌ભાગવતની કથા સાંભળવાનો લાભ મળેછે. શુકદેવજી પરીક્ષિત્ રાજાને કથા કહેવા માટે સભામાં બિરાજ્યા, તે વખતે દેવતાઓ અમૃતનો ઘડો લઇને તે સભામાં આવ્યા હતા, અને પોતાનું કામ સાધવામાં કુશળ એવા તે સર્વે દેવતાઓએ, શુકદેવજીને પ્રણામ કરીને કહ્યું કે, "આ અમૃત લઇને તેના બદલામાં અમને હરિકથારૂપી અમૃત આપો. આ રીતે બદલો કર્યા પછી અમારું અમૃત ભલે રાજા પીએ, અને અમે સર્વે શ્રીમદ્‌ભાગવતરૂપી અમૃતનું પાન કરશું." તે સાંભળીને શુકદેવજીએ લોકમાં શ્રીમદ્‌ભાગવતની કથા કયાં? અને અમૃત કયાં? ચિંતામણિ કયાં અને કાચ કયાં?' આવો વિચાર કરીને તે સમયે દેવતાઓને હસી કાઢયા અને તેણે તેઓને અભક્ત જાણીને કથારૂપી અમૃત આપ્યું નહીં. આ પ્રમાણે શ્રીમદ્‌ભાગવતની કથા દેવતાઓને પણ દુર્લભ છે. તેમજ પૂર્વે પરીક્ષિત રાજાનો મોક્ષ થયો જોઇને, અજ એવા બ્રહ્મા પણ વિસ્મય પામ્યા હતા. તેણે સત્યલોકમાં કાંટો બાંધીને સર્વે સાધનોને તોળ્યાં, તો બીજાં સાધનો હલકાં થયાં અને આ શ્રીમદ્‌ભાગવત પ્રમાણમાં ભારે થયું. તે જોઇને સર્વે ઋષિગણો પરમ આશ્ચર્ય પામ્યા; અને તેઓએ માન્યું કે, પૃથ્વીમાં શ્રીમદ્‌ભાગવતશાસ્ત્ર ભગવાનનું સ્વરૂપ છે, તથા પાઠ કરવાથી અને સાંભળવાથી

તુરતજ વૈકુંઠ લોકના વાસરૂપી ફળને આપેછે. વળી સાત દિવસ સુધી સાંભળવાથીજ અવશ્ય મુક્તિ આપેછે. આ શ્રીમદ્ભાગવત પૂર્વે દયાળુ એવા સનકાદિકોએ નારદ મુનિને કહ્યું હતું. દેવર્ષિ નારદ મુનિએ, આ શ્રીમદ્ભાગવત જોકે બ્રહ્માની પાસેથી સાંભળ્યું હતું, તોપણ તેને શ્રીમદ્ભાગવતની સપ્તાહ સાંભળવાનો વિધિ સનત્કુમારે કહ્યો હતો.

મહામુનિ શ્રીવેદવ્યાસે રચેલા આ શ્રીમદ્ભાગવતમાં મત્સર વિનાના દયાળુ સત્પુરુષોનો, ફળની ઇચ્છા રહિત પરમેશ્વરનો, આરાધનારૂપ પરમ ધર્મ નિરૂપણ કર્યો છે. વળી આ શ્રીમદ્-ભાગવતમાં જીવ, માયા અને જગત્, એ ત્રણેય ભેદ રહિત, જાણવા યોગ્ય અને પરમાનંદ આપનારા પરમેશ્વરના સત્ય સ્વ-રૂપનું વર્ણન કર્યુંછે. વળી આ શ્રીમદ્ભાગવત અધ્યાત્મ, અધિ-ભૂત અને અધિદૈવ, એ ત્રણે તાપને ટાળનારું છે. બીજાં શાસ્ત્રોથી અથવા તો તેમાં કહેલાં સાધનો કરવાથી પરમેશ્વર તત્કાળ શું હૃદયમાં ઓળખાય છે? પરમેશ્વરને તેવાં સાધનોથી ઓળખતાં જરા વિલંબ લાગેછે, પરન્તુ આ શ્રીમદ્ભાગવતને સાંભળવાની ઇચ્છાવાળા, પુણ્યવંત પુરુષો તો આ ભાગવતને સાંભળતાં વેતજ હૃદયમાં પરમાત્માને ઓળખેછે. અઢાર પુરાણમાં શ્રેષ્ઠ શ્રીમદ્-ભાગવત જે વૈષ્ણવોનું ધન છે, જેમાં પરમહંસપણાનો ઉપદેશ આપનારું ઉત્તમ નિર્મળ જ્ઞાન નિરૂપણ કરેલુંછે, જેમાં જ્ઞાન, વૈરાગ્ય તથા ભક્તિની સાથે નિષ્કર્મપણું પ્રકટ કરેલુંછે; તે શ્રીમદ્ભાગવતને ભક્તિવડે શ્રવણ કરનારો, પાઠ કરનારો તથા વિચાર કરનારો પુરુષ સંસારમાંથી મુક્ત થાયછે. સ્વર્ગમાં, સત્ય લોકમાં, કૈલાસમાં અથવા તો વૈકુંઠમાં આ રસ નથી. માટે હે

સારા ભાગ્યવાળા પુરુષો! તમે શ્રીમદ્ભાગવતની કથાનો રસ પીઓ, કોઇ દિવસ તેનો ત્યાગ કરો માં.

* આ શ્રીહરિના ગુણગાનથી ભરપૂર ભક્તિ તથા સ્તુતિ નામના ગ્રંથનો, ગૂજરાતી પત્રના અધિપતિ રા. રા. ઇચ્છારામ સૂર્યરામે, પોતાના શ્રીમદ્ભાગવતના ભાષાંતરમાંથી સંગ્રહ કરવા માટે, ઉદાર અંતઃકરણથી અમને પરવાનગી આપી, તેમની આવી ભગવાનના ભકતો ઉપરની અનહદ પ્રીતિને માટે, તેમને ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે. શાસ્ત્રમાં કહ્યું છે કે "**परोपकराय सतां विभूतायः**" સંતપુરુષોની વિભૂતિઓ પરોપકારને માટેજ સદાય હોયછે. રા. રા. ઇચ્છારામભાઇએ પણ હરિરસને માટે રાત દહાડો ચાતક પેરે રટણ કરનારા ભકતોને માટે, શ્રીહરિની સ્તુતિ તથા ભક્તિના ઝરાને વહેતો કર્યો છે, તેને માટે તેઓ ધન્યવાદને પાત્ર છે.

શ્રીમદ્ ભાગવતના જુદા જુદા સ્કંધોમાંથી, ભક્તિ પ્રેમી સત્સંગીઓ માટે, ભક્તિ ભરેલાં વચનો સંગ્રહ કરીને આ પુસ્તક છપાવ્યું છે, તે ફક્ત ભગવદ્ પ્રીત્યર્થે ને લોકોના કલ્યાણ માટે, તથા અંતઃકરણમાં ભક્તિભાવ જામે એવા હેતુથી છપાવ્યું છે, બીજો કંઇક તેમાં હેતુ નથી, તેથી તેમાં જો કાંઇ ભુલો હોય તો તે માટે સુજ્ઞ વાંચકો દરગુજર કરશે.

લી० આપનો દાસનો દાસ,

**હરિલાલ છોટાલાલ મહેતા.**

---

* આ પુસ્તક પહેલાં શ્રીકૃષ્ણ (શ્રીમદ્ભાગવતમાં કહેલી ભગવાનની ભક્તિ તથા સ્તુતિ) નામનું સં. ૧૯૬૨, ઈ. સ. ૧૯૦૬માં છપાયેલું હતું.

# સાંકળીયું.

## શ્રીમદ્‌ભાગવતમાં કહેલી ભગવાનની ભક્તિ તથા સ્તુતિ.

| વિષય. | પાનું. |
|---|---|
|  |

———:૦:———

# શ્રીમદ્ ભાગવતમાં કહેલી ભગવાનની ભક્તિ તથા સ્તુતિ.



## ધર્માદિક કર્મો કર્યાં છતાં વ્યાસને થએલો અસંતોષ.

———:o:———

(હરિકીર્તનની મહત્તા.)

શ્રીમદ્ ભાગવતમાં સુત પુરાણી સૌનક આદિ ઋષિઓને કહેછે, હે બ્રાહ્મણો! નિરંતર સર્વ કર્મોથી પ્રાણીઓનું કલ્યાણ કરવા માટે પ્રવૃત્ત થયા છતાં, પણ વ્યાસજીનું મન જ્યારે પ્રસન્ન થયું નહીં ત્યારે, કિંચિત્ પ્રસન્ન મનના ધર્મવેત્તા વ્યાસ મુનિ, સરસ્વતી નદીના તીર ઉપર એકાંતમાં બેસીને, મનમાં ખેદ થવાનું કારણ વિચારતા વિચારતા, આ પ્રમાણે બોલ્યા:—મેં વ્રત ધારણ કરીને વેદોને, ગુરુઓને તથા અગ્નિને નિષ્કપટ બુદ્ધિથી પૂજ્યા છે, તેમ તેઓની આજ્ઞા પણ નિષ્કપટ ભાવથી માન્ય કરી છે. વળી ભારત નામનો ઇતિહાસ રચીને વેદનો અર્થ પણ દર્શાવ્યોછે. જે આખ્યાનમાંથી સ્ત્રી, શૂદ્ર અને નીચ જાતિના દ્વિજ વર્ગો પોત પોતાના ધર્માદિકને જાણી શકેછે, વળી

મારા દેહમાં રહેલો જીવ પણ વસ્તુતાએ સંપૂર્ણ છે, અને વેદનું શ્રવણ તથા અધ્યયન કરવાથી તેજસ્વી એવા માહાત્મા પુરુષોમાં પણ શ્રેષ્ઠ છે, છતાં પણ ખેદની વાત છે કે, તેને પોતાના સ્વરૂપનું જ્ઞાન થયું ન હોય, તેમ લાગેછે. મેં શું પરમ હંસોને પ્રિય એવા, ભગવદ્‌ભક્તોના ધર્મો બહુધા નિરૂપણ કર્યા નથી? કે જે ધર્મો ભગવાનને બહુજ પ્રિય છે. આ પ્રમાણે વેદવ્યાસ પોતાના આત્માને સ્વસ્વરૂપના જ્ઞાનથી રહિત માનીને, ખેદ કરતા બેઠા હતા, એટલામાં નારદજી પ્રથમ કહેલા વ્યાસના આશ્રમમાં પધાર્યા. નારદ મુનિને આવ્યા જાણીને વ્યાસજીએ, તેની સામા ઉભા થઇને તેનો સત્કાર કર્યો, અને પછી દેવતાઓએ પૂજેલા તે ઋષિની શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે પૂજા કરી. ત્યાર પછી મોટી કીર્તિવાળા, હાથમાં વીણા ધારણ કરનારા, દેવર્ષિ નારદ સુખથી બેઠા; અને પછી મંદ હાસ્ય કરતા હોય, તેમ હસીને પાસે બેઠેલા વિપ્રર્ષિ વ્યાસ પ્રત્યે બોલ્યા. નારદ બોલ્યા—હે મહાભાગ્યશાળી પરાશરના પુત્ર! તમારો શરીરાભિમાની આત્મા શરીરવડે પ્રસન્ન છે કે કેમ? તેમજ મનનો અભિમાની આત્મા મનવડે પ્રસન્ન છે કે કેમ? તમે જાણવા યોગ્ય ધર્માદિક વિષયો અવશ્ય જાણેલા છે અને તે પ્રમાણે કર્યું પણ છે; કારણકે, તમે ધર્માદિક સર્વ અર્થથી ભરેલો

અને તેને લીધે મહા આશ્ચર્યકારક ભારત નામનો ઇતિહાસ રચ્યોછે. વળી તમે સનાતન બ્રહ્મના સ્વરૂપને પણ જાણ્યું છે, તેમ તેને પ્રાપ્ત પણ કર્યુંછે; તથાપિ હે પ્રભુ! તમે અકૃતાર્થ પુરૂષની પેઠે શોક કરોછો, તેનું કારણ શું?

વ્યાસ બોલ્યા—હે નારદ! તમે જે કહ્યું, તે સર્વ મારે વિષે છે. તથાપિ મારો આત્મા સંતુષ્ટ રહેતો નથી. માટે અમે, બ્રહ્માના પુત્ર અને અગાધ બોધવાળા આપને, શારીર અને માનસ આત્માના અસંતોષનું કારણ શું હશે? તે પૂછીએ છીએ. કારણકે તે અમારા જાણવામાં આવતું નથી. આપનું અગાધ જ્ઞાન છે, આપ સર્વ રહસ્ય વિષયને જાણોછો; કારણકે આપે પુરાતન એવા પુરૂષની ઉપાસના કરીછે. જે પુરાણ પુરૂષ સર્વ કાર્યના તથા કારણના નિયંતા છે, તેથી ભિન્ન છે, અને સંકલ્પ માત્રમાં ગુણોથી આ વિશ્વને સરજેછે, પાળેછે, તથા તેનું ભક્ષણ કરેછે. તમે સૂર્યની પેઠે ત્રણ લોકમાં ફરતા થકા, તથા વાયુની પેઠે સર્વના અંતરમાં ફરતા થકા, બુદ્ધિની વૃત્તિના સાક્ષી છો, માટે ધર્મ તથા યોગવડે પરબ્રહ્મના પારને પામેલો, તથા સ્વાધ્યાયના નિયમોવડે વેદના પારને પામેલો જે હું, તેને, જે કંઇ કહેવામાં બાકી રહેલું હોય તે સંપૂર્ણ રીતે કહો.

———:૦:———

# ઇશ્વરના ગુણ ગાન કર્યા વિનાની વિદ્વતા નકામી છે.

નારદ કહેછે—તમે ભગવાનના નિર્મળ યશ ગાયા નથી, અર્થાત્ તે વિના સર્વ વર્ણવ્યું છે. જે ધર્માદિકના જ્ઞાનથી ભગવાન્ પ્રસન્ન થતા નથી, તે ધર્માદિકના જ્ઞાનને હું અપૂર્ણ માનુંછું. હે મુનિવર્ય! તમે જેવા ધર્મ, અર્થ વગેરેને વર્ણવ્યા છે, તેવો ભગવાન્ વાસુદેવનો મહિમા વર્ણવ્યો નથી. જે વાક્ય વિચિત્ર પદોવાળું હોય,તોપણ તે જો શ્રીહરિના જગતને પવિત્ર કરનાર ગુણોનું કોઇ દિવસ ગાન કરતું ન હોય તો, તે કાગડાના જેવા કામી પુરુષોનું તીર્થ મનાય છે; અને માનસ સરોવરના વાસી હંસો જેમ કમળનાં મનોહર વનને મૂકીને, કાગડાના ક્રીડાસ્થાનમાં વિહાર કરતા નથી, તેમજ સત્વગુણી મનવાળા અને પરબ્રહ્મ વિષે સ્થિતિ કરનારા પરમહંસો પણ, તેવા કામી જનના તીર્થમાં રમતા નથી. જે વાણીની રચના મનુષ્યોનાં પાતકોનો નાશ કરેછે, તેજ વાક્ય રચના ગણાય છે; જે વાણીના પ્રયોગમાં (ગ્રંથમાં) ઉત્તમ પ્રકારની રચના ન હોય, પણ પ્રત્યેક શ્લોકમાં અનંત એવા ભગવાનના યશોવડે, અંકિત થયેલાં નામો હોય છે કે, જે પવિત્ર નામોને માહાત્મા પુરુષો સાંભળેછે, બીજા શ્રોતાઓ મળે તો તેને

સંભળાવેછે, તથા તેનું કીર્તન કરેછે. ઉપાધિને ટાળનારું પરબ્રહ્મનું જ્ઞાન, પણ જો ભગવાનની ભક્તિ વિનાનું હોય તો તે, સંપૂર્ણ રીતે શોભતું નથી, ત્યારે નિરંતર દુઃખોથી ભરેલાં, કામ્ય તથા નિષ્કામ કર્મો ઇશ્વરને અર્પણ કરેલાં ન હોય, તો તે તો ક્યાંથીજ શોભે? હે મહા ભાગ્યશાળી! તમે યથાર્થ બુદ્ધિવાળા છો, પવિત્ર યશવાળા છો, સત્ય પરાયણ છો, અને સ્વાધ્યાયાદિક વ્રતસંપન્ન પણ છો, માટે સંસારના સર્વ બંધનમાંથી છૂટવાસારૂ*સમાધિવડે, ઉરુક્રમ એવા ભગવાનના ચરિત્રોને સંભારીને તેનું વર્ણન કરો. જે પુરુષ અનંત લીલા કરનારા ભગવાનની લીલા તરફ દૃષ્ટિ ન કરતાં, બીજા વિષયમાં દૃષ્ટિ રાખેછે, અને બીજા હરકોઇ વિષયનું વર્ણન કરવાની ઇચ્છા રાખેછે, અર્થાત્ પરમાત્માની લીલાને ગાતો નથી, પરંતુ બીજા વિષયો ઉપર વિચાર કરેછે, તેથી સ્ફુરી આવેલાં રૂપો અને નામોવડે તેની બુદ્ધિ વ્યાકુળ થઇ જાયછે, અને પવનના આઘાતથી ખરાબા ઉપર ચઢી ગયેલું વહાણ, જેમ પોતાનાં ઇચ્છિત સ્થાનને કોઇ દહાડો પામતું નથી, તેમ તેની બુદ્ધિ કોઇ દહાડો કોઇ પણ સ્થાનને પામતી નથી. મનુષ્યની સ્વાભાવિક રીતેજ, નિન્દિત એવાં કામ્ય કર્મો ઉપર પ્રીતિ હોયછે, તે મનુષ્યને તમે ધર્મ, અર્થાદિક કામ્ય કર્મોનો ઉપ-

---

* ચિત્તની એકાગ્રતાવડે.

દેશ કર્યોછે, તે મોટો અન્યાય કર્યોછે, કારણકે, આપણા વાક્ય ઉપરથી પ્રાકૃત મનુષ્ય 'આજ મુખ્ય ધર્મ' આમ માને છે, પરંતુ તે એમ સમજતો નથી કે, વ્યાસજીએ તો કામ્ય-કર્મ કરવાનો નિષેધ કર્યોછે. આવાં કામ્યકર્મો કરતાં કોઇ બુદ્ધિશાળી પુરૂષજ, સર્વ કર્મની નિવૃત્તિ કરીને, વ્યાપક, દેશાતીત તથા કાલાતીત એવા પરમાત્માનાં નિર્વિકલ્પક સુખરૂપ સ્વરૂપ જાણી શકેછે. માટે આપ દેહાદિકના અભિમાનવાળા, અને સત્વાદિ ગુણોથી જગતમાં પ્રવૃત્તિ કર-નારા પુરૂષની પાસે, દેશ અને કાળથી પણ પર એવા પરમાત્માની લીલાનું વર્ણન કરી દેખાડો. કોઇ પણ પુરૂષ સ્વધર્મનો ત્યાગ કરીને હરિના ચરણારવિંદનું ભજન કરવા માંડે, અને ભજન કરતાં કરતાં સિદ્ધ ભક્ત થયા વિના વચ્ચેજ તેમાંથી ભ્રષ્ટ થાય, અથવા તો મરી જાય, તો હરકોઇ સ્થાનમાં ધારો કે નીચ યોનીમાં પણ તે ભક્તિરસિક મનુ-ષ્યનું શું અકલ્યાણ થાયછે કે? અકલ્યાણ થતું નથી. સ્વ-ધર્મથી વર્તનારા છતાં, પરમાત્માને નહીં ભજનારા પુરૂષોએ શું ફળ મેળવ્યુંછે? કંઇ નહીં. માટે ડાહ્યા મનુષ્યે શ્રીહરિની ભક્તિ કરવી યોગ્ય છે. આલોકની ઉપર બ્રહ્મલોક છે અને નીચે સ્થાવર લોક છે. બ્રહ્મલોકથી માંડીને સ્થાવર લોક પર્યંત ભટકનારાને, પણ જે વસ્તુ મળી

શક્તી નથી, તે વસ્તુને મેળવવા માટેજ પ્રયત્ન કરવો, એ વિદ્વાન્ મનુષ્યનું કર્તવ્ય છે; પરંતુ વિષય સુખ તો માગ્યા વિના પણ જેમ પૂર્વ જન્મનાં કર્મો પ્રમાણે, દુઃખો પોતાની મેળે આવી મળેછે, તેમ અવ્યક્ત વેગવાળા કાળવડે પૂર્વ જન્મનાં કર્મોથી, નરકાદિકને વિષે પણ પોતાની મેળે આવી મળેછે. તાત્પર્ય કે વિષયો માટે શ્રમ કરવો તે વ્યર્થ છે.

હે વ્યાસ! જે પુરુષ મુકુંદ એવા ભગવાનનાં ચરણારવિંદને સેવેછે, તે કોઇ પણ દિવસ કોઇ ઠેકાણે, કર્મમાર્ગમાં આસક્તિ રાખનારા મનુષ્યની પેઠે અવતરતો નથી. તે પુરુષ મુકુંદ ભગવાનના ચરણારવિંદનાંઆલિંગનનેસંભારીને,ફરીને તેનો ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી, કારણ તેને ભગવાનના સત્યસ્વરૂપમાં આગ્રહ બંધાઇ જાયછે. આ જગત્ પરમેશ્વરરૂપ છે અને ઇશ્વર તેનાથી જૂદા છે. અથવા તો આ જગત્ ભગવાનરૂપ છે અને જીવ પણ ભગવાનનું રૂપ છે. જે ભગવાન્ આ જગતને ઉત્પન્ન કરેછે, પાળેછે અને તેનો સંહાર કરે છે, તે ઇશ્વરને તમે પોતે જાણો છો, છતાં પણ મેં તમને ભગવાનનું એક સામાન્ય સ્વરૂપ બતાવ્યું છે.

હે અમોઘ દૃષ્ટિવાળા! તમે પોતે તમારા આ આત્માને, જગતના કલ્યાણ માટે ઉત્પન્ન થયેલા ઈશ્વરરૂપ જાણો; કારણ

કે, તે પુરાણ પુરુષ એવા પરમાત્માનો અંશભૂત છે, માટે હવે તમે તો મહા પ્રતાપવાળા ભગવાનનાં પરાક્રમોને પ્રકટ કરો. ઉત્તમ કીર્તિવાળા પરમેશ્વરના જે ગુણો વર્ણવવા, એજ પુરૂષને તપશ્ચર્યાનું, શાસ્ત્રાભ્યાસનું યજ્ઞયાગ કરવાનું, વેદાભ્યાસ કરવાનું, શાસ્ત્રના અભ્યાસથી થયેલી, વ્યુત્પત્તિનું અને દાનનું અવિનાશી ફળ છે, આમ વિવેકીજનો કહેછે.

———:૦:———

## મનના સંતોષ માટે વ્યાસે ભાગવત રચીને શુકને ભણાવ્યું.

શૌનક પૂછેછે—હે સૂત! નારદ ગયા પછી સમર્થ એવા ભગવાન્ વેદવ્યાસે તેનો અભિપ્રાય સાંભળીને, તે પછી શું કર્યું? સૂત બોલ્યા—બ્રાહ્મણોથી સેવાતી સરસ્વતી નામની નદીના પશ્ચિમ તટ ઉપર, શમ્યાપ્રાસ નામનો એક આશ્રમ કહેવાયછે. જે રૂષિઓના યજ્ઞોમાં વધારો કરનારો છે. તે બોરડીના સમૂહથી શોભાયમાન, પોતાના આશ્રમમાં વ્યાસજી બેસી જળનું આચમન લઇ, પોતાનાં મનને સ્થિર કરીને ધ્યાન કરવા લાગ્યા. ભક્તિના યોગથી નિર્મળ થયેલા, અને સારી પેઠે દઢ થયેલા મનમાં, પ્રથમ તો પુરૂષરૂપ ઇશ્વરનાં દર્શન કર્યાં, અને તે પછી તેને આશ્રયે રહેલી માયાનાં

દર્શન કર્યો; જે માયાવડે મોહિત જીવ પોતે, સત્વ આદિ ત્રણ ગુણોથી જૂદોજ છે, છતાં પણ પોતાને ત્રિગુણાત્મક માનેછે, અને તે ત્રણ ગુણના અભિમાનથી થયેલા અનર્થને, 'હું કર્તા છું, હું ભોક્તા છું' ઇત્યાદિક અનર્થને પામેછે. આ સર્વ જોયા પછી ભગવાન વિષે ભક્તિ કરવાથી, તે અનર્થનો પ્રત્યક્ષ નાશ કરેછે તે પણ જોયું, અને તે પછી તે પ્રમાણે જે લોકો જાણતા નથી તેવા અજ્ઞાની લોકોને માટે, શ્રીમદ્ ભાગવત નામની સંહિતા રચી, જે સંહિતા સાંભળવાથી મહા પુરૂષ એવા શ્રીકૃષ્ણ ઉપર શોક, મોહ તથા ઘડપણનો નાશ કરનારી ભક્તિ ઉત્પન્ન થાય છે. વ્યાસજી ભાગવત નામની સંહિતા રચીને નિવૃત્ત સુખમાં સદા મગ્ન રહેતા, તેણે પોતાના પુત્ર શુકદેવને શોધી કાઢીને, તેને તે ભાગવત સંહિતા ભણાવી. શૌનક પૂછેછે—શુકદેવ મુનિ નિવૃત્ત સુખમાં મગ્ન રહેતા હતા, તેને કોઇ પણ વિષયની સ્પૃહા ન હતી, અને તે આત્મારામ હતા, છતાં તે શામાટે આવડી મોટી સંહિતાને ભણ્યા હતા?

સૂત કહેછે—આત્મારામ મુનિઓ કામ, ક્રોધ આદિક અહંકાર રહિત હોયછે. તોપણ તેઓ ઇશ્વર વિષે ફળાનુસંધાન રહિત ભક્તિ કરેછે. કારણકે, ભગવાનના

ગુણો પણ આત્મારામ મુનિઓને આકર્ષણ કરે તેવા હોય છે. તેજ શ્રીહરિના ગુણોથી જેની બુદ્ધિ આકર્ષાઇ હતી એવા ભગવાન્ શુકદેવ, જે વૈષ્ણવ જનને સદા બહુજ પ્રિય હતા, તે આ શ્રીમદ્ ભાગવત રૂપી મોટાં આખ્યાનને ભણ્યા હતા.

——:o:——

## પ્રહ્લાદે બાળકોને કરેલો જ્ઞાનોપદેશ.

### (હરિ ભજનની જરૂરિયાત.)

પ્રહ્લાદ કહેછે—મનુષ્યનો જન્મ, ઇચ્છિત અર્થ આપનારોછે, માટે બુદ્ધિશાળી મનુષ્યે, આલોકમાં બાલ્યાવસ્થામાંથીજ, વૈષ્ણવ ધર્મો પાળવા જોઇએ. કારણકે મનુષ્ય જન્મ દૂર્લભ છે—ફરી ફરીને આવતો નથી, અને તે પણ ક્ષણભંગુર છે; માટે ભગવાનના ચરણનું શરણ કરવું, એ યોગ્ય છે; કારણકે, ભગવાન્ ઇશ્વર સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી, તેઓના મિત્ર છે તથા પ્રિય છે. ભગવાનનું ભજન, સેવન મૂકીને જેથી આયુષ્યનો ફોગટ વ્યય થાયછે, એવાં વિષય સુખ માટે પ્રયાસ કરવો જોઇએ નહીં. કારણ કે, તે, શ્રમ કરવાથી, પરમ કલ્યાણરૂપ

ભગવાનનાં ચરણની પ્રાપ્તિ થતી નથી. હે દૈત્યો! વિષયોનું સુખ તો, દેહ પ્રાપ્ત થવાથી પ્રાણીઓને સર્વ અવતારોમાં મળેછે. દુઃખ જેમ પ્રયત્ન કર્યા વિના પણ દૈવયોગે મળે છે, તેમ સુખ પણ પ્રયત્ન કર્યા વિના મળેછે, માટે વિષયસુખ સારૂ શ્રમ કરવો નહીં. સંસારમાં અવતરીને આ મનુષ્યદેહ જ્યાંસૂધી પરિપૂર્ણ તથા સમર્થ હોય, તેટલામાં જ્ઞાની પુરૂષે તુરત કલ્યાણને માટે પ્રયત્ન કરવો જોઇએ. ઇંદ્રિયાધીન પુરૂષનું આયુષ્ય સો વર્ષનું કહેવાય છે, તેમાં અર્ધું આયુષ્ય એટલે પચાસ વર્ષ નિષ્ફળ જાય છે. કારણકે, પુરૂષ તેટલા વર્ષ સૂધી રાતે નિદ્રારૂપી મહા મોહમાં પડીને સુઇ રહેછે. વીશ વર્ષ, બાળક અવસ્થાના અજ્ઞાનમાં અને કુમાર અવસ્થાની રમતમાં વીતિ જાયછે. વીશ વર્ષ, વૃદ્ધાવસ્થાથી શરીર ઘેરાઇ જવાને લીધે અસમર્થ-પણામાં જાયછે અને બાકીનાં વર્ષ ઘરની અંદર આસક્ત થયેલા પ્રમત્ત પુરૂષને કોઇથી ન પૂરી શકાય, એવી તૃષ્ણા-ઓમાં તથા બળવાન્ મોહમાં ચાલ્યાં જાયછે. ઇંદ્રિયને આધીન થયલો કયો પુરૂષ, ઘરની અંદર આસક્ત થયેલા અને સ્નેહની મજબૂત પાશોથી બંધાયેલા પોતાના આત્માને છોડાવી શકેછે? વળી જે ધન, પ્રાણ કરતાં પણ વધારે પ્રિય છે, તથા ચોર, સેવક અને વ્યાપારી, પોતાના પ્રિય

પ્રાણોનો ખર્ચ કરીને જે ધનને મેળવેછે, તે ધનની તૃષ્ણાનો કયો મનુષ્ય ત્યાગ કરે ? દીકરાઓ, મનોહર દીકરીઓ, ભાઇઓ, બેનો, ગરીબ માતાપિતા, સુંદર એવા ઘણા સામાનથી ભરેલાં ઘર, કુળપરંપરાની આજીવિકા, ઢોરઢાંખર અને સેવક વર્ગને સંભારતો, સ્નેહથી બંધાયેલો, લોભથી જેમની તૃષ્ણા પુર્ણ થઈ નથી એવો, ઉપસ્થના તથા જિહ્વાના રસનેજ અધિક માનનારો, અપાર મોહથી તેમાં લાગી રહેલો, તથા કોશેટાનો કીડો જેમ પોતાનું ઘર બનાવતાં નીકળવાનો માર્ગ રાખતો નથી, તેમ નિત્ય કર્મ કર્યા કરતો પ્રાણી, દયાપાત્ર સ્ત્રીના એકાંત સંગનો, તથા મનોહર એવા ગુપ્ત વિચારોનો કેમ ત્યાગ કરી શકે ? તેમ સંબંધીઓનો તથા કાલું કાલું બોલનારાં છોકરાંઓનાં સંધનો, પણ કેમ ત્યાગ કરી શકે ? અને કેવી રીતે વૈરાગ્ય પામે ? મદમત્ત થયેલો મનુષ્ય કુટુંબોનું પોષણ કરવાના કામમાં, ઓછાં થઇ જતાં આયુષ્યને તથા હણાતા પુરૂષાર્થને જાણતો નથી, પરંતુ તે, કુટુંબમાં પ્રીતિ રાખવાથી, સર્વ જગોએ ત્રિવિધ તાપથી દુઃખી થયા કરેછે, તોપણ તે તેને દુઃખરૂપ માનતો નથી. જેનું મન નિત્ય ધનમાં લાગી રહેલું હોયછે, એવો ઇંદ્રિયાધીન કુટુંબી મનુષ્ય, પરનું ધન હરી લેનારાને, આલોકમાં તથા પરલોકમાં

જે દુ:ખ થાયછે તે જાણેછે, તોપણ પોતાની તૃષ્ણા શાંત ન થવાથી પરનું ધન હરણ કરેછે. હે દૈત્યો! જ્ઞાની મનુષ્ય પણ એ પ્રમાણે પોતાને વિષે તથા પારકાને વિષે, ભેદદૃષ્ટિ રાખીને પોતાનાં કુટુંબનું પોષણ કરેછે. તે આત્મ-વિચાર કરવાને સમર્થ થતો નથી, પણ તે મૂઢની પેઠે અહંતા મમતામાં અટવાયા કરેછે. સ્ત્રીઓ કે જેઓનો સંગ કરવાથી પુત્ર પૌત્રાદિકરૂપી બેડીમાં પડાયછે, તેઓની પાસે વિહાર કરવાના વાંદરા જેવો રાંક થઇને રહેનારો કોઇ પણ પુરૂષ, કોઇ કાળે, કોઇપણ ઠેકાણે, પોતાના આત્માને છોડા-વવાને સમર્થ થતો નથી, માટે હે દૈત્યો! વિષયોમાં લાગી રહેલા દૈત્યોનો સંગ દૂરથી ત્યાગ કરીને, આદિ દેવ નારા-યણ ભગવાનનુંજ ભજન કરો; કારણ કે, સંસારમાંનો સંગ, ત્યાગ કરનારા પુરૂષો, નારાયણનાં ભજનનેજ મોક્ષ માનેછે. હે અસુરના પુત્રો! ભગવાન્ નારાયણને પ્રસન્ન કરનારા પુરૂષને બહુ પરિશ્રમ પડતો નથી, કારણકે, તે સર્વ પ્રાણી-ઓના આત્મા છે, અને આલોકમાં સર્વ ઠેકાણે પ્રસિદ્ધ છે. સ્થાવરથી લઇને બ્રહ્મા સૂધીના જીવોમાં, પાંચ ભૂતથી બનેલા નિર્જીવ પદાર્થોમાં, પાંચ મહાભૂતોમાં, ત્રણ ગુણોમાં, પ્રકૃ-તિમાં તથા મહત્તત્ત્વાદિ વિકારોમાં, અવિનાશી એવા પરમાત્મા ભગવાન્ ઇશ્વરજ એક છે. એ પરમાત્મા પોતે

વસ્તુતાએ એકજ અને નામ રહિત છે, તોપણ ભોક્તારૂપે વ્યાપક કહેવાયછે, ને ભોગ્યદેહાદિરૂપે વ્યાપ્ય કહેવાય છે. એ પરમેશ્વરનું સ્વરૂપ કેવળ અનુભવ અને આનંદરૂપ છે, અને તેમણે ગુણોને ઉત્પન્ન કરનારી પોતાની માયાવડે, પોતાનાં ઐશ્વર્યને અંતર્હિત કરેલું છે, એમ જાણવામાં આવેછે, માટે તમે આસુરી ભાવનો ત્યાગ કરી, સર્વ પ્રાણીઓ ઉપર સ્નેહ અને દયા રાખો; કારણકે, દયાથી ભગવાન્ પ્રસન્ન થાયછે, અને આદિ એવા અનંત ભગવાન્ પ્રસન્ન થાય ત્યારે કઇ વસ્તુ દુર્લભ રહે? તોપણ ભગવાનના ચરણની સુધાનેજ સેવનારા, અને તેમનુંજ ગાયન કરનારા આપણને, ધર્મ, અર્થ અને કામનું શું પ્રયોજન છે? કારણકે, તેઓ તો પ્રારબ્ધની ગતિથી પોતાની મેળેજ મળેછે. માટે મોક્ષની ઇચ્છા રાખવાનું કાંઇ પણ પ્રયોજન નથી. ધર્મ, અર્થ તથા કામરૂપી ત્રિવર્ગ, આત્મવિદ્યા, કર્મવિદ્યા, તર્કવિદ્યા, દંડનીતિ તથા અનેક જાતની આજીવિકા, આ પ્રમાણે વેદમાં નિરૂપણ કરેલા સર્વ વિષયો, પોતાના અંતર્યામી ભગવાનને, પોતાનો આત્મા, અર્પણ કરવામાં સાધનરૂપ થઈ પડે તો, તેઓને હું સફળ માનું છું. દુર્લભ એવું આ નિર્મળ જ્ઞાન, નરના સખા નારાયણે નારદને કહ્યું હતું, અને તેજ આ જ્ઞાન અકિંચન એવા

ભગવાનના એકાંતિક ભક્તોના ચરણારવિંદની રજમાં જે દેહધારીઓ આળોટેછે, તેઓને પણ થાયછે. આ અનુભવવાળું જ્ઞાન તથા ભગવાનનો શુદ્ધ ધર્મ, મેં પૂર્વે દેવતાના સરખાં દર્શનવાળા નારદજી પાસેથી સાંભળ્યો હતો.

——:o——

## વિરાટ્સ્વરૂપની વિભુતિ.

### ( ઇશ્વર વિષે. )

બ્રહ્મા કહેછે–હે નારદ ! તે વિરાટ્ પુરૂષની વિભુતિની કેટલી કથા કહું ! વિરાટ્ પુરૂષનું મુખ વાણીનું તથા તેના અધિષ્ઠાતા, અગ્નિ દેવનું ઉત્પત્તિ સ્થાન છે, તેની ત્વચા વિગેરે સાત ધાતુઓ, ગાયત્રી વિગેરે છંદોનું ઉત્પત્તિ સ્થાન છે, તેની જિહ્‌વા હવ્ય* કવ્યનું, મનુષ્યનાં અન્નનું અને મધુર, અમ્લ વિગેરે સર્વ રસોનું ઉત્પત્તિસ્થાન છે, વિરાટ પુરૂષની નાસિકા, સર્વ પ્રાણોનું તથા વાયુઓનું મુખ્ય ઉત્પત્તિસ્થાન છે. તેની ઘ્રાણેન્દ્રિય સામાન્ય તથા વિશેષ ગંધનું, અશ્વિનીકુમારનું તથા ઔષધિઓનું ઉત્પત્તિસ્થાન છે. રૂપોનું તથા તેજોનું ઉત્પત્તિસ્થાન વિરાટ્ પુરૂષનાં નેત્ર

---

*હવ્ય–દેવતાઓને ઉદ્દેશીને આપવામાં આવતું અન્ન. કવ્ય–પિતૃઓને ઉદ્દેશીને આપવામાં આવતું અન્ન.

છે, સૂર્યનું તથા આકાશનું ઉત્પત્તિસ્થાન ઇશ્વરનાં નેત્રનાં બે ગોલક છે, દિશાઓનું તથા તીર્થોનું ઉત્પત્તિસ્થાન તેના બે કાન છે. આકાશ તથા શબ્દનું ઉત્પત્તિસ્થાન પુરૂષ ભગવાનના બે કાન છે; અને તેનું શરીર સર્વ વસ્તુઓના સારનું તથા સૌન્દર્યનું ઉત્પત્તિસ્થાન છે. તેની ત્વચા, સ્પર્શગુણનું, વાયુનું તથા સર્વ પ્રકારના યજ્ઞનું ઉત્પત્તિ સ્થાન છે. તેનાં રૂવાટાં સર્વ વૃક્ષોનું, વનસ્પતિઓનું તથા જેનાથી યજ્ઞ થઇ શકેછે એવાં પવિત્ર વૃક્ષોનું ઉત્પત્તિ-સ્થાન છે. તેના કેશમાંથી મેઘ ઉત્પન્ન થયા છે, દાઢી-માંથી વિજળી ઉત્પન્ન થઇ છે અને હાથ પગના નખમાંથી પથરાઓ તથા લોઢું ઉત્પન્ન થયું છે; તેના બાહુઓ લોકપાલોનું ઉત્પત્તિસ્થાન છે, જે લોકપાલો ઘણું કરીને જગતનું પાલન કરેછે. વિરાટ પુરૂષનું ચાલવું, એ ભૂર્લોક, ભૂવર્લોક તથા સ્વર્ગલોકનું સ્થાન છે અને ભગવાનનું ચરણ, ક્ષેમનું, શરણનું તથા સર્વ કામનાઓનાં વરદાનનું સ્થાન છે. વિરાટ પુરૂષનો લિંગ ( ગુહ્યેન્દ્રિય ), પાણીનું વીર્યનું, ઉત્પત્તિનુ વર્ષાદનું તથા પ્રજાપતિનું ઉત્પત્તિસ્થાન છે, અને તેમાં રહેલી ઉપસ્થ ઇન્દ્રિય સંતાનને ઉત્પન્ન કરવા માટે, કરવામાં આવતા સંયોગજન્ય આનંદનું સ્થાન છે. હે નારદ! વિરાટ્ પુરૂષની પાયુ ઇન્દ્રિય યમનું, મિત્રનું

તથા મળત્યાગનું ઉત્પત્તિસ્થાન છે, અને તે ઇંદ્રિયને રહેવાનું સ્થાન જે ગુદા તે, હિંસાનું, દરિદ્રતાનું, મૃત્યુનું તથા નરકનું ઉત્પત્તિસ્થાન છે, એમ જાણવું. વિરાટ પુરૂષનો વાંસો પરાભવનું, અધર્મનું તથા અજ્ઞાનનું ઉત્પત્તિસ્થાન છે. તેની નાડીઓ મહાનદીઓનું તથા નદીઓનું ઉત્પત્તિસ્થાન છે, અને તેનાં હાડકાંઓનો જથ્થો પર્વતોનું ઉત્પત્તિસ્થાન છે. પ્રકૃતિનું, અન્નાદિકના રસનું, સમુદ્રનું તથા પ્રાણીઓને લયથવાનું સ્થાન વિરાટ પુરૂષનું પેટ જાણવું તથા તેના હૃદયને આપણા લિંગદેહનું સ્થાન કહ્યું છે. અને હે નારદ! વિરાટ પુરૂષનું ચિત્તધર્મનું મારૂં, શિવનું, તારૂં, સનક આદિ કુમારોનું, બુદ્ધિનું તથા સત્વગુણનું ઉત્તમ સ્થાન છે. હું, તું, શંકર, આ પ્રથમ ઉત્પન્ન થયેલા સનકાદિક કુમારો, મરીચિમિશ્ર વિગેરે મુનિઓ, દેવ, દૈત્ય, મનુષ્ય, નાગ, ખચ્ચર, પક્ષીઓ, હરણ, પેટે ચાલનારાં કાકીડા, સર્પ વગેરે પ્રાણીઓ, ગંધવા અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, ભૂતગણો સર્પો, પશુઓ, પિતૃઓ સિદ્ધો, વિદ્યાધરો. ચારણો, વૃક્ષો, બીજાં અનેક જળચરો, સ્થળચરો, તથા આકાશચારી જીવો, ગ્રહો, નક્ષત્રો, કેતુઓ, તારાઓ, વિજળી, મેઘ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપ આ સર્વ દેખાતો પ્રપંચ વિરાટ પુરૂષરૂપ છે; તેનાથી જૂદી કોઇપણ વસ્તુ નથી,

તે વિરાટ પુરૂષે આખા વિશ્વને વ્યાપી લીધેલું છે. જેટલા અંશમાં જગત્ છે તેથી અધિક અંશ જગતના સ્પર્શથી રહિત છે. સૂર્ય પોતાનાં મંડળને પ્રકાશ કરતો જેમ બહારથી સર્વ વસ્તુઓનો પણ પ્રકાશ કરે છે, તેમ વિરાટ પુરૂષ પણ બ્રહ્માંડને પ્રકાશ કરતો થકો બ્રહ્માંડની અંદરના તથા બહારના સર્વ પદાર્થોને પ્રકાશ કરે છે. હે નારદ ! તે વિરાટ પુરૂષ જન્મ મરણને આપનારાં કર્મનાં ફળોને ઉલ્લંઘન કરી ગયા છે, અર્થાત્ તે વૈષયિક સુખથી અળગા છે, માટે તે કેવળ સર્વાત્મા છે એમ નથી, પરંતુ તે નિજાનંદના તથા અભયના ( મોક્ષના ) સ્વામી છે.

——:o:——

## બદ્ધ, મુક્ત સત્પુરૂષ તથા ભક્તિનાં લક્ષણો.

( જ્ઞાની તથા ભક્ત વિષે )

શ્રીભગવાન ઉદ્ધવજીને કહે છે—સ્વપ્નામાંથી ઉઠેલો જીવ સ્મરણમાં આવતાં સ્વપ્નદેહ, દેહમાં રહેલો હોય તોપણ સ્વપ્નાવસ્થાનાં સુખદુઃખથી રહિત હોય છે; માટે સ્વપ્નના દેહમાં રહેલો નથી. તેમ જ્ઞાન પ્રાપ્ત થયાથી મુક્તિ પામેલો જીવ સંસ્કારરૂપે માત્ર દેહમાં રહેલો હોય છે. તોપણ તે દેહનાં સુખદુઃખને પોતાને વિષે માનતો નથી. તેથી

દેહમાં રહેલોજ નથી, તથા સ્વપ્નાવસ્થામાં સ્વપ્ન દેહમાં રહેલો જીવ, વાસ્તવિકરીતે જોતાં તે દેહમાં રહેલો નથી, તોપણ જેમ તે પોતાને દેહમાં રહેલો માને છે, તેમ અજ્ઞાની જીવ પણ ખરી રીતે તો દેહમાં રહેલો નથી, તોપણ દેહનાં સુખદુઃખાદિક પોતાનાં છે, એમ માનવાથી દેહમાં રહેલો છે. ઇંદ્રિયો વિષયોનું ગ્રહણ કર્યા છતાં પણ રાગદ્વેષ રહિત જ્ઞાની જીવ ' હું ઇંદ્રિયોથી વિષયોનું ગ્રહણ કરૂં છું, આમ અહંકાર કરતો નથી, પરંતુ ઇંદ્રિયો વિષયોનું ગ્રહણ કરે છે, આમ માને છે તેથી તે મુક્ત રહે છે. પરંતુ અજ્ઞાની પુરૂષ તો પૂર્વ જન્મનાં કર્મને આધીન રહેનારા આ શરીરમાં રહીને, ઇંદ્રિયો, કર્મો કરે છે, છતાં પણ તે કર્મ હું કરૂં છું, આવો અહંકાર કરે છે, તેથી તેમાં બંધાય છે. જ્ઞાની પુરૂષો સુખદુઃખ રહિત અને અભિમાન રહિત થઇને દેહમાં રહે છે અને અજ્ઞાની બદ્ધ જીવ સુખ દુઃખ સહિત તથા અભિમાની થઇને દેહમાં રહે છે. જીવ શું ભોજન કરે છે? તે પ્રશ્નનો ઉત્તર આપું છું, તે સાંભળો. ઇંદ્રિયોનાં કર્મો સાથે મને કઇપણ સંબંધ નથી, છતાં તે, મને વૃથા બાધ કરે છે, આવો વિચાર કરીને વિરક્ત થયેલા વિદ્વાન પુરૂષ સુવું, બેસવું, હરવું, ફરવું, નહાવું, ધોવું, જોવું, અડકવું, સુંઘવું, જમવું તથા સાંભળવું વિગેરે

ક્રિયાઓમાં ઇંદ્રિયોમાં ઇંદ્રિયોને ભોગ આપે છે અને પોતે તેનો એક સાક્ષીરૂપે રહે છે; પરંતુ પોતે તેનો ઉપભોગ કરતો નથી. તો તે દેહમાં રહ્યા છતાં પણ આકાશ જેમ સર્વમાં રહ્યા છતાં પણ કોઇ ઠેકાણે બંધાતું નથી. સૂર્ય જેમ જળમાં પ્રતિબિંબરૂપે રહ્યા છતાં પણ જળમાં બંધાતો નથી અને વાયુ સર્વમાં ફરવા છતાં પણ કોઇ ઠેકાણે બંધાતો નથી. તેમજ જીવ બંધાતો નથી. વૈરાગ્યને લીધે તીક્ષ્ણ થયેલી બ્રહ્મવિદ્યાવડે જેનાં સંશયો નાશ થયા છે એવો જ્ઞાની પુરૂષ જાગ્રત થયેલો પુરૂષ જેમ સ્વપ્નામાંથી નિવૃત્તિ પામે છે; તેમજ તે પણ દેહાદિક પ્રપંચથી નિવૃત્તિ પામે છે. હવે તે જીવ કેવી રીતે વિહાર કરેછે? તે હું કહું છું જે પુરૂષની પ્રાણની વૃત્તિઓ, ઇંદ્રિયોની વૃત્તિઓ, મનની વૃત્તિઓ અને બુદ્ધિની વૃત્તિઓ સંકલ્પ રહિત હોય છે, તે પુરૂષ દેહમાં રહ્યા છતાં પણ દેહાદિકના ગુણોથી રહિત હોય છે. આ પ્રમાણે તમને બદ્ધ તથા મુક્ત પુરૂષનો ભેદ, જે પોતાનાથી જાણવામાં આવે, તે તમને કહ્યો. હવે તેઓ કેવા લક્ષણોથી જાણવામાં આવે છે? તે પ્રશ્નનો ઉત્તર આપું છું. પીડા કરનારા દુર્જનો અથવા તો બીજાઓ દેહને પીડે અથવા તો કોઇ મનુષ્ય દૈવેચ્છાથી કોઇ એક સ્થળે દેહનું કંઇક પૂજન કરે, તે ક્રિયાઓથી

જે વિકાર પામે નહીં, તેને મુક્ત જાણવો; અને જે વિકાર પામે, તેને બદ્ધ જાણવો. ગુણ તથા દોષ રહિત અને સર્વત્ર સમ દૃષ્ટિવાળો જે મુનિ સારૂં કરનારા અથવા નરતું કરનારા તેમજ સારૂં કહેનારા અને નિંદા કરનારાની સ્તુતિ કરતો નથી, તેમજ નિંદા પણ કરતો નથી તેને મુક્ત પુરૂષ જાણવો અને તેનાથી ઉલટાને બદ્ધ પુરૂષ જાણવો. કંઇ સારૂં પણ ન કરનારો તથા કંઈ નરતું પણ ન કરનારો, તેમ સારૂં નરતું ન બોલનારો તેમ તેવી બાબતનો વિચાર પણ ન કરનારો, આવી વૃત્તિથી આત્માનંદમાં મગ્ન રહીને જડની પેઠે પૃથ્વી ઉપર ફર્યા કરનારાને મુક્ત સમજવો અને બીજાને બદ્ધ સમજવો. આ મુક્ત પુરૂષનાં જે લક્ષણો કહ્યાં, તે મુમુક્ષુ પુરૂષનાં સાધન સમજવાં. વિયાણે ઘણો સમય થઇ જવાથી વસૂકી ગયેલી ગાયને, પાછું દૂધ આવશે, એવી આશા રાખનારા પુરૂષનો પરિશ્રમ જેમ નિષ્ફળ નિવડે છે, તેમજ જે પુરૂષ વેદમાં સારી રીતે અભ્યાસ કરીને જો તે પરબ્રહ્મ જાણવા માટે પરિશ્રમ કરે નહીં, તો તેનો શાસ્ત્ર ઉપર કરેલો પરિશ્રમ નિષ્ફળ થાય છે. તાત્પર્ય કે તેને પુરૂષાર્થ સિદ્ધિ થતી નથી. હે ઉદ્ધવજી! જે પુરૂષ વસૂકી ગયેલી ગાયને, વેશ્યા સ્રીને, ક્ષણે ક્ષણે દુઃખ આપનારા દેહને, આલોક અને પરલોકનાં સાધનથી

ભ્રષ્ટ થયેલા પુત્રને, સુપાત્રમાં ન આપતાં પરંતુ અપયશ અને પાપના કારણભૂત ધનને, તથા મારૂં વર્ણન ન કરનારી વાણીને સંઘરે છે, તે પુરૂષને મહા દુઃખી સમજવો. હે ઉદ્ધવ ! જે વાણીમાં આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયરૂપી મારા પવિત્ર કર્મનું અથવા તો લીલાવડે ધારણ કરેલા અવતારોમાં લોકપ્રીય અવતારોનું વર્ણન ન હોય તેવી વાંઝણી વાણીને જ્ઞાની પુરૂષે ધારણ કરવી નહીં. આ રીતે વિચાર કરી જિજ્ઞાસાથી આત્મવિષે દેહાદિકના ભ્રમને દૂર કરીને તથા સર્વ ઠેકાણે વ્યાપક એવા મારા સ્વરૂપ વિષે શુદ્ધ મનને અર્પણ કરીને સર્વ આશાથી વિરામ પામવું. પરબ્રહ્મ વિષે જો તમે આ પ્રમાણે મનને દૃઢ રીતે ધારણ કરી શકતા ન હો તો, સર્વ કર્મો અપેક્ષા રહિત થઇને કરો અને તે સર્વ કર્મો મને અર્પણ કરો. વળી હે ઉદ્ધવ ! જે શ્રદ્ધાળુ પુરૂષ પરમ કલ્યાણકારી તથા લોકોને પવિત્ર કરનારી મારી કથા સાંભળે, મારા જન્મોને કર્મોનું વારંવાર સ્મરણ કરે તથા અનુકરણ કરે, ધર્મ, અર્થ તથા કામ મારી પ્રીતિ અર્થેજ સેવે અને મારો આશ્રય કરીને રહે, તે પુરૂષને મારા સનાતનરૂપ ઉપર નિશ્ચળ ભક્તિ થાય છે. આ પ્રમાણે તે પુરૂષ મહાત્મા પુરૂષના સંગથી

મેળવેલી ભક્તિવડે મારી ઉપાસના કરે છે અને સંત પુરૂષોએ દેખાડેલા મારા પરમ પદને પરિશ્રમ વિના તે પામે છે.

———:૦:———

## સાધુ પુરૂષનાં લક્ષણ.

શ્રીભગવાન્ કહે છે—સાધુ પુરૂષમાં નિચે પ્રમાણે બત્રીશ લક્ષણો હોય છે;—પારકા દુઃખને ન સહન કરનાર, સર્વ પ્રાણીઓનો દ્રોહ ન કરનાર, ક્ષમાવંત, સત્યવાદી, ઇર્ષ્યાદિકથી રહિત, સુખ દુઃખમાં સમાન રહેનાર, શક્તી પ્રમાણે સર્વનો ઉપકાર કરનાર, વિષયોથી અક્ષોભ્ય મનવાળો, ઇંદ્રિયોનો વિજય કરનાર, કોમળ મનવાળો, સદાચારી, પરિગ્રહ રહિત, લૌકિક સુખને માટે કંઇ પણ પ્રયત્ન ન કરનાર, મિતાહારી, શાંત, સ્વધર્મમાં દૃઢ બુદ્ધિવાળો, માત્ર મારોજ આશ્રય કરનાર, આત્મ તત્વનું મનન કરનાર, સાવધાન, વિકાર રહિત, દુઃખ વખતે ધીરજ ધરનાર, ક્ષુધા, તૃષા, શોક, મોહ, જરા અને મૃત્યુને પોતાને વિષે ન માનનાર, માનની ઇચ્છા ન ધરાવનાર, બીજાઓને માન આપનાર, ઉપદેશ કરવામાં કુશળ, કોઇને પણ નહીં ઠગનાર, દયાથીજ સર્વ કાર્ય કરનાર તથા વિવેકી જે હોય તેને સાધુ મહાત્મા પુરૂષ

જાણવો. વેદ મારૂં સ્વરૂપ છે અને તેણે ઉપદેશ કરેલા સ્વધર્મો પાળવાથી અંતઃકરણની શુદ્ધિ થાય છે અને ન પાળવાથી તેમ થતું નથી, એમ જાણવા છતાં પણ તે સ્વધર્મો પ્રભુના ધ્યાનમાં વિક્ષેપ કરનારા છે, આમ ધારીને તથા ઉપર કહેલા ગુણો અને દોષો જાણીને મારા કહેલા સર્વ સ્વધર્મોનો ત્યાગ કરી, જે મને ભજે, તેને ઉત્તમ સાધુ જાણવો હું કે જે દેશ કાલાદિકના માપથી રહિત છું, સર્વનો આત્મા છું, સચ્ચિદાનંદ છું, તેને જાણીને અથવા તો મનન આદિકથી સારી રીતે જાણીને એકાંત ભક્તિથી ભજે છે, તેઓને હું ઉત્તમ ભક્તો જાણું છું.



## ભક્તિ વિષે.

શ્રી ભગવાન ઉદ્ધવજીને કહે છે—હે ઉદ્ધવ! હવે હું ભક્તિનું લક્ષણ કહું છું તે સાંભળો. મારી મૂર્તિઓનાં તથા મારા ભક્તોનાં દર્શન કરવાં, સ્પર્શ કરવો તથા પૂજન કરવું. વળી તેઓની સેવા કરવી, સ્તુતિ કરવી, તેઓની આગળ સરલતાથી રહેવું. તેઓના ગુણ અને કર્મોનાં વખાણ કરવાં. હે ઉદ્ધવ! મારી કથા સાંભળવા ઉપર શ્રદ્ધા રાખવી, મારૂં ધ્યાન કરવું, જે કંઈ મળે, તે સર્વ

મને અર્પણ કરવું, દાસપણાથી શરીર મને અર્પણ કરવું. મારા જન્મ તથા કર્મનું વર્ણન કરવું, મારા જન્માષ્ટમી આદિક ઉત્સવોને અનુમોદન આપવું; ગીત, નૃત્ય, તથા વાજાં વગાડવાં અને સભાઓ કરીને મારા મંદિરમાં ઉત્સવ કરવો. વર્ષમાં જે જે ઉત્સવોનાં પર્વો આવે, તે તે પર્વે યાત્રા કરવી તથા મોટાં નૈવેદ્યો કરવાં. વેદની અથવા તો તંત્રની દિક્ષા ગ્રહણ કરવી. મારાં વ્રત ધારણ કરવાં. મારી મૂર્તિઓનાં સ્થાનમાં શ્રદ્ધા રાખવી તથા મારે માટે ફુલના ને ફળનાં ઉપવનો કરવાં; વિહારસ્થાનો બાંધવામાં તથા નગર અને મંદિર બાંધવાના કામમાં શક્તિ હોય તો પોતે આશ્રય આપવો અને શક્તિ ન હોય તો બીજાઓની સાથે એકઠા થઇને ઉદ્યમ કરવો, કપટ વિના વાસીદું વાળવું, લીપવું, પાણી છાંટવું, મંડળો ભરવાં વિગેરે કર્મોથી દાસની પેઠે મારા મંદિરની સેવા કરવી. અભિમાન રાખવું નહીં; દંભ રાખવો નહીં; કરેલું કામ ગાઇ બતાવવું નહીં. મને અર્પણ કરેલા સ્થાવર પદાર્થો, પોતે ઉપયોગમાં લેવા નહીં, તેમજ બીજા દેવતાઓને અર્પણ કરેલા પદાર્થો મારી પૂજાના ઉપયોગમાં લેવા નહીં. લોકમાં જે જે વસ્તુ પોતાને ઘણીજ ગમતી હોય તથા જે વસ્તુ પોતાને અત્યંત પ્રિય હોય, તે તે વસ્તુ મને નિવેદન કરવી. આ પ્રમાણે

નિવેદન કરેલી તે વસ્તુ અનંત ફળ આપે છે. હે ઉદ્ધવ! સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, ગાય, વૈષ્ણવ, હૃદયાકાશ, પવન, પાણી, પૃથિવી, પોતાનો આત્મા તથા સર્વે પ્રાણીઓ, આ અગ્યાર મારી પૂજા કરવાનાં સ્થાન છે. વેદમાં કહેલાં સૂક્તોથી સૂર્યમાં મારૂં પૂજન કરવું. બળિ વડે અગ્નીમાં મારૂં યજન કરવું. આતિથ્ય સત્કારથી ઉત્તમ બ્રાહ્મણમાં મારૂં પૂજન કરવું અને હે ઉદ્ધવ! ખડ વિગેરેથી ગાયોમાં મારૂં પૂજન કરવું. બંધુની પેઠે સત્કાર કરીને વૈષ્ણવોમાં મારૂં પૂજન કરવું; હૃદયાકાશમાં ધ્યાનનિષ્ઠાથી મારૂં પૂજન કરવું. પ્રાણદૃષ્ટિથી વાયુમાં પૂજન કરવું; જળાદિક વસ્તુઓથી તર્પણ કરીને જળમાં મારૂં પૂજન કરવું. ગુપ્ત મંત્રો-વડે પૃથ્વીમાં મારૂં પૂજન કરવું. જૂદા જૂદા ભોગો આપીને આત્મામાં મારૂં પૂજન કરવું. સર્વ પ્રાણીઓમાં હું ક્ષેત્રજ્ઞ રૂપે રહેલો છું. તેનું સર્વત્ર સમદૃષ્ટિ રાખવાથી પૂજન કરવું. આ સ્થાનોમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મને ધારણ કરનારાં, ચાર ભુજાવાળાં તથા શાંત એવા મારા સ્વરૂપનું ધ્યાન કરવું. જિતેંદ્રિય રહેવું, અને મંત્રમાં કહેલા વિધિ પ્રમાણે મારૂં પૂજન કરવું. જે જિતેંદ્રિય પુરૂષ યજન કરીને તથા વાવ, કૂવા વિગેરે ખોદાવીને ઉપર કહ્યા પ્રમાણે મારૂં પૂજન કરે છે, તેને મારા ઉપર ઉત્તમ ભક્તિ

થાય છે. અને ઉત્તમ ભક્તિવાળા સાધુ પુરુષની સેવાથી મારુ જ્ઞાન મેળવે છે.

——:o:——

## સત્સંગ વિષે.

એકાદશ સ્કંધમાં શ્રીભગવાન કહે છે કે હે ઉદ્ધવ! ઘણું કરીને સત્સંગથી થતા ભક્તિ યોગ વિના સંસાર તરવાનો બીજો કોઇ ઉત્તમ ઉપાય નથી. હું સત્પુરુષોનો આશ્રય છું માટે સત્પુરુષોનો સમાગમ કરવાથી મારી તુરત પ્રાપ્તિ થાય છે. હે ઉદ્ધવ! તમે મારી પાસેથી સાંભળો છો, તેથી જ હું તમને અત્યંત રહસ્ય તથા સર્વથી યોગ્ય એવો આ વિષય પણ કહીશ; કારણ કે તમે મારા દાસ, સંબંધી તથા મિત્ર છો.

શ્રીભગવાન્ કહે છે—હે ઉદ્ધવ! સર્વ સંગોને ટાળનારો સત્સંગ જે પ્રમાણે મને વશ કરે છે; તે પ્રમાણે યોગ, તત્ત્વવિચાર, ધર્મ; વેદાધ્યન તથા સંન્યાસ, યજ્ઞ, વાવ, કૂવા વિગેરે નવાણો ખોદાવવાં, દક્ષિણા, વ્રત, દેવપૂજા, મંત્રો, તીર્થો, નિયમો, અને યમો મને વશ કરતાં નથી. દૈત્યો, રાક્ષસો, પશુઓ, પક્ષીઓ, ગંધર્વો, અપ્સરાઓ,

નાગ લોકો, સિદ્ધ લોકો, ચારણો, યક્ષો, વિદ્યાધરો, મનુષ્યોમાં પણ વૈશ્યો, શૂદ્રો, સ્ત્રીઓ તથા ચાંડાલો કે જેઓ રજોગુણ તથા તમોગુણી હતા, તેઓ પણ તે તે યુગમાં હે ઉદ્ધવ! કેવળ સત્સંગથી જ મને પામ્યા છે. વળી વૃત્રાસુર, પ્રહ્‌લાદ, વૃષપર્વા બળિરાજા, બાણાસુર, મયદાનવ, વિભીષણ, સુગ્રીવ, હનુમાન, જાંબવાન, ગજેન્દ્ર, જટાયુ પક્ષી, તુલાધાર વાણીઓ, ધર્મવ્યાધ, કુબ્જા, વ્રજની ગોપીઓ, યજ્ઞ કરનારા બ્રાહ્મણોની સ્ત્રીઓ તથા તેવા બીજા પણ ઘણા સત્સંગથી મને પામ્યા છે. આ લોકો વેદ ભણ્યા ન હતા. તેઓએ ભણવા માટે મહાત્માઓની સેવા પણ કરી ન હતી. તેમ તપ પણ કર્યું ન હતું, તોપણ સત્સંગથી મને પામ્યા હતા. યોગથી, તત્ત્વ વિચારથી, દાનથી, વ્રતથી, તપથી, યજ્ઞથી, વ્યાખ્યાનથી, વેદાધ્યયનથી તથા સંન્યાસ લેવાથી પણ મનુષ્ય પ્રયત્ન કરતાં છતાં પણ જે મને પ્રાપ્ત થતો નથી, તે મને ગોપીઓ, ગાયો, વૃક્ષો, મૃગો, નાગો તથા બીજા પણ મૂઢ બુદ્ધિવાળા જીવો સત્સંગથી ઉત્પન્ન થયેલી એક ભક્તિવડે પરિશ્રમ વગર પ્રાપ્ત થયેલ છે.

———:०:———

# ભગવદ્ ધર્મ.

( ભગત લક્ષણને ભક્તોની રીતી. )

શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધમાં કાવ નામના યોગેશ્વર કહે છેઃ—આ સંસારમાં ભગવાનના ચરણારવિંદની ઉપાસના કરવી, એજ સર્વ પ્રકારના ભયને મટાડનારૂં ઉત્તમ કલ્યાણકારી સાધન છે, એમ હું માનું છું. કારણ કે જે ઉપાસના કરવાથી દેહાદિક મિથ્યા પદાર્થોમાં હું અને મારૂં એમ અભિમાન કરવાથી નિત્ય મનમાં ખિન્ન રહેતા પુરૂષનો સંસારનો સર્વ ભય નાશ પામે છે. મનુ, યાજ્ઞવલ્કય આદિકદ્વારા વર્ણાશ્રમના ધર્મો કહાવીને, અજ્ઞાની પુરૂષોને પરિશ્રમ વિના આત્મજ્ઞાન થવા માટે ભગવાને પોતે શ્રીમુખથી જે ઉપાયો કહ્યા છે તે ઉપાયોને ભગવત્સંબંધી ધર્મો જાણવા. હે રાજા ! યોગાદિકમાં જેમ મનુષ્યને વિઘ્ન નડે છે, તેમ આ ભગવદ્ધર્મમાં મનુષ્યને કોઇ પણ દિવસ વિઘ્નો નડતાં નથી. શ્રુતિ તથા સ્મૃતિ આ બન્ને દ્વિજવર્ગનાં નેત્રો ગણાય છે, તેમાંથી એકને ન જાણતો હોય તે કાણો ગણાય છે અને બન્નેને ન જાણતો હોય તે આંધળો ગણાય છે. લોકમાં જેમ અંધને આગળ ગતિ કરવામાં મોટાં દુઃખ પડે છે, તેમજ આ ભગ-

વદ્ધર્મમાં ગતિ કરનારો કદાચ તે બન્ને નેત્રો વિંચીને આગળ ગતિ કરે છે એટલે કે આંધળો જેમ એક પગલું મૂકીને આગળ પગલું માંડે છે, તેમ કોઇ કોઇ કર્મો છોડી દઇને કોઇ કોઇ કર્મો કરે છે, તોપણ તે ફળથી રહિત થતો નથી. શાસ્ત્રોક્ત કર્મોજ ભગવાનને અર્પણ કરવાં, એવો કંઇ નિયમ નથી. પરંતુ મનથી, વાણીથી, કાયાથી, ઇંદ્રિયોથી, બુદ્ધિથી, અહંકારથી તથા અધ્યાસથી માનેલા બ્રાહ્મણપણાંના સ્વભાવથી જે જે કંઇ કર્મ કરવામાં આવે તે તે સર્વ કર્મ પરમાત્મા નારાયણને અર્પણ કરવાં. આ પ્રમાણે અર્પણ કરવાથી તે સર્વ કર્મો ભગવદ્ધર્મ ગણાય છે. અજ્ઞાનથીજ ભય ઉત્પન્ન થાય છે અને જ્ઞાનથી તે મટી શકે છે; માટે ઈશ્વરના ભજનનુ શું પ્રયોજન છે? માત્ર જ્ઞાન સંપાદન કરવું, કે જેથી અજ્ઞાનકલ્પિત ભય દૂર થાય, આવી કોઇ શંકા કરે, પરંતુ તે શંકા નિર્મૂળ છે. ભગવાનની માયાથી ભય ઉત્પન્ન થાય છે, માટે બુદ્ધિશાળી મનુષ્યે તે ભગવાનનુજ ભજન કરવું યોગ્ય છે. કદાચ તમારા મનમાં આવશે કે, દેહાદિકના અભિમાનથી ભય ઉત્પન્ન થાય છે અને તે અભિમાન. દેહના અહંકારથી થાય છે અને તે અહંકાર સ્વસ્વરૂપના અજ્ઞાનથી થાય છે, તેમાં બીચારી માયાનો શું દોષ? પરંતુ આમ

માનવું યોગ્ય નથી. કારણ કે, તે મનુષ્ય જ્યારે પરમાત્માથી વિમુખ થાય છે, ત્યારે તે ભગવાનની માયાથી સ્વસ્વરૂપને વિસરી જાય છે અને તેને લીધે 'હું દેહ છું, હું દુ:ખી છું, હું સુખી છું,' આવો તેને ભ્રમ થાય છે અને આવી દ્વૈતબુદ્ધિ થવાની મનુષ્યને ભય થાય છે. આ પ્રમાણે લૌકિકમાયાના નિયંતા પરમાત્માની ભક્તિ કરવી, તારા મનમાં શંકા થતી હશે કે, ચિત્ત વિષયોથી વિક્ષિપ્ત હોય તો ભગવાનની એકાંતિક ભક્તિ થઇ શકે નહીં અને એકાંતિક ભકિત થઇ શકે નહિ ત્યારે અભય તો ક્યાંથીજ થાય? તારી આ શંકા નિર્મૂળ છે; કારણ કે વિષયો એ ખરી વસ્તુ જ નથી, કિંતુ તે એક મનનો વિલાસ માત્ર છે, માટે મનને નિયમમાં રાખીને, ભજન કરવાથી અભય મળે છે. આ દેખાતો દ્વૈતપ્રપંચ જો કે મિથ્યા છે તોપણ સ્વપ્ન તથા મનોરથની પેઠે ચિંતન કરનારાના મનમાં પ્રતીત થાય છે, માટે જ્ઞાની પુરૂષે કર્મોના સંકલ્પ વિકલ્પ કરનારાં મનને રોકવાથી ભગવાન્ વિષે અનન્ય ભકિત થઇ શકે છે અને અનન્ય ભકિતથી ભજન કરતાં અભય પ્રાપ્ત થાય છે. ભગવાનના મહા કલ્યાણકારક અવતારો, કર્મો તથા અવતારનાં અર્થવાળાં જે નામો જગતમાં પ્રસિદ્ધ છે, તેઓનું લજ્જા અને સ્પૃહા છોડીને, શ્રવણ તથા ગાયન

કરતાં જગતમાં ફરવું. ભગવાનનાં નામનાં તથા કર્મનાં કીર્તન કરવાથી જેમનું હૃદય પીગળી જાય છે એવા ભગવાનના ભક્તો, ઉપર પ્રમાણે નિયમ રાખીને, દાંભિકની પેઠે માત્ર લોકોને દેખાડવા માટે નહીં, પરંતુ ઓડે પકડી પાડેલા પુરૂષની પેઠે પરાધીન થઈને કોઇ વેળા "ભગવાન્ ભક્તની આગળ હારી ગયા છે," એમ ધારીને હસે છે; કોઈ વેળા "ઘણા દિવસ સૂધી ભગવાને પોતાની ઉપેક્ષા કરી છે," એમ ધારીને રડે છે; કોઇ વેળા અત્યંત ઉત્કંઠિતપણાંથી ચીસો પાડે છે; કોઇ વેળા મોટા હર્ષમાં આવી જઇને ગાય છે અને કોઈ વેળા 'જય જય' એવા શબ્દો બોલીને નાચે છે. ભગવદ્ભક્તે આકાશ, વાયુ, અગ્નિ, જળ, પૃથ્વી, નક્ષત્રાદિક તેજ, પ્રાણીઓ, દિશાઓ, વૃક્ષાદિક, નદીઓ, સમુદ્રો તથા જે કંઈ પદાર્થ છે, તે સર્વ ભગવાનનું સ્વરૂપ છે, એમ માનીને અનન્ય ભાવથી સર્વને પ્રણામ કરવા. આ ગતિ તો આરૂઢ યોગીઓને પણ ઘણે જન્મે માંડ માંડ મળે છે. ત્યારે નામના કીર્તનથી એક જન્મમાં તો કેમ જ મળે? આવી શંકા કરવી તે વ્યર્થ છે, કારણ કે ભોજન કરતાં પ્રત્યેક કોળીએ તો શું, પરંતુ પ્રત્યેક કણે જેમ આનંદ, ઉદરપોષણ તથા ક્ષુધાની નિવૃત્તિ થાય છે, તેમ ભગવાનને ભજનારા પુરૂષને પણ

ભજન કરતી વખતે જ એક પ્રેમલક્ષણા ભક્તિ, પ્રેમપાત્ર ભગવત્સ્વરૂપની સ્ફુર્તિ તથા ઘર વિગેરેમાં વૈરાગ્ય થાય છે અને ઘણા કોળીઆઓ જમવાથી જેમ સુખાદિકમાં વૃદ્ધિ થઇને પરમ સુખ થાય છે, તેમ ઘણું ભજન કરવાથી પણ ભક્તિ વિગેરેમાં વૃદ્ધિ થઇને પરમ ભક્તિનો લાભ થાય છે. હે રાજા! આ રીતે અવિચ્છિન્ન ભાવથી ભગવાનના ચરણનું ભજન કરનારા વૈષ્ણવને ભક્તિ જ્ઞાન તથા વૈરાગ્ય થાય છે ત્યારે તે સાક્ષાત્ પરમ શાંતિને પામે છે.

——:o:——

## વૈષ્ણવોનાં લક્ષણ.



હરિ નામના યોગેશ્વર કહે છે—હું ચૈતન્યરૂપ પરબ્રહ્મરૂપ સર્વ પદાર્થોમાં વ્યાપક છું, તેમ સવ પદાર્થો મારા પરબ્રહ્મ સ્વરૂપમાં અધ્યાસરૂપે રહેલા છે. આ પ્રમાણે જે જાણે છે, તેને ઉત્તમ વૈષ્ણવ સમજવા. જે મનુષ્ય ઇશ્વર ઉપર પ્રેમ, ઇશ્વરના ભક્તો સાથે મૈત્રી, મૂર્ખો ઉપર કૃપા તથા શત્રુઓ ઉપર ઉપેક્ષા રાખે, તેને મધ્યમ વૈષ્ણવ જાણવો. કારણ કે તે પ્રથમના કરતાં જરાક ભેદ બુદ્ધિવાળો હોય છે

તથા જે મનુષ્ય શ્રદ્ધા રાખીને મૂર્તિમાંજ ભગવાનની પૂજા કરે, પરંતુ ભગવાનના ભક્તોની પૂજા કરે નહીં, તેમ બીજાઓની પણ પૂજા કરે નહીં, તેને પ્રાકૃત વૈષ્ણવ એટલે ભક્તિનો આરંભ કરનારો જાણવો. ઉત્તમ વૈષ્ણવ ભગવાનમાંજ ચિત્ત લાગેલું હોવાથી વિષયને ગ્રહણ કરતો નથી અને કદાચ ઇંદ્રિયોથી વિષયોનું ગ્રહણ થઇ જાય છે, તો આ જગતને ભગવાનની માયારૂપી માનીને પ્રતિકૂળ વિષયોનો દ્વેષ કરતો નથી, તેમ અનુકૂળ વિષયોથી પ્રસન્ન થતો નથી, તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો. વળી જે પુરુષ ભગવાનનું અવિચ્છિન્ન સ્મરણ રહેવાથી, દેહના ધર્મરૂપ જન્મ–મરણ, પ્રાણના ધર્મરૂપ ક્ષુધા–તૃષા, મનના ધર્મરૂપ ભય, બુદ્ધિના ધર્મરૂપ તૃષ્ણા, ઇંદ્રિયોના ધર્મરૂપ પરિશ્રમ વિગેરે સંસારિક ધર્મોથી મુંઝાય નહીં, તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો. જેના ચિત્તમાં કામ, કર્મ અથવા તો વાસનાનાં બીજની ઉત્પત્તિ પણ ન હોય, તથા જેને એક ભગવાનનોજ આશ્રય હોય તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો. જે પુરુષને ઉંચા કુળમાં જન્મ થવાનો, તપ આદિક કર્મનો, વર્ણનો, આશ્રમનો કે જાતિનો આ દેહ વિષે અહંકાર થતો નથી, તે પુરુષ ભગવાનને પ્રિય હોય છે. જે પુરુષને ધનમાં પોતાનું કે પારકું આવો ભેદ હોતો નથી, તેમજ દેહમાં હું અને બીજો આવો

ભેદ હોતો નથી તથા જે સર્વ પ્રાણીઓ ઉપર સમદૃષ્ટિ રાખે છે અને શાંત હોય છે, તેને ઉત્તમ વૈષ્ણવ જાણવો. જે પુરૂષ ત્રણ લોકના વૈભવ માટે ભગવાનમાં મન રાખનારા દેવાદિકોએ પણ દુર્લભ હોવાથી શોધ કરવા યોગ્ય એવા ભગવાનના ચરણારવિંદનાં ધ્યાનમાંથી લવ તથા અર્ધ નિમેષ પણ ચૂકતો નથી, તે મનુષ્યને ઉત્તમ વૈષ્ણવ જાણવો. તૃષ્ણાથી તાપ થતો હોય તો ભગવાનના ચરણારવિંદમાંથી ભ્રષ્ટ થવાય છે; પરંતુ ભગવત્સેવાનું સુખ મળવાથી તૃષ્ણાનો તાપ થતોજ નથી. ચંદ્રનો ઉદય થયા પછી જેમ સૂર્યનો તાપ રહેતો નથી, તેમ ભગવાનનાં ઘણા પરાક્રમી ચરણની આંગળીઓમાં રહેલા નખરૂપ મણિઓની ચંદ્રિકાથી ભક્તના હૃદયનો તૃષ્ણાદિક તાપ મટી જાય છે, તે તાપ પાછો કેવી રીતે પરાભવ કરી શકે? પરાધીન દશામાં પણ જેમનું નામ લેવાથી જે પાપના ઢગનો નાશ કરે છે તથા પ્રેમરજ્જુવડે જેમનાં ચરણકમળ બંધાઈ ગયાં છે એવા ભગવાન્ જેના હૃદયમાંથી દૂર ખસતા ન હોય તે પુરૂષને ઉત્તમ વૈષ્ણવ કહેલો છે.

———:o:———

# સત્સંગ વિષે.

એક દિવસને સમયે ભગવદ્દભક્ત નારદજી વસુદેવજીને ઘેરે પધાર્યા ત્યારે વસુદેવજી પૂછે છે—હે ભગવન્! માતાપિતાનું આગમન જેમ પુત્રોનું કલ્યાણ કરે છે, અને ભગવાનનો માર્ગ દર્શાવનારા મહાત્માઓનું આગમન જેમ કૃપણ લોકોનું કલ્યાણ કરે છે, તેમ આપ ભગવત્સ્વરૂપનું આગમન પણ સર્વ પ્રાણીઓનું કલ્યાણ કરનારૂં છે. દેવતાઓ પણ મોટા પુરૂષોના સમાન નથી; કારણ કે દેવતાઓનું ચરિત્ર પ્રાણીઓને કોઇ વેળા સુખકારક થઇ પડે છે, તો કોઇ વેળા દુઃખકારક પણ થઇ પડે છે. એટલે દેવતાઓ વૃષ્ટિ કરે છે તો પ્રાણીઓ સુખી થાય છે અને અતિ વૃષ્ટિ કરે છે તો પ્રાણીઓ દુઃખી થાય છે પરંતુ તમારા સરખા નિર્મળ મનના તથા ભગવાનના ઉપર સર્વ મનથી નિષ્ઠા રાખનારા સાધુ પુરૂષોનાં ચરિત્રો સુખકારક હોય છે. દેવતાઓ સુખ આપે છે, તોપણ તેઓ ભજન અનુસારે સુખ આપે છે, પરંતુ મહાત્મા પુરૂષો તેવા નથી. જેઓ દેવતાઓને જે પ્રમાણે ભજે છે, તેઓને દેવતાઓ પણ તે પ્રમાણેજ ફળ આપે છે; અર્થાત પુરૂષ જે પ્રમાણે કર્મ કરે છે, તે પ્રમાણે તેની છાયા પણ કર્મ કરે છે; આમ દેવતાઓ

માત્ર કર્મને સહાય કરનારા છે, પરંતુ મહાત્માઓ તેવા નથી. તેઓ તો દીન ઉપર દયા રાખનારા છે. હે મહારાજ! અમે આપના આગમનથીજ પવિત્ર થયા છીએ, તથાપિ આપને ભગવાનના ધર્મો વિષે પ્રશ્ન કરીએ છીએ, કારણ જે ધર્મો સાંભળીને મનુષ્ય સર્વ ભયમાંથી મુક્ત થાય છે. મેં પૂર્વે દેવની માયાથી મોહિત થઇને પૃથ્વી ઉપર મુક્તિ આપનારા ભગવાનને પ્રજા માટે ભજ્યા હતા; પરંતુ મોક્ષ માટે ભજ્યા ન હતા, માટે હે સુવ્રત! અમે ચારે તરફ ભયથી ભરેલા અને અનેક દુઃખોથી ભરપૂર એવા સંસાર-માંથી પરિશ્રમ વિના છૂટી જઇએ એવો પ્રત્યક્ષ ઉપદેશ અમને આપો.

શ્રી શુકદેવજી કહે છે—હે રાજા! આ રીતે બુદ્ધિશાળી વસુદેવે પ્રશ્ન કર્યો, કે ભગવાનના ગુણોનો પ્રસંગ નિકળતાં, તેમના ગુણો સ્મરણમાં આવવાથી, નારદજીએ પ્રસન્ન થઇને, વસુદેવને નિચે પ્રમાણે કહ્યું.

નારદજી બોલ્યા—હે યાદવોમાં શ્રેષ્ઠ! તમે સર્વને પવિત્ર કરનારા ભગવાનના ધર્મો પૂછો છો, એ તમારો વ્યવસાય ઉત્તમ છે. હે વસુદેવ! ભગવાનના ધર્મો સાંભળવાથી, પાઠ કરવાથી, ધ્યાન કરવાથી, આદર આપવાથી તથા તેમાં સંમતિ

આપવાથી તે આખા વિશ્વના દ્રોહ કરનારાને પણ તુરત પવિત્ર કરે છે. આજે તમે પરમ કલ્યાણકારી તથા જેમનું ચરિત્ર સાંભળવાથી કે ગાવાથી પુણ્ય આપે છે એવ ભગવાન નારાયણ મને સંભારી આપ્યા, એ મારા ઉપર મોટો ઉપકાર કર્યો.

વિદેહ રાજા પૂછે છે—હું આપને સાક્ષાત્ ભગવાન્ વિષ્ણુના પાર્ષદો માનું છું. કારણ કે ભગવાનના પાર્ષદો લોકોને પવિત્ર કરવા માટે સર્વ ઠેકાણે ફરે છે. દેહધારી જીવોને આ મનુષ્યદેહ જો કે ક્ષણભંગુર છે, તોપણ તે મોક્ષ મેળવવાનું સાધન હોવાથી દુર્લભ છે અને તેમાં પણ હું ભગવાનના ભક્તોનું દર્શન વિશેષ દુર્લભ માનું છું. હે પાપરહિત યોગીઓ! મારી સર્વોત્તમ કલ્યાણકારી વસ્તુ કઈ છે? તે હું આપને પૂછું છું. કારણ કે આ સંસારમાં મનુષ્યોને અર્ધ ક્ષણ પણ સત્સંગ મળવો, તે એક ભંડારના સમાન ગણાય છે, જો ભગવદ્ધર્મો અમારે સાંભળવા જેવા હોય તો તે અમને કહો, કારણ કે જે ધર્મોથી પ્રસન્ન થયેલા ભગવાન પોતાના ભક્તોને પોતાનું સ્વરૂપ પણ અર્પણ કરે છે.

———:o:———

# નારદે ધ્રુવને કહેલી ભગવત્સેવા કરવાની વિધિ.

:o:

નારદ કહે છે–તારી માતાએ ભગવાન્ વાસુદેવના ભજનનો જે માર્ગ તને કહ્યો છે, તે તારું કલ્યાણ કરનારો માર્ગ છે, માટે તું તે ભગવાન્ વિષે મનને પરોવીને તેની સેવા કર; કારણ કે જે મનુષ્ય ધર્મ, અર્થ, કામ તથા મોક્ષરૂપી પોતાનું કલ્યાણ ઇચ્છતો હોય, તેણે સર્વ પુરૂષાર્થને આપનારા શ્રીહરિનાં એક ચરણનુંજ સેવન કરવું. માટે હે તાત! તારૂં કલ્યાણ થાઓ!! અને તું યમુનાના પવિત્ર તીર ઉપર આવેલાં પવિત્ર મધુવનમાં જા, જયાં આગળ ભગવાન્ શ્રીહરિ નિત્ય પાસે જ રહે છે. તારે ત્યાં જઇને યમુનાનાં પવિત્ર જળમાં ત્રણ કાળ સ્નાન કરી સંધ્યાવંદન દેવતાને નમસ્કાર વિગેરે ઉચિત કર્મો કર્યા પછી, પોતાને માટે એક આસન ગોઠવીને તેનાં ઉપર બેસવું. પછી પૂરક, કુંભક અને રેચક, એમ ત્રણ પ્રકારના પ્રાણાયામથી પ્રાણના, ઇંદ્રિયોના તથા મનના મળનો ધીરે ધીરે નાશ કરીને ગુરૂરૂપ મનવડે શ્રીહરિનું ધ્યાન કરવું. ભક્તજન ઉપર કૃપા કરવાને તત્પર થયેલા, નિરંતર પ્રસન્નમુખ તથા નેત્રવાળા, સુંદર નાસિકાવાળા, સુંદર ભ્રકુટીવાળા, મનોહર કપોલવાળા, દેવતાઓમાં સુંદર, તરૂણ અવસ્થાવાળા, રમણીય

અંગવાળા, રાતા અધરોષ્ઠ તથા નેત્રવાળા, આશ્રિત મનુષ્યને આશ્રય આપનારા, સુખાકારી, શરણાગતનું રક્ષણ કરનારા, દયાના સાગર, જેના વક્ષ:સ્થળમાં શ્રીવત્સનું ચિન્હ છે એવા, મેઘના જેવા શ્યામ રંગના, સર્વ પુરૂષાર્થના ભંડારરૂપ, વનમાળાને ધારણ કરનારા, શંખ, ચક્ર, ગદા તથા પદ્મવડે સુશોભિત ચાર ભુજાવાળા, મુકુટ, કુંડળ. બાજુબંધ અને વનમાળાને ધારણ કરનારા, કંઠમાં કૌસ્તુભ મણિના આભૂષણને ધારણ કરનારા, પીળાં રેશમી વસ્ત્રને ધારણ કરનારા, કંદોરાથી વિંટાયલા, શોભાયમાન સુવર્ણનાં ઝાંઝરને ધારણ કરનારા, અત્યંત દેખાવડા, શાંત ગુણવાળા, મનને તથા નેત્રને આનંદ આપનારા, નખમણિની પંકિતથી શોભતા બે ચરણોવડે હૃદયકમળની કળીના સ્થાનને દબાવીને ભક્તોનાં મનમાં રહેનારા, હસતા, પ્રેમપૂર્વક જોતા અને વર આપનારાઓમાં શ્રેષ્ઠ એવા પુરૂષરૂપ ભગવાનનું ધારણાથી સ્થિર થયેલા એકાગ્ર મનમાં ધ્યાન કરવું. ભગવાનનાં આવાં કલ્યાણકારીરૂપનું ધ્યાન કરનારા મનુષ્યનું મન તુરત પરમ નિવૃત્તિ સુખને પામે છે. અને તેનું મન ભગવાનના સ્વરૂપથી પાછું ફરતું નથી અર્થાત્ ભ્રષ્ટ થતું નથી. હે રાજપુત્ર! હું તને એક જપ કરવા યોગ્ય ઉત્તમ મંત્ર કહું છું તે તું સાંભળ.

જે મંત્ર સાત દિવસ સુધી જપવાથી પુરૂષ, દેવતાઓનાં દર્શન કરે છે. ॐ નમો ભગવતે વાસુદેવાય આ મંત્રવડે દેશ તથા કાળના વિભાગને જાણનારા બુદ્ધિશાળી મનુષ્યોએ પવિત્ર જળથી, સારા અંકુરોથી ( જુવારાથી ), વસ્ત્રથી, ફુલથી તથા વનમાં ઉત્પન્ન થયેલાં મૂળ ફળ, અને ભગવાનને વહાલી એવી તુળસી વિગેરે જાતજાતના પદાર્થોથી ભગવાનની મૂર્ત્તિવિષે પૂજા કરવી. શિલા, લોહ, મણિ વિગેરેની મૂર્તિની પૂજા કર્યા પછી પૃથ્વી, પાણી આદિમાં પણ ભગવાનની પૂજા કરવી, મનને વશ રાખવું, શાંત રહેવું, મૌન રહેવું, મિતાહાર કરવો અને તે આહાર વનનાં ફળ ફુલનો કરવો. તથા ભગવાન પોતાની અચિંત્ય માયાવડે ઈચ્છાનુસાર અવતાર ધારણ કરીને જે જે કામ કરે છે તે તે કામને હૃદયમાં વિચારીને તેનું ધ્યાન કરવું. ભગવાનની જેટલી સેવાઓ કરવી કહી છે, તે સર્વ સેવાઓ તથા ॐ નમો ભગવતે વાસુદેવાય એ મંત્રવડે હૃદયમાં મંત્રમૂર્ત્તિરૂપ ભગવાનની પૂજા કરવી. આ પ્રમાણે અંતઃકરણમાં વસનારા ભગવાનની મન, વાણી તથા કાયાવડે અને ભક્તિસાથે સેવાવડે ઉપાસના કરે તો ભગવાન્ સારી રીતે ભજન કરનારા તે નિષ્કપટી ભક્તજનોના ભાવને વધારે

છે, અને દેહધારીઓને ધર્માધિક ચાર પુરૂષાર્થમાંથી જે પદાર્થ ઇષ્ટ હોય છે તે પદાર્થ આપે છે. પરંતુ મનુષ્યે મોટા ભક્તિભાવથી વિષયોની ઇચ્છા ન રાખતાં અભેદ-ભાવથી સાક્ષાત્ મુક્તિ માટે ભગવાનની સેવા કરવી જોઇએ.

——:o:——

## માયાવાદી સંસારીઓ વિષે.

શ્રીગુરૂ દત્તાત્રેય ભગવાન કહે છે—હું હોલા પાસેથી નીચે પ્રમાણે શિખ્યો છું; કોઈ પણ પુરૂષે કોઇ પણ ઠેકાણે અતિ પ્રીતિ કે લાલન પાલન વિગેરેની અત્યંત આસક્તિ રાખવી નહીં. પુરૂષ જો અત્યાસક્તિ કરે છે, તો દીન-બુદ્ધિવાળા હોલાની પેઠે સંતાપ પામે છે. કોઇ એક હોલો વનમાં ઝાડ ઉપર માળો ઘાલીને, તેમાં પોતાની સ્ત્રી હોલીની સાથે કેટલાએક વર્ષ સૂધી રહ્યો હતો. સ્નેહથી એક હૃદયવાળાં બન્ને ગૃહસ્થાશ્રમી જોડાંએ અન્યોઅન્ય દૃષ્ટિ સાથે દૃષ્ટિ, અંગ સાથે અંગ અને બુદ્ધિ સાથે બુદ્ધિ જોડી દીધી હતી. તે બન્ને જણા વિશ્વાસથી સુવું, બેસવું, ફરવું, ઉભાં રહેવું. વાતો કરવી, રમત કરવી તથા ખાવું વિગેરે ક્રિયાઓ ભેળાં થઇને વનરાઇમાં એક સાથે જ કરતાં હતાં. હે યદુરાજા! પેલી હોલી હોલાને સંતોષ આપતી અને તેનું પ્રેમપાત્ર બની

ગઇ હતી. તે જે જે વસ્તુને માંગતી હતી, તે તે વસ્તુ ઇંદ્રિયાધીન હોલો દુઃખ સહન કરીને પણ લાવી આપતો હતો. તે પતિવ્રતા હોલીને પ્રથમ ગર્ભ રહ્યો અને વિયાવાનો સમય થયો એટલે તે હોલીએ માળામાં પોતાના પતિના સન્મુખ ઇંડાં મુક્યાં. તે ઇંડાંઓ જે પાણીથી ભરેલાં હતાં, તેઓમાં ભગવાનની અચિંત્ય શક્તિવાળી માયાએ વડે સમય થયો કે અવયવો થયા અને તે ઇંડાંઓ કુંમળાં શરીરવાળા અને રૂંવાડાવાળાં થયાં. બચ્ચાં ઉપર વહાલ ધરાવનારૂં તે જોડું પ્રસન્ન થઇને, તે બન્નેનું પોષણ કરવા માંડયું. તેઓનું મધુર ભાષણ સાંભળવા લાગ્યું અને તે બચ્ચાંઓના મધુર શબ્દોથી આનંદ પામવા લાગ્યું. સદા આનંદમાં રહેતા તે બચ્ચાંઓના કોમળ પીછાંઓથી, કલ શબ્દોથી, નિર્દોષ રમત ગમતથી તથા પોતાની સામા આવવાથી તે હોલો હોલી પ્રસન્ન થતાં, તે બન્ને સ્ત્રી પુરૂષનું હૃદય સ્નેહથી અન્યોઅન્ય બંધાઇ ગયું હતું, તેઓ વિષ્ણુની માયાવડે મોહ પામેલાં હતાં, તેથી દીન બુદ્ધિવાળાં તે બન્ને પક્ષીઓ પોતાનાં બચ્ચાંઓનું પોષણ કરતાં હતાં. એક દિવસે તે બન્ને કુટુંબી પક્ષીઓ બચ્ચાંને માટે ચારો લેવા સારૂ વનમાં ગયાં ત્યાં ચારાની ઇચ્છાથી તે બન્ને ઘણી વાર સૂધી ભટક્યાં. એટલામાં કોઇ

એક પારધી વનમાં ફરતો ફરતો પેલાં બચ્ચાંના માળા પાસે આવ્યો અને તે બચ્ચાંઓને પોતાનાં માળાની પાસે ઉડતાં દીઠાં. એટલે જાળ ફેલાવીને તે બચ્ચાંને પકડી લીધાં. એટલામાં બચ્ચાંનું પોષણ કરવામાં નિત્ય ઉત્કંઠા ધરાવનારાં હોલો તથા હોલી ખાવાનું લેવા માટે વનમાં ગયાં હતાં, તે ચારો લઇને પોતાના માળા તરફ આવ્યાં. પેલી કપોતી પોતાનાં બચ્ચાંને જાળમાં સપડાઇ ગયેલાં અને તેને લીધે ચીસો પાડતાં જોઇને અત્યંત ખિન્ન થઇ ગઇ અને રડતી રડતી તે બચ્ચાંઓનાં તરફ દોડી. નિત્યના સ્નેહપાસથી બંધાયલી તથા ભગવાનની માયાવડે દીન મનની થઇ પડેલી હોલી, બચ્ચાંઓને બંધાયલાં જોયાં હતાં છતાં, પણ પોતે ભાન ભૂલી જઇને, તે જાળમાં બંધાઇ ગઇ. પ્રાણ કરતાં પણ વિશેષ વહાલાં બચ્ચાંઓને તથા પોતાને યોગ્ય એવી સ્ત્રીને જાળમાં બંધાયલી જોઇને રાંક બુદ્ધિવાળો હોલો બહુજ દુઃખી થઈને વિલાપ કરવા લાગ્યોઃ—અરેરે! મારો સંહાર થઈ ગયો તેના તરફ દૃષ્ટિ તો કરો!! હું થોડા પુણ્યવાળો તથા દુષ્ટ બુદ્ધિવાળો છું. હજી મારી તૃષ્ણાઓ પણ તૃપ્ત થઇ નથી, તેમ મારા મનોરથ પૂર્ણ થયા નથી, એટલામાં તો ધર્મ, અર્થ અને કામના સંપાદન કરવાનાં સ્થાનરૂપ મારૂં ઘર ભાંગી ગયું. મારા યોગ્ય, મારા અનુ-

કૂલ રહેનારી તથા પ્રતિવ્રતા એવી આ સ્ત્રી મને આ ઉજાજડ ઘરમાં રઝળાવીને પોતાનાં ભલાં બચ્ચાંઓની સાથે સ્વર્ગમાં જાય છે. હું રાંક થઇ ગયો, રંડાયો, મારૂં જીવન ખારૂં થઇ ગયું, મારાં બચ્ચાંઓ મરી ગયાં; માટે હવે આ સૂના ઘરમાં મારે શામાટે જીવવાની ઈચ્છા કરવી જોઇએ ? આ પ્રમાણે વિલાપ કરતો તે મૂર્ખ તથા રાંક થઈ પડેલો હોલો ઉપર કહ્યા પ્રમાણે પેલાં બચ્ચાંઓને અને હોલીને જાળમાં ફસાયલાં, કાળના મુખમાં કોળીયારૂપ થઇ પડેલાં અને તડફડતાં જોયા છતાં, પણ પોતે જાળમાં ફસાઇ પડયો. આ પ્રમાણે ગૃહસ્થ હોલો–હોલી તથા તેમનાં બચ્ચાંઓને મેળવીને તે ક્રુર પારધીનું કામ પૂર્ણ થઇ ગયું અને તે પોતાને ઘેર ગયો. જે ચંચળ ચિત્તવાળો કુટુંબી મનુષ્ય સુખ–દુઃખાદિક દ્વંદ્વ પદાર્થોમાં આસક્ત થઇ, રાંક બુદ્ધિથી કુટુંબનું પોષણ કરે છે, તે મનુષ્ય આ હોલાની પેઠે પોતાના પરિવાર સાથે દુઃખી થાય છે. ઘરમાં થયેલી આસક્તિ જ્યારે પશુ પક્ષીઓને પણ અનર્થકારી થઇ પડે છે ત્યારે મનુષ્યને અનર્થકારક થઇ પડે, તેમાં તો શું કહેવું ? માટે જે મુક્તિનાં ઉઘાડાં બારણાં જેવા મનુષ્યના અવતારને પામીને હોલાની પેઠે ઘરની જંજાલમાં બધાઇને રહે છે, તે મનુષ્યને, ઉપર ચઢીને પડયો, એમ વિવેકી પુરૂષો જાણે છે.

# પરોપકાર વિષે.



રસ્તામાં તીક્ષ્ણ તાપવાળા સૂર્યના તડકામાં પોતાની છાયાવડે તેમના ઉપર છત્રરૂપ થઇ રહેલાં વૃક્ષોને જોઇને ભગવાને ગોવાળિયાઓને કહ્યું કે, "અરે સ્તોક ! ઓ કૃષ્ણ ! અરે અંશુ ! અરે શ્રીદામા ! અરે સુબળ ! અરે અર્જુન ! ઓ વિશાળ ! ઓ ઋષભ ! હે તેજસ્વી દેવપ્રસ્થ ! હે વરૂથપ ! આ કેવળ પરોપકાર માટે જીવતાં મહાભાગ્યશાળી વૃક્ષોના તરફ દૃષ્ટિ તો કરો. તેઓ વાયુ, વરસાદ, તડકો અને તાઢ સહન કરીને આપણી પીડા મટાડે છે. યાચકો જેમ કોઇ સજ્જન પુરુષની પાસેથી નિરાશ જાય નહિ, તેમ જ યાચકો આ વૃક્ષોની પાસેથી પણ નિરાશ થઇને જતા નથી. ઓહોહો ! ! ! ધન્ય છે, આ વૃક્ષોનાં જીવતરને ! કે જેઓનો જન્મ સર્વ પ્રાણીઓનાં જીવનરૂપ થઇ પડયો છે. આ વૃક્ષો, પાંદડાં, ફૂલ, ફળ, છાયા, મૂળ, છાલ, લાકડા, સુગંધ, ગુંદર, રાખ, ઠળિયા તથા અંકુરોથી પ્રાણીઓની કામના પૂર્ણ કરે છે. આ સંસારમાં પ્રાણથી, ધનથી, બુદ્ધિથી, તથા વાણીથી પ્રાણીઓનું સદા કલ્યાણ કરવું, એજ દેહધારીઓના દેહોનું સાફલ્ય છે.

——:o:——

# વિષ્ણુભક્તિનું પ્રાધાન્ય.

( ભગવદ્ ભક્તિની જરૂરીયાત વિષે. )

સૂર્યના ઉદયથી આરંભીને, અસ્ત થતાં સૂધીમાં પુરુષોનો જે ક્ષણ ઉત્તમ કીર્તિવાળા ભગવાનની કથામાં જાય છે, તે વિના પુરૂષોનાં બાકીના આયુષ્યને તે સૂર્ય. વૃથા હરી જાય છે. કેવળ જીવન ધારણ કરવું અથવા શ્વાસોશ્વાસ લેવા તે મનુષ્યના આયુષ્યનું ફળ નથી. જો તેમ હોય તો શું વૃક્ષો જીવતાં નથી? શું ધમણો શ્વાસ લેતી નથી? તથા બીજા ગામનાં પશુઓ પણ આહાર વિહાર કરતાં નથી? કરે છે. શ્રીકૃષ્ણનું નામ જેના કાનમાં કોઇ પણ દિવસ પ્રાપ્ત થયું નથી, તે પુરૂષ પશુ, કુતરાં, ભુંડ, ઉંટ તથા ગધેડાના સમાન છે. જે પુરૂષના કાનરૂપી પડીઆઓ ભગવાનના પરાક્રમનું પાન કરતા નથી, તેને ખેદ સાથે કહેવું પડે છે કે, વૃથા દરના સમાન જાણવા. તથા, હે સૂત ! જે પુરૂષની દુષ્ટ જીભ કીર્તિવાળા ભગવાનની કથાઓને ગાતી નથી, તે પુરુષની જીભને દેડકાની જીભ સમાન દુષ્ટ જાણવી. પાઘડી અથવા તો મુકુટથી શોભાયમાન છતાં પણ જેનું મસ્તક મુકુંદ ભગવાનને નમતું ન હોય, તેને કેવળ ભારરૂપ જાણવું. જે હાથ સુવર્ણનાં કડાંઓથી શોભાયમાન હોય, છતાં ભગવાનની સેવા કરતો ન હોય, તેને શબતુલ્ય

જાણવા. મનુષ્યોનાં જે નેત્રો વિષ્ણુની પ્રતિમાનાં દર્શન કરતાં ન હોય, તેને મોર પીછના ચાંદલાં સમાન જાણવાં. મનુષ્યનાં જે ચરણો ચાલીને ભગવાનના મંદિરમાં જતાં ન હોય, તે ચરણોને વૃક્ષના મૂળ જેવાં સમજવાં. જે મનુષ્ય કોઇ દિવસ ભગવાનના ચરણારવિંદની રજને પ્રાપ્ત થતો નથી, તેને જીવતાં પણ શબના સમાન જાણવો. જે મનુષ્ય શ્રીવિષ્ણુના ચરણમાં લાગેલા તુળસીના ગંધને સુંઘીને, તેનું અનુમોદન કરતો નથી, તેને શ્વાસ લેતાં છતાં પણ શબના સમાન જાણવો. અરેરે !!! શ્રીહરિ ભગવાનનાં નામો લેવાથી જેઓની આંખમાં આંસુ આવતાં નથી, શરીરમાં રોમાંચ થતાં નથી, તથા બીજો વિકાર પણ થતો નથી, તેના હૃદયને પથ્થરના જેવું સમજવું.

——:૦:——

## પ્રહ્લાદે નારદનો ઉપદેશ બાળકોને કહી બતાવ્યો.

( ભજનની જરૂરીયાત. )

જે ધર્મોથી ભગવાન્ શ્રીહરિ વિષે શ્રમવિના ભક્તિ થાય, તે ધર્મો હજારો ઉપાયોમાં શ્રેષ્ઠ છે, એમ દેવર્ષિ નારદે કહ્યું હતું. ગુરૂની સેવા, ભક્તિ તથા મેળવેલી સર્વ વસ્તુ ભગવાનને અર્પણ કરવી, સાધુઓનો તથા ભક્તોનો સંગ કરવો, ઇશ્વરનું આરાધન કરવું, ભગવાનની કથામાં શ્રદ્ધા

રાખવી, ભગવાનના ગુણોનાં તથા કર્મોનાં કીર્તન કરવાં, ભગવાનનાં ચરણારવિંદનું ધ્યાન કરવું, તેની પ્રતિમાઓનાં દર્શન તથા પૂજા આદિક કરવાં. આ સર્વ ધર્મો અંતરંગ સાધનો છે, તેના વડે ભગવાનની સેવા કરવી; ભગવાન્ એવા શ્રીહરિ સર્વ પ્રાણીઓ વિષે રહેલા છે, આવો વિચાર કરીને મનવડે તે પ્રાણીઓની કામનાઓ પૂરી કરીને સર્વ પ્રાણીઓનો સારી રીતે સત્કાર કરવા, જિતેંદ્રિય પુરૂષો એ પ્રમાણે ભગવાન્ ઉપર ભક્તિ કરે છે અને તે ભક્તિથી ભગવાન્ વાસુદેવની પ્રીતિ સંપાદન કરે છે. ભગવાનનાં કર્મો, સર્વ શ્રેષ્ઠ ગુણો અને લીલાવતારોથી કરેલાં પરાક્રમોને સાંભળીને મનમાં અત્યંત આનંદ થાય, શરીરમાં રોમાંચ થાય, અશ્રુઓથી ગળગળો થઇ જાય, કંઠ ખુલ્લો મૂકીને ગાવા માંડે, શબ્દ કરવા માંડે, નૃત્ય કરે, ભૂત વળગ્યું હોય તેમ કોઇ વેળા હસે, કોઇ વેળા રાડો પાડે, કોઇ વેળા ધ્યાન કરે, કોઇ વેળા મનુષ્યને પગે લાગે, વારંવાર નિસાસા નાખીને હે હરિ ! હે જગત્પતિ ! હે નારાયણ ! એમ લજ્જા વગર જ્યારે બોલે ત્યારે તેને આત્મસ્વરૂપની પ્રાપ્તિ થઈ છે, એમ કહેવાય છે. અને આત્મસ્વરૂપનો લાભ થાય ત્યારે મનુષ્ય સર્વ બંધનોમાંથી છુટીને મનમાં તથા શરીરમાં ભગવાનની ભાવનામય થઇને કર્મનાં બીજરૂપ

અજ્ઞાનને તથા વાસનાઓને બાળી નાંખીને મોટા ભક્તિયોગવડે ભગવાનને પામે છે. આ લોકમાં મનવડે ભગવાનનું મનન કરવું, કારણ કે, તે મલિન અંતઃકરણવાળા પ્રાણીનાં જન્મ મરણનો નાશ કરનાર છે અને તેજ પરબ્રહ્મ તથા મોક્ષનું સુખ છે એમ પંડિતો કહે છે માટે તમે હૃદયમાં હૃદયના ઇશ્વર અંતર્યામી ભગવાનનું ભજન કરો. હે દૈત્યોના બાળકો! શ્રીહરિની ઉપાસના કરવામાં શો અતિશ્રમ છે? કારણ કે, તે આપણા પોતાના હૃદયમાં આકાશની પેઠે રહેલા છે. આપણા પોતાના આત્મા છે અને સર્વ પ્રાણીયોના સખા છે, માટે તમે તેમની ઉપાસના કરો, પરંતુ સર્વ પ્રાણીઓની પેઠે સામાન્ય રીતે વિષયો સંપાદન કરવામાં શું ફળ છે? વિષયોમાં નિષ્ઠા રાખવાથી તો સૂવરાદિક પ્રાણીના સમાન થવાય છે. ધન, સ્ત્રીઓ, પશુ, પુત્રાદિક, ઘર, પૃથ્વી, હાથી, ભંડાર, વૈભવો તથા બીજા સર્વ પ્રકારના અર્થ તથા કામનાઓ ચંચળ છે, તેઓ ક્ષણભંગુર આયુષ્યવાળાં મનુષ્યનું કેટલુંક હિત કરે? તેવી રીતેજ યજ્ઞો કરીને મેળવેલા સ્વર્ગાદિક લોકો પણ નાશવંત છે. કારણ કે, તે લોકો પુણ્યના પ્રમાણમાં ઓછા વધતા સુખવાળા ઇર્ષ્યાદિક દોષોથી મલિન અને અમુક અવધિ પછી નાશ પામનારા છે; માટે જેમાં કોઇ પણ જાતનું દૂષણ જોવામાં કે સાંભળવામાં

આવ્યું નથી, એવા એક ભગવાનનાં સ્વસ્વરૂપની પ્રાપ્તિ થવા માટે તેનું સેવન કરો; વિદ્વાનનું માન ધરાવનારો મનુષ્ય આ લોકમાં જે ફળની ઇચ્છાથી કર્મ કરે છે, તે તેનાથી ઉલટું ફળ અવશ્ય મેળવે છે. કર્મ કરનારા પુરુષનો વિચાર સુખ મેળવવાનો અને દુઃખમાંથી છૂટવાનો હોય છે, પરંતુ કર્મ કરવાથી સદા દુઃખ મળે છે, અને ન કરવાથી પુરૂષ સુખમાં વિંટાયલો રહે છે. આ લોકમાં પુરૂષ જેને માટે કામ્ય કર્મો કરીને કામનાઓની ઇચ્છા કરે છે, તે દેહ તો પારકો, ક્ષણભંગુર અને અન્તે નાશ થનારો તથા પાછો ઉત્પન્ન થનારો છે. આ પ્રમાણે અહંતા મમતાના સ્થાનરૂપ દેહ પણ પારકો છે, ત્યારે સંતાન, સ્ત્રીઓ, ઘર, ધનાદિક, રાજ્ય, ભંડાર, હાથી, મંત્રીઓ, ચાકર તથા સંબંધીઓ, જેઓ દેહથી જૂદા છે અને મમતાનાં પાત્ર છે, તેઓ પારકાં હોય તેમાં શું કહેવું? આત્મા અવિનાશી અને આનંદનો એક સમુદ્ર છે, તે આત્માને, તુચ્છ તથા દેહની સાથે નાશ પામનારા અને અજ્ઞાનથી પુરૂષાર્થરૂપ લાગતા પુત્રાદિક અનર્થોનું શું પ્રયોજન છે? હે અસુરો! પૂર્વજન્મનાં કર્મોથી ગર્ભાદિક અવસ્થાઓમાં ક્લેશ પામતા પ્રાણીઓને આલોકમાં પુત્રાદિક વિગેરેથી કેટલું સુખ મળે છે? તે કહો. પ્રાણી પોતારૂપ માનેલા દેહવડે કર્મો કરે છે અને કર્મોથી દેહને

ધારણ કરે છે. આ પ્રમાણે કર્મ તથા દેહ, એ બન્ને અજ્ઞાનથી થાય છે. માટે ધર્મ, કર્મ તથા કામ જેને આધીન છે, એવા ચેષ્ટા રહિત આત્મારૂપ શ્રીહરિને નિષ્કામપણાથી સેવો. શ્રીહરિ ભગવાન્ પોતે ઉત્પન્ન કરેલાં પાંચ મહાભૂતોથી રચાયલા સર્વ પ્રાણીઓના પ્રિય આત્મા અને અંતર્યામી છે. દેવ, અસુર, મનુષ્ય, યક્ષ અથવા તો ગંધર્વ, હરકોઇ પણ ભગવાનનાં ચરણનું ભજન કરવાથી અમારી પેઠે કલ્યાણના ભાગી થાય છે. હે દૈત્યોના પુત્રો? બ્રાહ્મણપણું, દેવપણું અથવા ઋષિપણું, સદાચાર, બહુ શાસ્ત્રવેત્તાપણું, તેમ દાન, તપ, યજ્ઞ, શૌચ અને વ્રતો, આ સર્વ ભગવાનને પ્રસન્ન કરવાને સમર્થ નથી. શ્રીહરિ ભગવાન્ તો નિર્મળ ભક્તિથીજ પ્રસન્ન થાય છે, બાકી બીજું સર્વ નાટકરૂપ સમજવું. માટે હે દૈત્યો! સર્વને પોતાના સમાન જાણીને સર્વ પ્રાણીઓના આત્મારૂપ ભગવાન્ શ્રીહરિને વિષે ભક્તિ કરો. દૈત્યો, યક્ષો, રાક્ષસો, સ્ત્રીઓ, શૂદ્રો, વ્રજવાસી, આહેરો, પક્ષીઓ, મૃગો તથા બીજા પાપી જીવો ભક્તિ કરવાથી ભગવાનના સ્વરૂપને પામ્યા છે. આ લોકમાં ભગવાનની અખંડ ભક્તિ કરવી તથા 'સર્વમાં પરમાત્મા છે,' આવી જે દૃષ્ટિ કરવી, આટલોજ પુરૂષનો મુખ્ય સ્વાર્થ જાણવો.

——:o:——

# માયાને તરવાનો ઉપાય.



નિમિરાજા પૂછે-છે હે મહર્ષિ ! શરીરમાં અભિમાન ધરાવનારા પુરૂષો મનને વશ ન કરનારા પુરૂષોથી તરી શકાય નહિં તેવી તમે કહેલી આ ઇશ્વરની માયાને જે ઉપાયથી પરિશ્રમ વિના તરી જાય, તે ઉપાય કહો.

પ્રબુદ્ધ યોગેશ્વર કહે છે-ભક્તિ વિના બીજો કોઇ પણ ઉપાય માયા તરવામાં ઉપયોગી નથી, માટે હું તને ભક્તિનું સ્વરૂપ તથા તેના સાધનો કહું છું. જોડારૂપે રહેતાં મનુષ્યો દુઃખ મટાડવા માટે તથા સુખ મેળવવા માટે કર્મો કરતાં છતાં પણ તે કર્મોનાં ધારણાથી ઉલટાં ફળ ભોગવે છે, તેના તરફ ધ્યાન આપો. ધનાદિક, કર્મ કરીને મેળવ્યા છતાં પણ સુખ આપતાં નથી, પરંતુ નિત્ય પીડા આપે છે; માટે દુઃખથી મળે તેવાં અને પોતાનું મરણ નિપજાવનારાં ધન, ઘર, સંતાન, સગાં સંબંધીઓ તથા પશુઓ જેઓ નાશવંત છે, તેઓને મેળવવાથી શું સુખ થાય છે ! કર્મથી સંપાદન કરેલું આ લોકનું સુખ તથા લોક જેમ નાશવંત છે, તેમ કર્મથી મેળવેલું પરલોકનું સુખ તથા પરલોક પણ નાશવંત છે એમ સમજવું. ખંડોના રાજાઓ

જેમ પોતાના સમાન રાજાઓ સાથે સ્પર્દ્ધા કરે છે તથા અધિક ઉપર ઇર્ષ્યા કરે છે, તેમ ભવિષ્યમાં સુખ નાશ પામશે, આવો તેમને ભય રહે છે, તેમ સ્વર્ગાદિક લોક પણ સ્પર્ધા, ઈર્ષ્યા તથા ભયવાળા છે, એમ જાણવું. માટે ઉત્તમ પ્રતિનું કલ્યાણ કેમ થાય? તે જાણવાની ઈચ્છાવાળા પુરૂષે વેદમાં નિપુણ હોવાથી સંશય ટાળનારા તથા અપરોક્ષાનુભવ કરવાથી શિષ્યોના મનમાં પોતાનો ઉપદેશ દૃઢ રીતે બેસાડનારા અને અગાધ શાંતિવાળા ગુરૂને શરણે જવું અને ગુરૂ ઉપર જ આત્મભાવની અને ઇષ્ટદેવની ભાવના કરીને નિષ્કપટ ભક્તિથી તેમની પાસે ભગવદ્ધર્મો શિખવા, જે ધર્મથી આત્મારૂપ તથા ભક્તોને પોતાનું સ્વરૂપ આપનારા ભગવાન્ પ્રસન્ન થાય છે. પ્રથમ મનમાં સર્વ વિષયો ઉપર વૈરાગ્ય લાવવો, સાધુ પુરુષોનો સમાગમ સંગ કરવો, પોતાનાથી હીન પ્રાણી ઉપર દયા કરવી, સમાનની સાથે મિત્રતા કરવી, ઉત્તમોની આગળ નમ્રતા રાખવી, માટી અને જળ વિગેરેથી શરીરની પવિત્રતા રાખવી, સરલતા આદિથી મનની પવિત્રતા રાખવી, સ્વધર્મનું આચરણ કરવું, ક્ષમા, વૃથા ભાષણનો ત્યાગ, વેદપાઠ વિગેરે, સરલતા, ઋતુ સમયે પોતાની સ્ત્રી સાથે સમાગમ, બ્રહ્મચર્ય, પ્રાણીમાત્રનો અદ્રોહ, સુખદુઃખ અને ટાઢ તડકાથી

હર્ષ—શોક રહિત થતાં શિખવું. સર્વ પદાર્થોમાં સત્ તથા ચિત્રૂપે આત્મા રહેલો છે, આવો વિચાર કરતાં શિખવું, ઈશ્વર તેઓમાં નિયંતારૂપે રહેલા છે, આવો વિચાર કરતાં શિખવું, એકાંતમાં રહેવાની ટેવ પાડવી, ઘર આદિકનું અભિમાન છોડી દેવું, અને જે કંઇ મળે તેટલા ઉપર સંતોષ રાખવો. ભગવાનનું પ્રતિપાદન કરનારાં શાસ્ત્ર ઉપર શ્રદ્ધા રાખવી, બીજાં શાસ્ત્રોની નિંદા કરવી નહીં, પ્રાણાયામથી મનને દંડ આપવો. મૌનથી વાણીને દંડ આપવો, અનુદ્યમથી ક્રિયાને દંડ આપવો તથા યથાર્થ ભાષણ કરવાની, અંતઃકરણને નિગ્રહ કરવાની તથા ઇન્દ્રિયોને નિગ્રહ કરવાની ટેવ પાડવી. અદ્ભુત કર્મો કરનારા શ્રીહરિનાં જન્મ, કર્મ તથા ગુણો સાંભાળવા, તેનું કીર્તન કરવું, તેનું ધ્યાન કરવું તથા ભગવાન નિમિત્તેજ સર્વ કર્મ કરવાં. યજ્ઞ, દાન, તપ, જપ, સદાચાર, ગંધ, પુષ્પાદિ પોતાના પ્રિય પદાર્થો અને સ્ત્રી, પુત્ર, ઘર તથા પ્રાણ દાસપણાથી ઇશ્વરને અર્પણ કરતાં શીખવું. આ રીતે ભગવાન જ જેઓના આત્મા તથા સ્વામી છે એવા મનુષ્યો ઉપર સ્નેહ કરવો, સ્થાવર જંગમની સેવા કરવી, મનુષ્યોમાં પણ સ્વધર્મનિષ્ટ મનુષ્યોની વિશેષ સેવા કરવી અને તે કરતાં

પણ વૈષ્ણવ જનનિ અધિક સેવા કરવી. પરસ્પરમાં ભગવાનના પવિત્ર યશની કથા કરવી, યશોવર્ણનથી મનને રંજન કરવું, તેમજ પરસ્પર સુખની તથા દુઃખની નિવૃત્તિ પણ કરી લેવી. આ પ્રમાણે વર્તનારા તથા પાપના પુંજનો નાશ કરનારા ભગવાનનું સ્મરણ કરતાં તથા એક બીજાને ભગવાનનું સ્મરણ કરાવતાં ભક્તોના શરીરમાં સાધન ભક્તિથી પ્રેમલક્ષણાભક્તિ ઉત્પન્ન થાય છે અને તે ભક્તિથી ભક્તોના શરીરમાં રોમાંચ ઉભાં થાય છે. વળી આવા અલૌકિક ભક્તો કોઈ વેળા ભગવાનનું સ્મરણ કરતાં રડે છે, કોઇ વેળા હસે છે, કોઇ વેળા પ્રસન્ન થાય છે, કોઈ વેળા પરસ્પર વાતો કરે છે, કોઇ વેળા નાચે છે, કોઇ વેળા ગાય છે, કોઇ વેળા ભગવાનની લીલાનું અનુકરણ કરે છે અને કોઇ વેળા તદાકાર થવાથી શાંત થઇને મૌન થાય છે, આ રીતે ભગવાનના ધર્મો શિખતો તથા નારાયણમાં પરાયણ રહેતો પુરૂષ ભગવાનના ધર્મોથી ઉત્પન્ન થયલી ભક્તિના પ્રભાવથી દુસ્તર એવી માયાને પણ પરિશ્રમ વિના તરી જાય છે.

——:o:——

# નરક વર્ણન



( નરક અથવા પાપ વિષે. )

પરીક્ષિત રાજાએ પૂછ્યું—હે ભગવન્! નરકો તે શું કોઇ દેશો છે? અને તે ત્રણ લોકની બહાર આવેલા છે? ત્રણ લોકની અંદર આવેલા છે કે તેનાથી જુદાજ છે?

શ્રીશુકદેવ બોલ્યા—ત્રણ જગતની અંદરજ નરકો આવેલાં છે, તે દક્ષિણ દિશામાં પૃથ્વીની નિચે સમુદ્રની ઉપર આવેલાં છે, જે દક્ષિણ દિશામાં અગ્નિષ્વાત્તા વિગેરે પિતૃગણો પરમસમાધિ ચઢાવીને પોતાના વંશજોના મનોરથો સફળ થાય એવા આશીર્વાદ આપતા થકા રહે છે. તથા જ્યાં આગળ પોતાના ગણ સાથે રહેતા સૂર્યના પુત્ર ભગવાન પિતૃરાજ ભગવાનની આજ્ઞામાં રહીને પોતાના દૂતોએ યમપૂરીમાં આણેલા અને મરી ગયેલા એવા જીવોને તેઓના અપરાધ પ્રમાણે પાપનાં ફળરૂપે તેઓને શિક્ષા કરે છે. કેટલાએક પુરૂષો ત્યાં આગળ એકવીસ નરકો છે, એમ ગણતરી કરે છે. હે રાજા! તે નરકોના નામો, રૂપો તથા લક્ષણો તમને અનુક્રમથી કહી બતાવું છું. તામિસ્ર, અંધતામિસ્ર, રૌરવ, મહારૌરવ, કુંભીપાક, કાલસૂત્ર, અસિપત્રવન, સૂકરમુખ, અંધકૂપ, કૃમિભોજન, સદંશ,

તપ્તસૂર્મિ, વજ્રકંટક, શાલ્મલી, વૈતરણી, પૂયોદ, પ્રાણરોધ, વિશસન, લાલાભક્ષ, સારમેયાદન, અવીચિરયઃપાન (આટલાં નરકો છે, આ ઉપરાંત બીજાં સાત નરકો કેટલાએક ગણે છે તેનાં નામ આપ્રમાણે છે.) ક્ષારકર્દમ, રક્ષોગણભોજન, શૂલપ્રોત, દંદશૂક, અવટનિરોધન, પર્યાવર્તન તથા સૂચીમુખ આ સાત અધિક ગણતાં અઠ્ઠાવીશ નરકો થાય છે, જે નરકો વિવિધ પ્રકારના દુઃખો ભોગવવાનાં સ્થાનકો છે. જે પુરૂષ પારકાનાં ધનનું, છોકરાનું તથા સ્ત્રીનું હરણ કરે છે, તેને યમ રાજાના મહાભયંકર દૂતો કાળપાશથી બાંધીને બળાત્કારથી તામિસ્ર નામના નરકમાં નાખે છે તે નરકમાં લાંઘણ થવાથી, તરસે મરવાથી, લાકડીઓનો માર પડવાથી, તિરસ્કાર થવાથી વિગેરે યાતનાઓથી પીડા પામતો પ્રાણી મહાદુઃખમાં ઘેરાઇ જઇને એકજ વખતે મૂર્છિત થાય છે. વળી જે મનુષ્ય હરેકોઇ સ્ત્રીના પતિને છેતરીને તેની સ્ત્રીઓનો ઉપભોગ કરે છે, તે મનુષ્યને યમના દૂતો અંધતામિસ્ર નામના નરકમાં નાંખે છે. જ્યાં આગળ નરકમાં નંખાયલો જીવ નરકની પીડાથી બુદ્ધિહીન તથા આંધળો બની જાય છે અને મૂળિયાંઓ કાપતી વેળા જેવી વૃક્ષની દશા થાય છે તેવીજ તેની મહાદુઃખદાયક દશા થાય છે તે માટે તે નરકને અંધ-

તામિસ્ર કહે છે. જે મનુષ્ય આ લોકમાં 'આ શરીરરૂપ હું છું' તથા 'આ મારૂં છે.' આ પ્રમાણે મમતાથી બીજા પ્રાણીઓનો દ્રોહ કરીને કેવળ પોતાનાજ કુટુંબનું પ્રતિદિન પોષણ કરે છે, તે મનુષ્ય મૃત્યુ પછી તે કુટુંબને આ લોકમાં મૂકીને પોતેજ તે દ્રોહાદિકનાં પાતકને લીધે રૌરવ નામના નરકમાં પડે છે. જે મનુષ્ય આ લોકમાં જેવી રીતે પ્રાણીઓને રીબાવી રીબાવીને મારે છે તે પ્રમાણે પરલોકમાં યમયાતના ભોગવવા માટે આવેલા તે જીવને પેલા જીવો રૂરૂ નામના પશુનું રૂપ લઇને પાછા મારે છે માટે તેને રૌરવ નામનું નરક કહે છે. રૂરૂ એ સર્પના કરતાં પણ અધિક ક્રૂર પ્રાણીનું નામ છે. જે પુરૂષ કેવળ એ રીતે પોતાના દેહનુંજ ભરણપોષણ કરે છે, તે પણ રૌરવ નરકના જેવા મહારૌરવ નામના નરકમાં પડે છે અને માંસાહારી રૂરૂ નામનાં પશુઓ માંસ માટે ત્યાં તે પુરૂષને મારી નાંખે છે. જે ક્રૂર બુદ્ધિનો મનુષ્ય આ લોકમાં પશુઓને અથવા તો પક્ષીઓને જીવતાંજ રાંધે છે, તે, રાક્ષસોએ પણ નિંદેલા નિર્દય મનુષ્યને યમના દૂતો પરલોકમાં કુંભીપાક નામના નરકમાં ઉકળતા તેલની કઢામાં નાંખીને તળી કાઢે છે. જે મનુષ્ય આ લોકમાં પિતાનો, બ્રાહ્મણનો તથા વેદોનો દ્રોહ કરે છે, તે મનુષ્યને યમના

દૂતો મરણ પછી દશ હજાર યોજનમાં વિસ્તારવાળા કાળ-સૂત્ર નામના નરકમાં નાંખે છે. આ નરકની ભૂમિ તાંબાની છે, તે સપાટ છે અને નિત્ય ઉની રહ્યા કરે છે. કારણ કે તેને ઉપરથી સૂર્યનો તાપ લાગે છે અને નિચેથી અગ્નિનો તાપ લાગે છે. આ નરકમાં પડેલો મનુષ્ય ભૂખ તથા તરસને લીધે શરીરની અંદર તથા બહારના ભાગમાં બળ્યા કરે છે અને પશુના શરીરમાં જેટલા વાળ હોય છે તેટલા હજાર વર્ષ સૂધી મનુષ્ય તે નરકમાં બેશી રહે છે. સમય ઉપર ઉંઘેછે, સમય ઉપર ચાલેછે, સમય ઉપર ઉભો રહેછે અને સમય ઉપર વેદનાથી ચારેતરફ દોડાદોડી કરેછે. જે મનુષ્ય આ લોકમાં સુખના સમયમાં પણ પોતાનો વેદધર્મ ત્યાગ કરીને પાખંડ ધર્મમાં ભળે છે, તે મનુષ્યને યમના દૂતો અસિપત્રવન નામના નરકમાં ધાલીને ચાબકાથી મારે છે. તેથી એ મનુષ્ય વેદનાને લીધે તે વનમાં આમતેમ દોડે છે. તે બન્ને તરફ ધારવાળા તાલના વનમાં તરવારનાં જેવાં પાતરાંઓ તેના શરીર ઉપર પડવાથી તેનાં સર્વ અંગો ચીરાઇ જાય છે અને "હાય મરી જાઉં છું, હાય મરી જાઉં છું" એમ બરાડા પાડતો મહાવેદનાથી મૂર્છા ખાઇને ડગલે ડગલે પડી જાય છે સ્વધર્મનો ત્યાગ કરનાર મનુષ્ય પાખંડ ધર્મને સ્વીકારવાથી આ પ્રમાણે ફળ ભોગવે છે.

આ લોકમાં જે રાજા અથવા તો જે રાજાનો મનુષ્ય શિક્ષા કરવાને અયોગ્ય એવા મનુષ્યને શિક્ષા કરે છે અથવા તો બ્રાહ્મણને દેહાંત દંડની શિક્ષા કરે છે, તે મહાપાપી મરી ગયા પછી, પરલોકમાં સૂકરમુખ નામના નરકમાં પડે છે. ત્યાં આગળ મહાબળવાળા યમના દૂતો આ લોકમાં જેમ ચીચોડામાં સેરડીને પીલે છે તેમ તે પ્રાણીના અવયવોને પીલી નાંખે છે. તેની વેદનાથી પેલો પાપી ધાંટો કાઢીને રડવા માંડે છે; કોઇવાર દુઃખી થઇ મૂર્છા પામે છે અને જે પ્રમાણે પોતે કેદ કરેલા નિરપરાધી લોકો દુઃખી થયા હોય તે પ્રમાણે તે પણ દુઃખ પામે છે. ઇશ્વરે કલ્પેલી આજી-વિકાવાળો જે મનુષ્ય પોતે પરાઇ પીડા જાણતો હોય તો પણ ઇશ્વરે જેઓને 'મનુષ્યનું રૂધિરપાન કરવું' વિગેરે આજીવિકા બાંધી આપેલી છે, એમ જેઓ પારકી પીડાને જાણતા નથી, તેવાં માંકડ વિગેરે નિરપરાધી પ્રાણીઓને પીડા કરે છે તે મનુષ્ય મરણ પછી તે પાતકને લીધે પરલોકમાં અંધકૂપ નામના નરકમાં પડે છે; ત્યાં આગળ પશુ, મૃગ, પક્ષી, સર્પો, મચ્છર, જુ, માંકડ વીગેરે જે જીવજંતુઓને પોતે દુઃખ દીધું હોય છે તે સર્વ પ્રાણીઓ ચારે તરફથી તેને દુઃખ આપ્યા કરે છે, તેથી તેને નિદ્રા કે શાંતિ મળતી નથી. તેમ તે એક ઠેકાણે સુખથી બેશી

પણ શકતો નથી. પણ જીવજેમ જીવડા વગેરેના શરીરમાં તડફડયા કરે છે તેમ અંધારા નરકમાં તડફડયા કરે છે. જે મનુષ્ય આ લોકમાં જે કંઇ વસ્તુ પોતાને મળે તેનો વિભાગ પાડ્યા વિના પોતેજ એકલો ખાઇ જાય છે, તથા જે પંચ મહાયજ્ઞ કરતો નથી તેને કાગડાનાં જેવો જાણવો અને તે મરી ગયા પછી પરલોકમાં કૃમિભોજન નામના અધમ નરકમાં પડે છે અને તે એક લાખ યોજન ઉંડા કૃમિ કુંડની અંદર પોતે કીડો થઇને કીડાનું ભોજન કરે છે; તેમ જ બીજા કીડાઓ પણ તેનાં શરીરનું ભક્ષણ કરે છે. હરકોઇ વસ્તુનો વિભાગ પાડ્યા વિના પોતેજ એકલો ખાઇ જનારો તથા પંચ મહાયજ્ઞ કર્યા વિના ભોજન કરનારો મનુષ્ય જ્યાંસૂધી પોતાના તે પાપનું પ્રાયશ્ચિત્ત કરતો નથી ત્યાંસૂધી પોતાના આત્માને દુ:ખમાં નાખે છે. આલોકમાં જે મનુષ્ય પોતાની સારી સ્થિતિ હોય ત્યારે બ્રાહ્મણની અથવા તો બીજા કોઇની સુવર્ણ, રત્ન વિગેરે વસ્તુઓને ચોરીથી અથવા તો બળાત્કારથી હરી લે છે, તે મનુષ્ય, હે રાજા! મરણ પછી સંદંશ નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો ધગધગતા અગ્નિમય લોઢામાં સાણસાથી તેની ચામડીને ઉતરડી કાઢે છે. આ લોકમાં જે પુરૂષ અગમ્ય સ્ત્રીની સાથે ગમન કરે છે અથવા તો જે

સ્રી અગમ્ય પુરૂષની સાથે ગમન કરે છે તે બન્ને તપ્તસુર્મિ નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો તે બન્નેને ચાબકાનો માર મારે છે અને પુરૂષને લોઢાની ધગધગતી પુતળીનું આલિંગન કરાવે છે તથા સ્રીને લોઢાના ધગધગતા પુરૂષનું આલિંગન કરાવે છે. જે મનુષ્ય આ લોકમાં પશુ વિગેરે સર્વની સાથે વ્યભિચાર કરે છે, તે મરણ પછી વજ્રકંટક શાલ્મલી નામના નરકમાં પડે છે, અને ત્યાં આગળ રહેલા તે જીવને યમરાજના દૂતો વજ્રના જેવા કાંટાવાળા સીમળાના ઝાડ ઉપર ચઢાવીને નિચેથી ખેંચે છે અર્થાત્ કાંટાથી તેના શરીરને ઉતરડી કાઢે છે. આ લોકમાં જે રાજાઓ અને રાજાના સેવકો સારા કુલીન હોય છતાં ધર્મના માર્ગોને તોડી પાડે છે તથા મર્યાદાનો નાશ કરે છે, તેઓ મરી ગયા પછી વૈતરણી નામની નદીમાં પડે છે. ત્યાં નરકની ખાઈરૂપ તે નદીમાં જળચરો તેને ચારે તરફથી બટકાં ભરવા માંડે છે, છતાં પણ તેઓ મરી જતા નથી. પરંતુ પ્રાણો હોવાથી પોતે કરેલાં પાપને લીધે તેઓ નદીમાં તણાયા કરે છે, પોતાનાં પાપી કર્મને સંભારે છે, બહુ સંતાપ કરે છે અને વિષ્ઠા, મૂત્ર, પરૂ, લોહી, કેશ, નખ, હાંડકાં, મેદ, માંસ તથા ચરબીની નદીમાં ગોથાં ખાતા પશ્ચાત્તાપ કર્યા કરે છે. જે પુરૂષો આ

લોકમાં શૂદ્રજાતિની સ્ત્રીને સ્ત્રી તરીકે રાખેછે, શૌચ, આચાર તથા નિયમો પાળતા નથી અને લાજ મૂકીને પશુના જેવાં આચરણ કરે છે તેઓ પણ મરી ગયા પછી પરૂ, વિષ્ઠા, મૂત્ર, બળખા તથા મેલથી પૂર્ણ ભરેલા પૂયોદ નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ તેજ અત્યંત ગંદા પદાર્થને ખાય છે. બ્રાહ્મણ વિગેરે જે પુરુષો આ લોકમાં કુતરા તથા ગધેડાંઓ પાળે છે, મૃગયા કરે છે તથા યજ્ઞ પ્રસંગ વિના મૃગોને મારે છે તેઓ મરી ગયા પછી 'પ્રાણરોધ' નામના નરકમાં પડે છે અને યમના દૂતો તેઓને નિશાન કરીને બાણોથી વિંધી નાંખે છે. જે ઢોંગી પુરુષો આ લોકમાં ઢોંગથી ભરેલા યજ્ઞોમાં પશુઓની હિંસા કરે છે, તેઓ મરણ પછી વિશસન નામના નરકમાં પડે છે અને ત્યાં નરકના અધિપતિઓ તેઓને મારીને કાપી નાંખે છે. વળી જે કોઇ દ્વિજવર્ણ કામથી મુગ્ધ બનીને, પોતાની જાતીની સ્ત્રીને રતિવેળા વીર્ય પાય છે, તે પુરૂષ મરી ગયા પછી લાલા ભક્ષ નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતો તેને વીર્યની નદીમાં ડૂબાવીને વીર્ય પાય છે. જે ચોરો અગ્નિથી રાજાઓનાં તથા રાજાઓના સેવકોનાં ઘર વિગેરે બાળી નાંખે છે, લોકોને ઝેર ખવરાવે છે, અથવા તો ગામોને કે સંઘોને લુટે છે; તેઓ મરી ગયા પછી

'સારમેયાદન' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ યમના દૂતરૂપે રહેલા વજના જેવી ડાઢવાળા સાતસો અને વીશ કુતરાઓ વેગથી દોડીને તેઓને ફાડી ખાય છે. જે પુરૂષ આ જગતમાં સાક્ષી આપવામાં, પદાર્થ અદલબદલ કરવામાં અથવા તો દાન દેવામાં કોઇપણ રીતે જુઠું બોલે છે તે પુરૂષને મરી ગયા પછી યમના દૂતો સો યોજન ઉંચ પર્વતના શિખર ઉપરથી ઉંધે માથે આધાર વિનાના 'અવીચિ' નામના નરકમાં નાંખી દે છે. જે નરકમાં પથ્થરનું તળિયું પાણિના જેવું દેખાય છે, પરંતુ તેમાં લોઢ આવતા દેખાતા નથી, તેથી તેને અવીચિ કહે છે, તે નરકમાં પડવાથી પ્રાણીના શરીરના તલ તલ જેવડા કટકા થઇ જાય છે, પરંતુ તે મરતો નથી. યમદૂતો ફરીને તેને પર્વત ઉપર ચઢાવીને ત્યાંથી પાછો તેને તે નરકમાં નાંખે છે. બ્રાહ્મણ અથવા બ્રાહ્મણી ગફલતથી મદિરાનું પાન કરે છે, તથા બીજો કોઇ વ્રતધારી ક્ષત્રી અથવા તો વૈશ્ય જાતિનો પુરૂષ ગફલતથી સોમરસનું પાન કરે છે તો યમના દૂતો તેઓને 'અયઃપાન' નામના નરકમાં નાંખે છે અને તેઓની છાતીને પગથી દબાવીને તેઓના મુખમાં અગ્નિવડે ઓગાળેલા ગજવેલનો ધગધગતો રસ રેડે છે. વળી જે પુરૂષ પોતે અધમ હોવા છતાં, અભિમાનને લીધે

પોતાને ઉત્તમ માનીને જન્મ, તપ, વિદ્યા, આચાર, વર્ણ તથા આશ્રમવાળા ઉત્તમ મનુષ્યોને ઘણું માન આપતો નથી તેને શબજ જાણવો. અને તે મરી ગયા પછી યમના દૂતો તેને ક્ષાર કર્દમ નામના નરકમાં ઉંધે માથે નાંખે છે અને ત્યાં તે અપાર દુઃખ ભોગવે છે. જે પુરૂષો આલોકમાં પુરૂષમેધ યજ્ઞ કરીને ભૈરવાદિકનું યજન કરે છે, તેમજ જે સ્રીઓ પુરૂષરૂપી પશુનું માંસ ખાય છે, તેઓને 'રક્ષોગણભોજન' નામના નરકમાં નાંખે છે અને ત્યાં આગળ જેઓને પશુની પેઠે મારેલા હોય છે તેઓ ઇચ્છાનુસાર રાક્ષસોનું રૂપ લઇને યમલોકમાં તેઓને દુઃખ આપે છે, અને કસાઇઓની પેઠે છરાવતી તેઓને કાપીને તેઓનું લોહી પીએ છે, નાચે છે, ગાય છે તથા આ-લોકમાં પેલા પુરૂષો જેમ માંસનું ભક્ષણ કરીને પ્રસન્ન થયા હોય તેમ તેઓ પણ પ્રસન્ન થાય છે. જે પુરૂષો આ સંસાર વિષે ગામમાં અથવા તો અરણ્યમાં નિરપરાધી તથા જીવવા માટે આશા ધરાવનારા પ્રાણીઓને વિશ્વાસજનક ઉપાયોથી વિશ્વાસુ બનાવીને શૂળાઓમાં અથવા તો દોરાઓમાં પરો-વીને રમકડાની પેઠે દુઃખ આપે છે તેઓ પણ મરી ગયા પછી 'શૂલપ્રોત' નામના નરકમાં પડે છે, અને ત્યાં આગળ યમના દૂતો તેઓને શૂળા વગેરેમાં પરોવી દે છે.

તેઓ ક્ષુધા તથા તૃષાથી બહુ દુઃખી થાય છે, કંગડા તથા વટાદિ પક્ષીઓ તેઓને ચારે તરફથી તીણી ચાંચવડે ફોલવા માંડે છે, તે વખતે તેઓ પોતાના પાતકને સંભારે છે. સર્પના જેવા ક્રૂર સ્વભાવવાળા જે પુરૂષો આલોકમાં પ્રાણીઓને દુઃખ આપે છે તેઓ પણ મરી ગયા પછી 'દંદશૂક' નામના નરકમાં પડે છે. જે નરકમાં, હે રાજા! પાંચ મુખના તથા સાત મુખના સર્પો તે પાપીઓની પાસે આવીને જેમ ઉંદરોને ગળે તેમ તે ક્રૂર પુરૂષોને ગળી જાય છે. જેઓ આલોકમાં અંધારા અને ઉંડા ખાડામાં, કોઠિયોમાં તથા ગુફા વિગેરેમાં પ્રાણીઓને પૂરે છે, તેઓ મરી ગયા પછી 'અવટનિરોધન' નામના નરકમાં પડે છે; અને ત્યાં આગળ યમના દૂતો તેઓને તેવાજ અંધારા તથા ઉંડા ખાડામાં અને કોઠી વિગેરેમાં ગોંધી રાખીને ઝેરી અગ્નિના ધુમાડાથી ગુંગળાવીને દુઃખી કરે છે. વળી આ લોકમાં જે ગૃહસ્થ વારંવાર ક્રોધાધીન થઇને અભ્યાગતોને અથવા તો અતિથિઓને બાળી દેતો હોય તેવી ક્રૂર દૃષ્ટિથી જુવે છે, તે પુરુષ 'પર્યાવર્તન' નામના નરકમાં પડે છે અને ત્યાં આગળ ગરજ, કંગડા, કાગડા, તથા વટ વિગેરે પક્ષીઓ બળાત્કારથી વજ્રના જેવી ચાંચથી પેલા પાપી

દૃષ્ટિવાળા પુરૂષની પાપી આંખોને ખેંચી કાઢે છે. વળી જે પુરૂષ ધનનું અભિમાન ધરાવનારો, અહંકારી, અહંકારને લીધે આડું જોનારો, સર્વની શંકા રાખનારો, ધન ખર્ચાઇ જવાની બીકથી અથવા તો તેના નાશ થવાની બીકથી જેનું હૃદય તથા મોહોડું સૂકાયા કરતું હોય તેવો જે મનુષ્ય શાંતિ રાખ્યા વિના યક્ષની પેઠે ધનની રક્ષા કર્યા કરે છે, તે મનુષ્ય તે 'સૂચીમુખ' નામના નરકમાં પડે છે. ધર્મ રાજાના દૂતો જેને ધન પેદા કરવારૂપી તથા વૃદ્ધિ કરવારૂપી પાપગ્રહ લાગ્યો છે એવા તે ધનના યક્ષરુપ પાપી પુરુષનાં સર્વ અંગોને દરજીની પેઠે દોરાથી સીવી લે છે. આ પ્રમાણે યમલોકમાં સેંકડો તથા હજારો નરકો છે. અધર્મને માર્ગે ચાલનારા જેમાંના કેટલાકનું અહીં વર્ણન કર્યું છે તથા કેટલાએકનું વર્ણન કર્યું નથી તે સર્વે, હે રાજા! વારા ફરતી તે તે નરકોમાં પડે છે. તે પ્રમાણે ધર્મને માર્ગે અનુસરનારા લોકો સ્વર્ગમાં જાય છે અને ફરીને જન્મ લેવા માટે પાપ તથા પુણ્યના શેષભાગથી પાછા મૃત્યુલોકમાં અવતરે છે.

———:o:———

# શ્રી કપિલદેવજીએ પોતાની માતાને કરેલો ઉપદેશ.

( ભક્તિ વિષે. )

શ્રીકપિલ ભગવાન્ કહે છે—હે માતા! ઘણા માર્ગોને લીધે ભક્તિમાર્ગ ઘણા પ્રકારનો કહેવાય છે, તેમ સ્વભાવરૂપી સત્વ, રજ તથા તમની ભિન્ન ભિન્ન વૃત્તિઓવડે પુરુષોના અભિપ્રાયોમાં પણ ભેદ પડે છે અર્થાત્ પુરુષોના સંકલ્પો પણ ગુણ પ્રમાણે ભિન્ન ભિન્ન હોય છે. જેઓ કોઇને પીડા કરવાના વિચારથી અથવા તો પરનો ઉત્કર્ષ સહન ન કરવાથી ક્રોધ કરીને તથા ભેદદૃષ્ટિ કરીને પ્રતિમાદિકમાં મારી પૂજા કરે છે તેઓ ત્રણ જાતના તામસી ભક્ત કહેવાય છે. જેઓ વિષયોની ઇચ્છાથી અથવા તો યશની ઇચ્છાથી અથવા તો ઐશ્વર્યની ઇચ્છાથી ભેદ રાખીને પ્રતિમાદિકમાં મારૂં પૂજન કરે છે, તેઓ ત્રણ પ્રકારના રજોગુણી ભક્ત કહેવાય છે. પાપ નાશ કરવા માટે કર્મો અર્પણ કરીને ઈશ્વરને પ્રસન્ન કરવા માટે ઇશ્વરનું ભજન કરવું જોઇએ, તે વિના કર્મો નિષ્ફલ થાય છે, તે માટે ભેદદૃષ્ટિ રાખીને જેઓ મારી મૂર્તિ વગેરેમાં ભક્તિ કરે છે તે ત્રણ પ્રકારના સત્વગુણી ભક્ત કહેવાય છે. મારા ગુણો સાંભળતાંજ ગંગાજળની જેમ સાગરના. તરફ અવિચ્છિન્ન ગતિ થાય છે,

તેમ સર્વના અંતર્યામીરૂપ જે હું પુરુષોત્તમ તેને વિષે મનુષ્યના મનની અવિચ્છિન્ન ( તૂટે નહીં તેવી ) ગતિ થાય છે, તેને નિર્ગુણ ભક્તિ સમજવી; આ નિર્ગુણ ભક્તિયોગનું લક્ષણ તમને કહ્યું; જે ભક્તિ નિર્નિમિત્ત તથા અસ્ખલિત હોય છે. મારી નિર્ગુણ ભક્તિ કરનારા મનુષ્યો કેવળ મારી ભક્તિ કરવાની ઈચ્છાવાળા હોવાથી હું તેઓને સાલોક્ય ( મારી સાથે એક લોકમાં વાસ ) સાર્ષ્ટિ ( મારા જેવું ઐશ્વર્ય ), સામીપ્ય ( મારી પાસે રહેવું ), સારૂપ્ય ( મારા જેવું રૂપ ), અને એકત્વ ( મારા સ્વરૂપમાં મળી જવું ) આપું છું તોપણ તેઓ મારી સેવા વિના બીજું કંઇ પણ લેતા નથી અને તેજ નિર્ગુણ ભક્તિયોગ કહેવાય છે, કે જે ભક્તિયોગથી મનુષ્ય ત્રિગુણાત્મક સંસારનો ત્યાગ કરીને પરબ્રહ્મને પામે છે. શ્રદ્ધાદિકની સાથે નિત્ય નૈમિત્તક સ્વધર્મ પાળવો, જેમાં બહુ હિંસા ન હોય તેવી ( પંચરાત્રમાં કહેલી ) નિષ્કામ ક્રિયાઓ નિત્ય કરવી, મારી પ્રતિમા વિગેરેનાં નિત્ય દર્શન કરવાં, તેનો સ્પર્શ કરવો, તેની પૂજા કરવી, સ્તુતિ કરવી તથા પ્રણામ વિગેરે કરવા, પ્રાણી માત્રમાં મારી ભાવના કરવી, વૈરાગ્ય રાખવો, મહાત્મા પુરુષોને બહુજ માન આપવું, દીન ઉપર દયા

કરવી, પોતાના સમાન સાથે મિત્રતા કરવી, યમ–નિયમ પાળવા, જ્ઞાન આપનારાં શાસ્ત્રો સાંભળવાં, મારાં નામ લેવાં, સરલતા રાખવી, સાધુ પુરુષોનો સંગ કરવો. આટલા ગુણો ધારણ કરવાથી મારા ભક્તનું અંતઃકરણ સંપૂર્ણ રીતે શુદ્ધ થાય છે, અને પુરુષનું શુદ્ધ અંતઃકરણ મારા ગુણો સાંભળવા માત્રમાંજ મારા પ્રત્યે પરિશ્રમ વિના આવે છે. પવન જેને એક ઠેકાણેથી બીજે ઠેકાણે ખેંચી જાય છે, તે ગંધ જેમ પોતાના સ્થાનકમાંથી નાસિકાની પાસે પોતાની મેળે આવે છે, તેમ વિકાર રહિત તથા ભક્તિ-યોગમાં પરાયણ થયેલું મન પણ મારા સ્વરુપની પાસે આવે છે. હું સર્વ પ્રાણીઓમાં સદા અંતર્યામી રુપે રહેલો છું, છતાં મનુષ્ય મારી અવજ્ઞા કરીને મૂર્તિની પૂજા કરે તો તે વ્યર્થ પ્રયત્ન કરે છે એમ જાણવું. હું કે જે સર્વ પ્રાણીઓમાં આત્મરુપે તથા ઇશ્વરરુપે રહું છું, તેની ઉપેક્ષા કરીને જે મનુષ્ય મૂર્ખપણાથી મૂર્તિમાં મારી પૂજા કરે છે, તે રાખમાંજ ઘી હોમે છે એમ સમજવું. વળી સર્વની કાયામાં રહેનાર જે હું તેનો દ્વેષ કરનાર, અભિમાની ભેદ-દૃષ્ટિવાળા તથા પ્રાણીઓની સાથે વૈર કરનારા મનુષ્યનું ચિત્ત, મૂર્તિપૂજા કર્યા છતાં પણ શાંતિ પામતું નથી. હે નિર્દોષ માતા! મનુષ્ય નાના મોટા પદાર્થોની સામગ્રી

બનાવીને, તેનાથી મારી મૂર્તિની સેવા કરતો હોય તોપણ તે જો, પ્રાણીઓની નિંદા કરતો હોય તો હું તેના ઉપર પ્રસન્ન થતો નથી. મનુષ્ય જ્યાંસૂધી સર્વ પ્રાણીઓમાં વાસ કરનારા પરમાત્માને પોતાના હૃદયમાં રહેલા છે એમ જાણતો નથી, ત્યાંસૂધી તેણે પોતાના વર્ણને અનુસરતાં કર્મો કરીને પ્રતિમા વિગેરેમાં ઈશ્વરનું પૂજન કરવું. જે મનુષ્ય પોતામાં અને પારકામાં જરાપણ અંતર રાખે છે, તે ભેદદૃષ્ટિવાળા મનુષ્યને હું મૃત્યુરૂપે ભયંકર ભય ઉત્પન્ન કરૂં છું. માટે સર્વ પ્રાણીઓમાં અંતર્યામીરૂપે વાસ કરનારો જે હું તેની દાન, માન, મૈત્રી તથા સમદૃષ્ટિથી પૂજા કરવી. હે કલ્યાણિ માતા ! અચેતન જીવોના કરતાં ચેતન જીવો શ્રેષ્ઠ છે, તેના કરતાં પ્રાણધારી જીવો શ્રેષ્ઠ છે, તેના કરતાં ચિત્તની વૃત્તિવાળા જીવો ઉત્તમ છે, તેના કરતાં ઇંદ્રિઓની વૃત્તિવાળા જીવો ઉત્તમ છે, તેઓમાં પણ સ્પર્શ જ્ઞાનવાળા ઉત્તમ છે, તેઓના કરતાં રસ જાણનારા ઉત્તમ છે, તેઓના કરતાં ગંધ જાણનારા ઉત્તમ છે, તેઓના કરતાં શબ્દ જાણનારા ઉત્તમ છે, તેઓમાં પણ રૂપના વિભાગ જાણનારા ઉત્તમ છે, તેઓના કરતાં બે તરફ દાંતવાળા જીવો ઉત્તમ છે, તેઓના કરતાં ઘણા પગવાળા ઉત્તમ છે, તેઓના કરતાં મનુષ્યો શ્રેષ્ઠ છે એમ જાણવું. મનુ-

ષ્યોમાં ચાર વર્ણો શ્રેષ્ઠ છે, તેઓમાં બ્રાહ્મણો શ્રેષ્ઠ છે, બ્રાહ્મણોમાં પણ વેદ જાણનારો શ્રેષ્ઠ છે, અને તેના કરતાં પણ વેદના અર્થ જાણનારો શ્રેષ્ઠ છે. અર્થ જાણનારા કરતાં વેદનાવાકયોનો તથા પદનો અર્થ વિચારીને સંશયછેત્તા શ્રેષ્ઠ છે. તેના કરતાં પણ સ્વકર્મ કરનારો શ્રેષ્ટ છે અને તેના કરતાં નિષ્કામ કર્મ કરનારો તથા સર્વનો સંગ ત્યાગ કરનારો શ્રેષ્ઠ છે. તેના કરતાં જેણે મારે વિષે સર્વ કર્મ, તેનાં ફળ તથા દેહ અર્પણ કર્યા છે, તથા જે મારા રૂપજ છે, તે શ્રેષ્ઠ ગણાય છે. મારે વિષે દેહને તથા સર્વ કર્મને અર્પણ કરનાર, કર્તાપણાનાં અભિમાનથી રહિત, તથા સમદૃષ્ટિવાળા તે પુરુષ વિના હું બીજા કોઇને પણ ઉત્તમ જોતો નથી. ઇશ્વર ભગવાન સર્વ પ્રાણીઓમાં અંતર્યામી-પણાથી વાસ કરીને રહેલા છે; એમ જાણીને સૌએ સર્વ પ્રાણીઓને અંતઃકરણપૂર્વક બહુ માન આપીને તેઓને પ્રણામ કરવા. હે મનુનાં પુત્રિ! ભક્તિયોગ તથા અષ્ટાંગ-યોગ, એમ બન્ને યોગ મેં તમને કહ્યા, જે બે યોગમાંથી એક યોગ સેવવાવડે પુરુષ પરમાત્માને પામે છે. સર્વના નિયંતા, પ્રકૃતિ પુરુષરુપ તથા તેનાથી ભિન્ન એવા ભગ-વાન્ પરબ્રહ્મનું આ રૂપ દૈવરુપ કહેવાય છે, અને તેની પ્રેરણાથી પ્રાણીઓ નાના પ્રકારની યોનિઓને પામે છે.

વસ્તુઓમાં ફેરફાર કરનારું ભગવાનનું જે દિવ્યરૂપ છે, તે કાળ નામનું કહેવાય છે, જે કાળથી મહત્તત્વ વિગેરે સર્વ પદાર્થોને તથા દેહાભિમાની જીવોને ભય થાય છે. સર્વના આશ્રયભૂત તથા યજ્ઞના ફળદાતા જે ભગવાન્, પ્રાણીઓની અંદર પ્રવેશ કરીને પ્રાણીઓથીજ, પ્રાણીઓનો નાશ કરે છે તે સૌને વશ કરનારાઓમાં મુખ્ય વિષ્ણુ ભગવાન્ કાળ કહેવાય છે. તે કાળમૂર્તિ ભગવાનનો કોઇ પ્રિય નથી, કોઇ શત્રુ નથી, તેમ કોઇ બંધુ પણ નથી. તે કાળમૂર્તિ ભગવાન્ સાવધાન થઇને ગાફલ રહેનારા મનુષ્યોમાં પ્રવેશ કરી તેનો નાશ કરે છે. જેના ભયથી પવન વાય છે, જેના ભયથી સૂર્ય તપે છે, જેના ભયથી મેઘ વરસે છે, જેના ભયથી તારામંડળ પ્રકાશે છે, જેના ભયથી ઔષધિઓની સાથે લતાઓ પોતપોતાના સમય પ્રમાણે પુષ્પો તથા ફળો ઉત્પન્ન કરે છે, જેના ભયથી નદીઓ પાણી વહે છે, જેના ભયથી મહાસાગર મર્યાદા મૂકતો નથી, જેના ભયથી અગ્નિ પ્રકાશે છે, તથા જેના ભયથી પૃથ્વી પર્વતોની સાથે સાગરમાં ડુબી ન જતાં ઉપર તરે છે, જે કાળની આજ્ઞાથી આકાશ સર્વ પદાર્થોને રહેવાનો અવકાશ આપે છે, અને મહત્તત્વ પોતાના દેહને સાત આવરણવાળા લોકરૂપે વિસ્તારે છે. વળી જેઓનાં આધીનમાં આ સ્થાવર જંગમ

સર્વ જગત્ છે, એવા બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્ર જે કાળના ભયથી વારંવાર જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયનાં કર્મો કર્યા કરે છે. તે કાળ અંતરહિત છે, છતાં સર્વનો નાશ કરે છે; પોતે અનાદિ છે, છતાં સર્વના આદિ કર્તા છે, અવિનાશી છે, એક પદાર્થથી બીજા પદાર્થોને ઉત્પન્ન કરે છે અને એક મારનારાવડે બીજા મારનારનો નાશ કરે છે.

———:o:———

## વિભુતિઓનું વર્ણન.

( ઇશ્વર વિષે. )

ઉદ્ધવજી કહે છે—હે મહારાજ! આદિ અને અંતરહિત સ્વતંત્ર, સર્વે પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ અને નાશ કરનારા, સાક્ષાત્ પરબ્રહ્મરૂપ આપ છો. હે ભગવન! મનને ન જિતનારા પુરુષો નાના મોટા સર્વ પદાર્થોમાં રહેલા આપને જાણતા નથી, પરન્તુ બ્રાહ્મણો યથાર્થ રીતે નાના મોટા પદાર્થોમાં રહેલા આપને જાણીને આપની ઉપાસના કરે છે. જેમ પંચ મહાભૂતો કેટલાએક શરીરમાં કોઈ કોઇ ગુણને લીધે વિશેષ રહે છે અને કેટલાએકમાં કોઈ કોઇ ગુણોથી થોડા રહે છે, તેમ આપ કયા પદાર્થોમાં અધિક અને કયા કયા પદાર્થોમાં ન્યૂન રહેલા છો? તથા મહર્ષિઓ

જે જે પદાર્થોનાં ભક્તિપૂર્વક આપની ઉપાસના કરવાથી સિદ્ધિ પામે છે તે તે પદાર્થોનાં નામો મને કહો. હે પ્રાણીઓની રક્ષા કરનારા! આપ સર્વ પ્રાણીઓના આત્મરૂપ છો તથા આપ સર્વને વિષે ગુપ્ત ફરો છો; છતાં પણ તમારી માયાવડે મોહિત થયેલાં પ્રાણીઓ સર્વના દ્રષ્ટા આપને દેખતાં નથી, માટે હું આપની વિભૂતિઓ પૂછું છું. હે મોટી વિભૂતિવાળા! પૃથ્વીમાં, સ્વર્ગમાં પાતાળમાં તથા દિશાઓમાં આપની વિશેષ શક્તિથી જોડાયલી જે કોઇ શક્તિઓ હોય, તે સર્વ મને કહો. હું આપના તીર્થરૂપ ચરણકમળને પ્રણામ કરું છું.

શ્રીભગવાન્ કહે છે—પ્રશ્ન જાણનારાઓમાં શ્રેષ્ઠ! કુરુક્ષેત્રમાં શત્રુઓની સાથે યુદ્ધ કરવા માટે ઇચ્છા રાખતા અર્જુને આ પ્રમાણેજ મને પ્રશ્ન પૂછ્યો હતો. રાજ્ય માટે પોતાના જ્ઞાતિઓનો નાશ કરવો, એ ઘણું નિંદિત કર્મ તથા અધર્મરૂપ છે. એમ જાણીને 'હું મારીશ અને આ લોકો મરણ પામશે' આવી અર્જુનની પ્રાકૃત બુદ્ધિ થઇ ગઇ હતી, તેથી તે યુદ્ધ કરતાં અટકી ગયો હતો. તે સમયે મેં રણભૂમિ ઉપર પુરુષમાં વાઘ સમાન અર્જુનને ઉપદેશ આપ્યો હતો; તે સમયે તમે મને જેવો પ્રશ્ન કરો છો, એ પ્રમાણેજ

અર્જુને પણ રણભૂમિ ઉપર પ્રશ્ન કર્યો હતો. હે ઉદ્ધવ! માટે હું હવે તમારા પ્રશ્નનો ઉત્તર આપું છું. હું આ સર્વ પ્રાણીઓના આત્મા, મિત્ર તથા ઇશ્વર છું. તેમજ સર્વ પ્રાણીરૂપ છું અને તેઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયકર્તા પણ હું છું, ગતિવાળાઓમાં હું ગતિરૂપ છું, વશ કરનારાઓમાં હું કાળમૂર્તિ છું, ત્રણ ગુણોમાં સામ્યાવસ્થારૂપ પ્રકૃતિ હું છું, દ્રવ્યોમાં હું સ્વભાવિક ગુણરૂપ છું, ગુણવાળા પદાર્થોમાં હું ક્રિયા શક્તિપ્રધાનરૂપ મહત્તત્વ છું, મોટા પદાર્થોમાં મહત્તત્વ મારું સ્વરૂપ છે. સૂક્ષ્મ વસ્તુઓમાં હું જીવરૂપ છું, દુર્જય પદાર્થોમાં હું મન છું. વેદોના ભણાવનાર બ્રહ્મા તે હું છું. મંત્રોમાં હું ત્રણ અક્ષરવાળો ૐકાર છું. અક્ષરોમાં હું અકાર છું. છંદોમાં હું ગાયત્રી છંદ છું. સર્વ દેવતાઓમાં હું ઇન્દ્ર છું. વસ્તુઓમાં હું હવ્યવાહ છું. આદિત્યોમાં હું વિષ્ણુ છું. રુદ્રોમાં હું નિલલોહિત છું. બ્રહ્મર્ષિઓમાં હું ભૃગુ છું. રાજાર્ષિઓમાં હું મનુ છું. દેવર્ષિઓમાં હું નારદ છું. ગાયોમાં હું કામધેનુ છું. સિદ્ધેશ્વરોમાં હું કપિલદેવ છું. પક્ષીઓમાં હું ગરુડ છું. પ્રજાપતિઓમાં હું દક્ષ છું. પિતૃઓમાં હું અર્યમા છું. હે ઉદ્ધવજી! દૈત્યોમાં હું પ્રહલાદ છું. નક્ષત્ર તથા ઔષધિઓનો સ્વામી હું ચન્દ્રમા છું. યક્ષ તથા રાક્ષ-

સોનો સ્વામી હું કુબેર છું. ઉત્તમ હાથીઓમાં હું ઐરાવત છું, જળ જંતુઓમાં હું તેઓનો સ્વામી વરૂણ છું. તપાવનારા તથા પ્રકાશ કરનારાઓમાં હું સૂર્ય છું. મનુષ્યોમાં હું રાજા છું. ઘોડાઓમાં હું ઉચ્ચૈઃશ્રવા છું. ધાતુઓમાં હું સુવર્ણ છું. શિક્ષા કરનારાઓમાં હું યમ છું. સર્પોમાં હું વાસુકી છું. હે પાપરહિત ઉદ્ધવ! મોટા સર્પોમાં હું અનંત છું. શીંગડાવાળાં અને ડાઢવાળાં પ્રાણીઓમાં હું સિંહ છું. આશ્રમોમાં હું સંન્યાશ્રમ છું અને વર્ણોમાં હું બ્રાહ્મણ છું. તીર્થ તથા પ્રવાહોમાં હું ગંગાજી છું. સ્થિર જળાશયોમાં હું સમુદ્ર છું. આયુધોમાં હું ધનુષ છું. ધનુર્ધારીઓમાં હું ત્રિપુરનો નાશ કરનાર શંકર છું. નિવાસના સ્થાનોમાં હું મેરૂ પર્વત છું. દુર્ગમ સ્થાનોમાં હું હિમાલય છું. વનસ્પતિઓમાં હું પીપળો છું. ઔષધિઓમાં હું જવ છું. પુરોહિતોમાં હું વસિષ્ઠ છું. વેદાર્થમાં નિષ્ઠાવાળાઓમાં હું બૃહસ્પતિ છું. સર્વ સેનાપતિઓમાં હું કાર્તિકસ્વામી છું. શુભ માર્ગને પ્રવર્તાવનારાઓમાં હું બ્રહ્મા છું. યજ્ઞોમાં હું બ્રહ્મયજ્ઞ છું. વ્રતોમાં હું અહિંસા છું. માર્જન કરવું, છોલવું, ઘસવું વિગેરે શુદ્ધ કરનારા પદાર્થોઓમાં વાયુ, અગ્નિ, સૂર્ય, જળ અને બ્રાહ્મણોના વચનરૂપ હું છું.

યોગના આઠ અંગોમાં હું સમાધિરૂપ છું. વિજયેચ્છુ-ઓમાં હું ગુપ્ત વિચાર છું. ડહાપણોમાં હું બ્રહ્મવિદ્યા છું. અખ્યાતિ, અન્યથાખ્યાતિ, શૂન્યખ્યાતિ, અસત્ખ્યાતિ તથા અનિર્વચનીય ખ્યાતિનો વાદ કરનારાઓમાં હું વિકલ્પવાદ છું. સ્ત્રીઓમાં હું શતરૂપા છું. પુરુષોમાં હું સ્વાયંભુવ મનુ છું. મુનિઓમાં હું નારાયણ છું. બ્રહ્મચારીઓમાં હું સનત્કુમાર છું. ધર્મોમાં અભયદાન છું. નિર્ભય સ્થાનોમાં હું આત્મનિષ્ઠા છું. અભિપ્રાયને ગુપ્ત રાખવાના સાધનોમાં હું પ્રિય વચન તથા મૌન છું. સ્ત્રી પુરુષોના જોડામાં હું પ્રજાપતિ છું. સાવધ રહેનારાઓમાં હું વર્ષ કાળ છું. ઋતુઓમાં હું વસંત છું. મહિનાઓમાં હું માર્ગશીર્ષ મહિનો છું. નક્ષત્રમાં હું અભિજીત છું. યુગોમાં હું સત્ય યુગ છું. ધીર પુરુષોમાં હું દેવલ તથા અસિત મુનિ છું. વેદના વિભાગ કરનારાઓમાં હું વેદવ્યાસ છું. વિદ્વાનોમાં હું જ્ઞાની શુક્રાચાર્ય છું. ઉત્પત્તિ, પ્રલય, પ્રાણીઓનું આવવું, જવું, વિદ્યા અને અવિદ્યા, આ છ વસ્તુને જાણનારાઓમાં હું વાસુદેવ છું. વૈષ્ણવોમાં હું તમારું સ્વરૂપ છું. કિંપુરુષોમાં હું હનુમાન છું. વિદ્યાધરોમાં હું સુદર્શન છું. રત્નોમાં હું પુખરાજ છું. સુંદર પદાર્થોમાં હું કમળકોશ છું. દર્ભની જાતિમાં હું કુશ

છું. હવિષ્ય પદાર્થોમાં હું ગાયનું દુધ છું. ઉદ્યોગીઓની હું ધનાદિક સંપત્તિ છું. ઘૂત રમનારાઓમાં હું કપટ જુગાર છું. સહનશીળ પુરુષોમાં હું તિતિક્ષા છું. ધૈર્યવાળાઓમાં હું ધીરજ છું. બળવાનોની હું દેહજ શક્તિ તથા ઇંદ્રિય-શક્તિ છું, વૈષ્ણવોએ ભક્તિપુરઃસર કરેલું કર્મ હું છું. ભક્તોએ પૂજવા યોગ્ય વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ, નારાયણ, વરાહ, નૃસિંહ તથા બ્રહ્મા, એ નવ મૂર્તિઓમાં હું વાસુદેવ નામની ઉત્તમ મૂર્તિ છું, ગંધર્વોમાં વિશ્વાવસુ છું, અપ્સરાઓમાં હું પૂર્વ ચિત્તિ છું. પર્વતોમાં હું સ્થૈર્યરૂપ છું. પૃથ્વીમાં હું અવિકૃત ગંધરૂપ છું. જળમાં હું મધુર રસ છું. તેજસ્વીઓમાં હું અગ્નિરૂપ છું. સૂર્ય, ચંદ્ર તથા તારાઓમાં હું કાંતિરૂપ છું. આકાશમાં પરા નામથી બોલાતો સૂક્ષ્મ શબ્દ હું છું. બ્રાહ્મણોને સત્કાર કરનાઓમાં હું બળિ રાજા છું. વિર પુરુષોમાં હું કુંતા પુત્ર અર્જુન છું. પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયરૂપ હું છું. ચાલવું, ભાષણ કરવું, મળત્યાગ કરવા, ગ્રહણ કરવું, પ્રસન્ન થવું, અડકવું, સ્વાદ લેવો, સાંભળવું, સુંઘવું તથા જોવું, આ દશ ઇન્દ્રિયોના ધર્મો છે, તેમાં જોવું તે હું છું તથા સર્વ ઇન્દ્રિયોની જૂદા જૂદા વિષય ગ્રહણ કરનારી શક્તિ હું છું. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ તથા તેની તન્માત્રાઓ

અહંકાર, મહત્તત્વ, પંચ મહાભૂતો, પુરુષ, પ્રકૃતિ, રજોગુણ, સત્વગુણ, તમોગુણ તથા તેઓથી જૂદા પરબ્રહ્મ આ સર્વ હું છું. હું તે તત્ત્વોની ગણના, તેઓનું જ્ઞાન તથા તેઓનો નિશ્ચય હું છું. વળી હું જીવ તથા ઈશ્વરરૂપ છું, ગુણ અને ગુણીરૂપ છું. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપ હું છું. સર્વસ્વરૂપ છું. મારા વિના કોઇ પણ પદાર્થ કોઇ ઠેકાણે નથી. હું કાળે કરીને મારાં પરમાણુઓની ગણતરી કરી શકીશ; પરંતુ તે પ્રમાણે કરોડો બ્રહ્માંડને સરજતો જે હું તેની વિભૂતિઓની ગણત્રી મારાથી પણ કરી શકાશે નહીં; તથાપિ ટુંકામાં હું તમને કહું છું:—જેમાં તેજ, સંપત્તિ, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, દાન, સૌંદર્ય, ભાગ્ય, બળ, સહનશક્તિ તથા વિજ્ઞાન હોય તે પદાર્થ મારી વિભૂતિરૂપ છે, એમ જાણવું. આ સર્વ વિભૂતિઓ મેં તમને ટુંકામાં કહી બતાવી. આ સર્વ વિભૂતિઓ મનના વિકારરૂપજ છે અને જેમ આકાશપુષ્પ, શશશૃંગ, વાણીથી બોલાય છે તેમ આ બોલવા માત્ર છે. માટે વાણી, મન, પ્રાણ અને ઇંદ્રિયોને નિયમમાં રાખો, બુદ્ધિનો સત્વગુણસંપન્ન બુદ્ધિથી જ નિગ્રહ કરો. આ પ્રમાણે કરવાથી તમને ફરીને જન્મ મરણ થશે નહી. જે સંન્યાસી, બુદ્ધિથી અને વાણીથી મનને સારી રીતે નિયમમાં રાખતો નથી, તે સંન્યાસીનાં

વ્રત, તપ અને જ્ઞાન કાચા ઘડામાં ભરેલા પાણીની પેઠે ઝરી જાય છે. માટે મારે વિષે તત્પર રહીને મારી ભક્તિવાળી બુદ્ધિથી મન, વચન તથા ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો અને તેમ કરવાથી મનુષ્ય કૃતાર્થ થાય છે.

—:o:—

## ભગવાનનો અનાદર કરવાથી બ્રાહ્મણોને થયેલો પશ્ચાત્તાપ.

'મનુષ્યનું નાટક કરનારા પેલા યજ્ઞ કરનારા બ્રાહ્મણો જગતના ઈશ્વર એવા શ્રીકૃષ્ણ, તથા બળદેવની યાચનાનું આપણે અપમાન કર્યું તેથી આપણે અપરાધી છીએ,' આમ સંભારીને પસ્તાવો કરવા લાગ્યા. અને પોતાની સ્ત્રીઓની ભગવાન્ શ્રીકૃષ્ણ વિષે અલૌકિક ભક્તિ જોઇને તથા પોતાને ભક્તિહીન જોઇને પસ્તાવો કરતા નીચે પ્રમાણે પોતાનો તિરસ્કાર કરવા લાગ્યા. "આપણા ત્રણ પ્રકારના જન્મને ધિક્કાર છે, આપણી વિદ્યાને ધિક્કાર છે, આપણા બ્રહ્મચર્યવ્રતને ધિક્કાર છે, આપણા ઘણું જાણવાપણાને ધિક્કાર છે, આપણા કુળને ધિક્કાર છે, આપણા ક્રિયાકાંડમાં કુશળપણાને ધિક્કાર છે, કારણ કે આપણે ભગવાનથી વિમુખ છીએ, ખરેખર ભગવાનની માયા યોગીઓને પણ

મોહ ઉપજાવનારી છે; કારણ કે આપણે બ્રાહ્મણો મનુષ્યોના ગુરુઓ છીએ, છતાં પણ આપણા સ્વાર્થમાં ભુલીએ છીએ. ઓહોહો!!! જુઓ, તે સ્ત્રીઓને પણ જગતના ગુરુ શ્રીકૃષ્ણ ઉપર અપાર ભાવ છે. જે ભાવે કરીને તેઓએ ઘર નામની મૃત્યુની પાશો કાપી નાંખી છે." આ સ્ત્રીઓને ઉપનયન સંસ્કાર, ગુરુના ઘરમાં નિવાસ, તપશ્ચર્યા, આત્મવિચાર, પવિત્રતા, સંધ્યાવંદનાદિક ઉત્તમ પવિત્ર ક્રિયાઓ કંઇ પણ હોતું નથી. તોપણ તેઓની, યોગેશ્વરના ઇશ્વર એવા પવિત્રકીર્તિ શ્રીકૃષ્ણ વિષે દૃઢ ભક્તિ થઇ, અને આપણે ઉપનયનાદિક સંસ્કારવાળા છીએ છતાં પણ આપણી ભગવાન્ ઉપર દૃઢ ભક્તિ થઇ નહિ. અરેરે!! આપણે સ્વાર્થથી મૂઢ બની ગયેલા, અને ઘરમાંનાં કામ કાજથી ગાફ્લ થઇ ગયેલા હતા, આપણને સત્પુરુષોની ગતિરૂપ પરમાત્માએ, ગોવાળિયાઓનાં વાક્યોદ્વારા સ્વસ્વરૂપનું સ્મરણ અપાવ્યું; છતાં પણ આપણે સમજી શક્યા નહીં. પૂર્ણ કામનાવાળા અને મોક્ષાદિક પુરુષાર્થોના સ્વામી એવા પરમેશ્વરને, પોતાના સ્વરૂપનું જ્ઞાન આપવા વિના બીજું તેના આધીન રહેનારા જે આપણે તેઓનું શું પ્રયોજન હોય! એ તો ઇશ્વરની એક લીલા હતી. લક્ષ્મી બીજા સર્વનો ત્યાગ કરીને તથા ચંચલાદિક ગુણોનો ત્યાગ કરીને

નિરંતર જે ભગવાનના ચરણનો સ્પર્શ કરવાની આશાથી ભજે છે, તે ભગવાન્ યાચના કરે, એ વાત બીજા મનુષ્યોને મોહિત કરનારી છે. દેશ, કાળ, જૂદા જૂદા પદાર્થો, યંત્ર, તંત્ર, ઋત્વિજો, અગ્નિઓ, દેવતાઓ, યજમાન, યજ્ઞ અને ધર્મ, એ સર્વ જે રૂપ છે, તે સાક્ષાત્ યોગેશ્વરના પણ ઇશ્વર એવા ભગવાન્ વિષ્ણુ, યદુવંશમાં અવતર્યા છે એમ સાંભળ્યું છે, છતાં પણ આપણે મૂઢે તે જાણ્યું નહીં અહોહો !! આપણે ભાગ્યશાળી છીએ, કારણ કે આપણી સ્ત્રીઓ ભક્તિવાળી છે અને જે સ્ત્રીઓની ભક્તિને લીધે આપણી બુદ્ધિ પણ ભગવાન્ વિષે નિશ્ચળ થઇ. માટે જેની માયાથી મોહિત થઇને આપણે કર્મમાર્ગમાં ભટકીએ છીએ, તે અખંડ જ્ઞાનવાળા આપ તથા શ્રીકૃષ્ણ ભગવાનને નમસ્કાર હો. અને તે આદિ પુરુષ પોતાની માયાથી સ્વસ્વરૂપને ભુલી ગયેલા, અને તેથી ભગવાનના પ્રભાવને નહિ જાણનારા જે આપણે, તેઓને અપરાધને ક્ષમા કરવાને યોગ્ય છે.

——:o:——

# ભક્તિ રહિત લોકોની ગતિ.

ચમસ નામના યોગેશ્વર કહે છે—આદિ પુરુષ એવા શ્રીનારાયણનાં મુખ, હાથ, સાથળ અને ચરણમાંથી અનુક્રમે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય તથા શૂદ્રો ઉત્પન્ન થાય છે, અને તેઓ ગુણ પ્રમાણે જૂદા જૂદા ઉત્પન્ન થયા છે, એટલે સત્વગુણથી બ્રાહ્મણની ઉત્પત્તિ થઇ છે; સત્વ તથા રજથી ક્ષત્રિયોની ઉત્પત્તિ થઇ છે; રજ અને તમથી વૈશ્યની ઉત્પત્તિ થઇ છે અને તમથી શૂદ્રની ઉત્પત્તિ થઇ છે, તેમ જ મુખાદિકમાંથી અનુક્રમે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ તથા સંન્યાસ એમ ચાર આશ્રમો પણ થયાં છે. તેઓમાં જે લોકો પોતાને ઉત્પન્ન કરનારા સાક્ષાત્ ગુરુરૂપ ઈશ્વર એવા નારાયણ ભગવાનને, ન જાણવાથી ભજતા નથી તથા જેઓ જાણતા છતાં, પણ જેમનું અપમાન કરે છે, તે કૃતઘ્ની પુરુષો વર્ણ અને આશ્રમરૂપી સ્થાનમાંથી ભ્રષ્ટ થઇને નરકમાં પડે છે. જે કેટલાએક ભગવાનની કથા સાંભળતા નથી, તથા ભગવાનનું કીર્તન પણ કરતા નથી, એવા કેટલાએક દ્વિજ લોકો, સ્ત્રીઓ અને શૂદ્રાદિકો છે, તેઓના ઉપર તમારા જેવા મહાત્મા લોકોએ કૃપા કરવી જોઇએ. પરંતુ બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો ઉપનયન સંસ્કારથી

તથા વેદાધ્યયનથી, ભગવાનના ભજનના અધિકારી થયા છે, છતાં પણ વેદમાં કરેલી ફળસ્તુતિનાં વચનો ઉપર મોહ પામીને જાણતા છતાં પણ ભગવાનને ભજતા નથી; પરંતુ કર્મો કરવામાં આસક્ત થઇ રહે છે, તે અર્દ્ધદગ્ધ લોકો ઉપેક્ષા કરવા યોગ્ય છે. કેવી રીતે કર્મ કરવાથી કર્મ બંધનકારક થઇ પડે નહીં? તે વાતથી અજાણ્યા, ઉદ્ધત-પણાથી વિદ્વાનોને નહીં પૂછનારા, મૂર્ખો છતાં પણ પંડિત-પણાનું અભિમાન રાખનારા, અર્ધદગ્ધ લોકો વેદમાં કહેલાં ફળોને દર્શાવનારાં વચનોથી, ઉત્કંઠિત થઇને કેવળ મૂર્ખપ-ણાને લીધે 'આપણે, અપ્સરાઓ સાથે વિહાર કરશું' એવી મીઠી મીઠી વાતો કરે છે. તે કર્મનિષ્ઠ લોકો રજો-ગુણને લીધે ભયંકર સંકલ્પવાળા હોય છે, મોટી તૃષ્ણાવાળા હોય છે, સર્પના સરખા ક્રૂર હોય છે, ઢોંગી હોય છે, અભિમાની હોય છે, પાપ કરનારા હોય છે અને ભગવાનના ભક્તોની નિંદા કરે છે, તેઓ વૃધ્ધોની સેવા કરતા નથી, પરંતુ સ્ત્રીઓની સેવા કરે છે અને જેમાં મૈથુન સુખ રહેલું છે એવાં ઘરોમાં રહીને, "આજે હું આટલું કમાયો, મારી અમુક ધારણા પાર પડશે, મારી પાસે આટલું ધન છે અને હવે આટલું થશે" વિગેરે સુખોની વાતો એક

બીજાઓ સાથે કર્યા કરે છે. યજ્ઞોમાં પૂર્ણ દક્ષિણા કે અન્નદાન આપતા નથી; પરંતુ કમાણીને માટે અથવા તો યશને માટે યજ્ઞ કરે અને હિંસા કરવામાં કેટલું પાપ છે? તે ન જાણનારા કેવળ પોતાનું પેટ ભરવા માટે પશુઓની હિંસા કરે છે. સંપત્તિ, ઐશ્વર્ય, ઉંચા કુલમાં જન્મ, વિદ્યા, દાન, રૂપ, બળ તથા કર્મ, આમાંથી કોઇ એક વસ્તુવડે અથવા તો સર્વ વસ્તુવડે અભિમાન થાય છે, તેથી આંધળા થયેલા ખળ લોકો શ્રીહરિનું તથા શ્રીહરિના ભક્તોનું અપમાન કરે છે. આ પ્રમાણે વર્તવાથી મૂર્ખ લોકો વેદનું રહસ્ય સ્ફુટ છે, છતાં પણ તેને જાણતા નથી. તે આત્માપણાથી તથા ઇશ્વરપણાથી સદા સર્વ દેહધારીઓમાં રહેલા છે, છતાં પણ તે આકાશની પેઠે અલેપ છે. સર્વના આત્મા હોવાથી પરમ પ્રિય પુરુષાર્થરૂપછે, અને વેદમાં પણ તેમનું પ્રસિદ્ધ રીતે ગાન કરેલું છે. આવા શ્રીહરિનું કર્મનિષ્ઠ લોકો શ્રવણ પણ કરતા નથી, અને વેદનું તાત્પર્ય, સર્વમાંથી નિવૃત્તિ કરવી આજ છે, છતાં પણ તેઓ મૈથુનની, માંસ ભક્ષણની અને મદિરાપાનની ઇચ્છાથી કહે છે કે, વેદ પ્રવૃત્તિનું જ નિરૂપણ કરે છે.

———:૦:———

# સત્વાદિક વૃત્તિઓનું વિવેચન.

શ્રીભગવાન્ કહે છે—હે મહાત્મા ઉદ્ધવ ! પ્રકૃતિ તથા પુરુષ ભિન્ન ભિન્ન છે. આવું જાણતાં છતાં પણ જ્યાં સૂધી વિશેષ પ્રયત્ન વડે ત્રણ ગુણની વૃત્તિઓ જિતાઈ ન હોય ત્યાં સૂધી સુખ દુઃખ મટતાં નથી, માટે તે ગુણોની વૃત્તિઓને જિતવાનો ઉપાય કહેવો જોઇએ. એમ ધારીને હવે હું ગુણોની વૃત્તિઓને જિતવાનો ઉપાય કહું છું, તથા તે જૂદા જૂદા ગુણોમાંથી જે ગુણવડે પુરુષ જેવો થાય છે તે પણ હું તમને કહું છું, તે તમે ધ્યાન દઇને સાંભળો. શમ, દમ, તિતિક્ષા, વિવેક, સ્વધર્મમાં નિષ્ઠા, સત્ય, દયા, સ્મૃતિ, ( પૂર્વાપરનું અનુસંધાન ), સંતોષ, ખરચાળુ સ્વભાવ, વિષયો ઉપર અનિચ્છા, શ્રદ્ધા, લજ્જા ( અયોગ્ય કર્મને ન જોવાં તે ), દાન, સરળતા, વિનય વિગેરે તથા પોતાના આત્મસ્વરૂપ ઉપર પ્રીતી, આ સત્વગુણની વૃત્તિઓ છે. સ્વર્ગાદિકની ઇચ્છા, યજ્ઞાદિક વ્યાપાર, મદ, અસંતોષ, ગર્વ, ધનાદિકની ઇચ્છાથી દેવાદિકની પ્રાર્થના, ભેદબુદ્ધિ, વિષયભોગ, મદથી યુદ્ધાદિકનો આવેશ, પોતાની સ્તુતિ ઉપર પ્રીતિ, ઉપહાસ, પરાક્રમને પ્રસિદ્ધ કરવાની ઈચ્છા, બલાત્કારે ઉદ્યમ કરવો, આ રજોગુણની વૃત્તિઓ છે. ક્રોધ,

લોભ, મિથ્યા ભાષણ, હિંસા, યાચના, દંભ, શ્રમ, કલહ, શોક, મોહ, દુઃખ, દીનતા, આલસ્ય, લાંબી લાંબી આશા, ભય અને મૂર્ખપણું, આ તમોગુણની વૃત્તિઓ છે. આ સત્વગુણની, રજોગુણની અને તમોગુણની વૃત્તિઓ ઘણું-કરીને અનુક્રમે વર્ણવી બતાવી. હવે હું તે ત્રણે મિશ્ર થયેલા ગુણોની વૃત્તિઓ કહું છું, તે સાભળો. હે ઉદ્ધવ! 'આ હું,' અને 'આ વસ્તુ મારી છે, આવી જે બુદ્ધિ થાય છે, તેને ગુણોના સન્નિપાત એટલે મિશ્રતા જાણવી. મન, શબ્દાદિક વિષયો, ઇંદ્રિયો તથા પ્રાણોથી જે વ્યવહાર થાય છે તેને સન્નિપાત જાણવો. પુરુષ જ્યારે ધર્મમાં, અર્થમાં અને કામમાં તલ્લીન થાય છે ત્યારે તેને ગુણોનો સન્નિપાત જાણવો, અને તે શ્રદ્ધા, રતિ તથા ધનને આપે છે. પુરુષ જ્યારે પ્રવૃત્તિવાળા ધર્મ ઉપર નિષ્ઠા રાખે, ગૃહસ્થાશ્રમ ઉપર પ્રીતિ રાખે અને નિત્ય નૈમિત્તિક ધર્મો ઉપર પણ પ્રીતિ રાખે, ત્યારે પણ ગુણોનો સન્નિપાત એટલે મિશ્રતા થઇ સમજવી. શમ, દમાદિક ગુણો ઉપરથી પુરુષ સત્વ-ગુણી છે એમ અનુમાન કરવું. કામાદિક વૃત્તિઓ ઉપરથી પુરુષ રજોગુણી છે એમ અનુમાન કરવું, અને ક્રોધાદિક ઉપરથી પુરુષ તમોગુણી છે એમ અનુમાન કરવું. પુરુષ જ્યારે અપેક્ષા વિનાનો થઇ પોતાનાં નિત્ય નૈમિત્તિક કર્મો

કરીને મને ભજે ત્યારે તે પુરુષને અથવા તો સ્રીને સત્વ-ગુણી જાણવી. જ્યારે સુખોની આશા રાખીને મને સકામ કર્મોથી ભજે, ત્યારે તે પુરુષને અથવા તો સ્રીને રજોગુણી જાણવી, અને કોઇની હિંસા કરીને મને ભજે, ત્યારે તે પુરુ-ષને અથવા સ્રીને તમોગુણી જાણવી. સત્વ, રજ તથા તમ, આ ત્રણ ગુણો મારા નથીજ, પરંતુ જીવના છે, તે ગુણો પાંચ મહાભૂતોના કાર્યરૂપ ચિત્તમાંજ ઉત્પન્ન થાય છે અને તે ગુણોમાં આસક્ત થનારો જીવ બંધાઇ જાય છે; પરંતુ હું તો ગુણોનો નિયંતા અને સૃષ્ટિનો કર્તા છું, તોપણ તે ગુણોમાં બંધાતો નથી; તથા નિત્યમુક્ત છું, માટે સર્વ કરતાં ઉત્તમ છું, અને સર્વને સેવવા યોગ્ય છું. જ્યારે પ્રકાશમાન, સ્વચ્છ તથા શાંત એવો સત્વગુણ બીજા બે ગુણોનો પરાજય કરે છે, ત્યારે પુરુષ સુખ, ધર્મ, જ્ઞાન અને શમાદિક સાથે જોડાય છે. સંગ કરાવનારો, ભેદબુદ્ધિમાં કારણરૂપ તથા પ્રવૃત્તિના સ્વભાવવાળો રજોગુણ જ્યારે, બીજા બે ગુણોનો પરાજય કરે છે, ત્યારે પુરુષ દુઃખ, કર્મ, યશ તથા લક્ષ્મીથી જોડાય છે. વિવેકથી ભ્રષ્ટ કરનારો, આવરણરૂપ અને ઉદ્યમમાં વિઘ્ન કરનારો તમોગુણ જ્યારે બીજા બે ગુણોને હરાવે, ત્યારે પુરુષ શોક, મોહ, નિદ્રા, હિંસા અને આશાથી જોડાય છે.

જ્યારે ચિત્ત પ્રસન્ન થાય, ઇંદ્રિયો નિવૃત્તિ પામે, દેહમાં અભય થાય અને મન, સંગ વિનાનું થાય, ત્યારે મારી પ્રાપ્તિનાં સ્થાનરૂપ સત્વગુણ વધ્યો છે એમ જાણજો. પુરુષ જ્યારે ક્રિયાથી વિકાર પામીને વિક્ષેપમાં પડે છે, જ્ઞાનેંદ્રિયોને ઉપરામ મળતો નથી, કર્મેંદ્રિયોમાં વિકાર વધે છે, અને મન ભમ્યા કરે છે, ત્યારે રજોગુણ વધ્યો છે એમ જાણજો. જ્યારે ચિદાભાસને ગ્રહણ કરવામાં અસમર્થ અને સીદાતું ચિત્ત લય પામે, સંકલ્પરૂપ મન પણ લીન થાય, અને અજ્ઞાન ઉત્પન્ન થાય તથા મનમાં ખેદ થાય ત્યારે તમોગુણની વૃદ્ધિ થઇ છે, એમ જાણજો. હે ઉદ્ધવ! જ્યારે સત્વગુણનો વધારો થાય છે, ત્યારે દેવતાઓનું બળ વધે છે, રજોગુણનો વધારો થાય છે ત્યારે અસુરોનું બળ વધે છે, અને તમોગુણનો વધારો થાય છે ત્યારે રાક્ષસોનું બળ વધે છે. સત્વગુણથી જાગ્રત અવસ્થા થાય છે, રજોગુણથી સ્વપ્નાવસ્થા થાય છે, અને તમોગુણથી સુષુપ્તિ અવસ્થા થાય છે, અને તે ત્રણે અવસ્થાઓમાં વ્યાપ્ત જે ચોથું તત્વ છે, તે આત્મા છે.

———:o:———

# વ્યભિચાર વિષે.

શ્રીભગવાન્ કહે છે–પૂર્વે મોટા યશસ્વી ઐલપૂર્વા–પૂરૂરવા નામનો એક ચક્રવર્તી રાજા હતો, તે પ્રથમ ઉર્વશીના વિરહથી મુંઝાઇને ઉદાસ થઇ ગયો અને પોતાનો ત્યાગ કરીને નાશી જતી ઉર્વશીની પાછળ ગાંડાની પેઠે નાગો નાગો દોડયો અને બહાવરો બનીને હે સ્ત્રી! હે ભયંકર સ્ત્રી! ઉભી રહે, આમ વિલાપ કરતો કરતો તેની પાછળ દોડયો. પ્રથમ મનુષ્ય લોકમાં ઉર્વશી પોતાની પાસે રહેતી હતી, ત્યારે ક્ષુલ્લક એવા વિષયો ભોગવતાં તે રાજા ધરાતો ન હતો અને ઉર્વશીએ પોતાનું અંતઃકરણ વશ કરેલું હોવાથી તે રાજા વર્ષમાંની કેટલી રાત્રિઓ વટી ગઇ છે અને હવે કેટલી રાત્રિઓ આવવાની છે? તે પણ જાણતો ન હતો. ત્યાર પછી ઉર્વશીના લોકમાં જઇને ત્યાંના વૈભવો ભોગવ્યા પછી તે રાજાને વૈરાગ્ય આવવાથી નીચે પ્રમાણે ગાથાઓ ગાઇ હતી.–ઓ હો હો હો!!! મારા મોહનો વિસ્તાર તો જુઓ! ઉર્વશીએ મારા કંઠનું આલિંગન કરતાં મારું મન કામથી મલિન થઇ ગયું, તેથી આટલા દિવસો અને રાત્રિઓ વહી ગયાં, તે પણ મારા જાણવામાં આવ્યાં નહીં. હું ઉર્વશીથી છેતરાઈ ગયો, તેથી મેં સૂર્યોદયને તેમજ

સૂર્યાસ્તને પણ જાણ્યો નહીં અને મારા વર્ષોના ઘણા દહા-
ડાઓ વીતિ ગયા તો પણ મારા જાણવામાં આવ્યા નહીં.
અરેરે! મારા મનને ઘણોજ મોટો મોહ થયો છે, જે મોહથી
મેં રાજાના મસ્તક ઉપર મણિરૂપ તથા ચક્રવર્તીરૂપ માર
દેહને સ્ત્રીઓનો એક ક્રીડામૃગ બનાવ્યો છે. રાજ્ય સાથે
મારા ચક્રવર્તી દેહનો એક તણખલાંની પેઠે ત્યાગ કરીને
ગાંડાની પેઠે રડતો રડતો અને નાગો નાગો દોડી જતી
સ્ત્રીની પાછળ હું પણ દોડયો હતો. ગધેડીની પાટુ ખાતાં
પણ ગધેડો જેમ ગધેડીની પાછળ જાય છે, તેમ હું પણ
દોડી જતી સ્ત્રીની પાછળ દોડયો હતો; તેમાં પ્રભાવ, બળ
તથા ઐશ્વર્ય ક્યાંથી રહે? જેનું મન સ્ત્રીઓએ વશ કર્યું
હોય, તે મનુષ્યને વિદ્યાથી, તપથી, સંન્યાસથી, શાસ્ત્રન
શ્રવણથી, એકાંતમાં વાસ કરવાથી અથવા તો મૌન રહે
વાથી શું ફળ થાય છે? કંઇજ નહીં. મારા પોતાના સ્વાર્થને
ન જાણનારા અને મૂર્ખ છતાં પંડિતનું અભિમાન રાખનાર
મને ધિક્કાર છે, કારણ કે જે મેં રાજાપણું પ્રાપ્ત કર્યું
છતાં પણ સ્ત્રીઓએ મને બળદ અને ગધેડાની પેઠે જિતી
લીધો હતો. મેં ઉર્વશીના અધરામૃતનું ઘણા વર્ષો સૂધી સેવન

કર્યું, તોપણ આહુતિથી જેમ અગ્નિ તૃપ્ત થાય નહીં તેમ મારો કામ તેનાથી તૃપ્ત થયો નહીં. છીનાળ સ્ત્રીએ હરી લીધેલાં ચિત્તને આત્મારામ અને ઇંદ્રિયો જેમને જાણી શક્તી નથી એવા ભગવાન્ વિના બીજો કયો પુરુષ છોડાવી શકે છે? દેવીએ મધુર વચનોથી મને દુષ્ટ બુદ્ધિને સમજાવ્યો તોપણ મારું મન ઇન્દ્રિયોને આધીન થઈ ગયું છે, તેથી મનમાં દાખલ થયેલો મહા મોહ દૂર થતો નથી. હું ઉર્વ-શીના ઉપર અપરાધ મૂકું છું તે મિથ્યા છે, ઉર્વશીએ મારું કંઇ પણ અશુભ કર્યું નથી, પરંતુ હુંજ મારા અજિતેંદ્રિયપણાથી મોહ પામ્યો છું; તેમાં ઉર્વશીનો શો અપરાધ? રજ્જુના સ્વરૂપને ન જાણનારા પુરુષને જેમ દોરીમાં સર્પની ભ્રાંતિ થાય, તેમાં દોરીનો અપરાધ શો? મલિન, દુર્ગંધિ વગેરેથી ભરેલો અને અપવિત્ર એવો સ્ત્રીનો દેહ ક્યાં, અને સુગંધ તથા કોમળતા વિગેરે ગુણો ક્યાં? સ્ત્રીઓના ગંદા દેહમાં ઉત્તમ ગુણોનો અધ્યાસ અજ્ઞાનથી થયલો છે.

———:०:———

# સત્સંગ વિષે.

શ્રીભગવાન્ કહે છે—હે ઉદ્ધવ! બુદ્ધિશાળી પુરુષે નીચ લોકોનો સંગ છોડી, સત્પુરુષોનો સંગ કરવો, કારણ કે, સત્પુરુષો વચનોથી પોતાનો સંગ કરનારાનાં મનની આસક્તિને કાપી નાંખે છે. સત્સંગ, તીર્થોના અને દેવતાઓના કરતાં પણ ચઢે છે. જે લોકો અપેક્ષા રહિત છે, મારે વિષે ચિત્ત રાખે છે, મને પ્રણામ કરે છે, સમ દૃષ્ટિવાળા છે, અહંતા મમતાથી રહિત છે, સુઃખ—દુઃખાદિકથી રહિત છે તથા કોઇ પણ જાતનો પરિગ્રહ કરતા નથી તેઓને સત્પુરુષ જાણવા. અને હે મહાભાગ્યશાળી ઉદ્ધવ! તે ભાગ્યશાળી પુરુષોમાં નિત્ય મારી કથાઓ ચાલ્યા કરે છે, જે હિતકારી કથાઓ, શ્રવણ કરનારા મનુષ્યોનાં પાપને ટાળે છે. મારા પરાયણ રહેનારા જે પુરુષો શ્રદ્ધાથી તથા આદરથી તે કથાઓ સાંભળે છે, અને ગાય છે, તેઓને મારેવિષે ભક્તિ પ્રાપ્ત થાય છે. જે પુરુષને અનંત ગુણવાળા, આનંદ તથા અનુભવરૂપ પરબ્રહ્મની ભક્તિનો લાભ થાય છે, તે મહાત્મા પુરુષને બીજી કઇ વસ્તુ દુર્લભ રહે છે? કંઇ પણ અલભ્ય રહેતું નથી. અગ્નિ દેવની સેવા કરનારા પુરુષની જેમ ટાઢ, ભય અને અંધારું, આ ત્રણ વસ્તુનો

નાશ થાય છે, તેમ સાધુ પુરુષોની સેવા કરનારાની પણ કર્મમાં જડતા, આગામી જન્મનો ભય અને તેના મૂળરૂપ અજ્ઞાન, આ સર્વ દૂર થાય છે, પાણીમાં ડૂબીને ડબકાં ખાતા પુરુષોને જેમ દૃઢ નૌકાજ પરમ આશ્રય છે, તેમ આ સંસારરૂપી ભયંકર સાગરમાં ડૂબી જઇને તેમાંથી બહાર નિકળતા અર્થાત્ નીચ ઉંચ યોનિઓમાં જન્મતા પુરુષોને શાંત એવા બ્રહ્મવેત્તા મહાપુરુષો પરમ ગતિરૂપ છે. જેમ પ્રાણીઓને જીવનરૂપ અન્ન શરણ છે, જેમ દુ:ખીઓનું હું શરણ છું તથા મનુષ્યોને મરણ પછી જેમ ધર્મરૂપી ધન એક શરણ છે, તેમ સંસારરૂપી સમુદ્રમાં પડવાથી ભય પામતા પુરુષોને સત્પુરુષો શરણ છે. સૂર્ય સારી રીતે ઉદય પામે છે, ત્યારે બહારની ચક્ષુરિન્દ્રિયને સતેજ કરે છે, પરંતુ સત્પુરુષો તો સગુણ તથા નિર્ગુણ જ્ઞાનરૂપી ઘણી આંખો મનુષ્યોને આપે છે. માટે સત્પુરુષો દેવતા તથા બાંધવરૂપ છે. તેમજ સત્પુરુષો આત્મારૂપ તથા મારારૂપ પણ છે.

——:o:——

# ધ્રુવને તેની માતાજીએ ભગવત ભજન કરવા વિષે આપેલો બોધ.

હે તાત ! આમાં બીજાઓનો અપરાધ માનીશ માં; કારણ કે બીજાને દુઃખ દેનારો મનુષ્ય તેનાં ફળને ભોગવે છે. સુરુચિએ તુંને જે કહ્યું તે ખરું છે. હું અભાગિણીના ઉદરમાં તું રહ્યો છું અને મારા દૂધથી ઉછરીને મોટો થયો છું. વળી તે રાજા પણ મને સ્ત્રી તરિકે તો શું, પરંતુ દાસી તરિકે પણ સ્વીકારવાને લજાય છે. હે પુત્ર ! તુંને અપર માતાએ જે વચન કહ્યું છે, તે ખરું છે, માટે તું મત્સરનો ત્યાગ કરીને તેના કહેવા પ્રમાણે કર. તું જો ઉત્તમની પેઠે ઉત્તમ રાજ્યાસનની ઇચ્છા રાખતો હો તો ભગવાનનાં ચરણકમળનું આરાધન કર. જગતનું પાલન કરવા માટે સત્વગુણનો સ્વીકાર કરનારા ભગવાનનાં ચરણારવિંદની સેવા કરીનેજ બ્રહ્મા પણ પરમેષ્ઠિના ઉત્તમ પદને પામ્યા છે અને જે પદ, મન તથા પ્રાણને વશ કરનારા યોગીઓએ પામવા યોગ્ય છે. તેમ તમારા દાદા ભગવાન્ સ્વાયંભુવ મનુએ પણ સ્થિરબુદ્ધિથી પુષ્કળ દક્ષિણાવાળા યજ્ઞોવડે ભગવાનનું યજન કરીને, બીજા કોઈ પણ સાધનથી મળી શકે નહીં એવાં સંસારનાં સુખો, સ્વર્ગનાં સુખો તથા

મોક્ષનાં સુખો મેળવ્યાં હતાં. માટે હે વત્સ! તું પણ મુમુક્ષુ પુરુષોએ જેના ચરણકમળનો માર્ગ શોધવા યોગ્ય છે એવા ભક્તવત્સલ ભગવાનનો આશ્રય કર અને ભગવદ્ધર્મથી શુદ્ધ કરેલા એકાંત ભાવવાળા મનવિષે પરમાત્માને સ્થિર કરીને તેનું ભજન કર. હે ધ્રુવ! બીજા પુરુષો જેની શોધ કર્યા કરે છે એવાં લક્ષ્મી પણ હાથમાં કમળ લઇને જેમને શોધ્યા કરે છે એવા, કમળ સરખા નેત્રવાળા ભગવાન્ વિના બીજો કોઈ તારું દુઃખ ટાળે એમ હું જાણતી નથી.

——:o:——

## ભક્તિ વિષે.

શ્રીભગવાન્ કહે છે-જેને મારી કથા ઉપર શ્રદ્ધા થયેલી હોય, જેને સર્વ કર્મો ઉપર ખેદ આવ્યો હોય અને કર્મો દુઃખદાયી છે, આમ જાણ્યા છતાં પણ તેનો ત્યાગ કરવાને સમર્થ ન હોય તેણે શ્રદ્ધાળુ થવું, પરમાત્માની ભક્તિથી જ સર્વ સિદ્ધ થશે આવો દૃઢ નિશ્ચય કરવો, પરિણામે દુઃખદાયી એવા સર્વ વિષયોને ભોગવવા, પરંતુ તેની નિંદા કરવી અને પ્રસન્ન થઇને મારી ભક્તિ કરવી. મેં કહેલાં ભક્તિયોગથી નિરંતર મારું ભજન કરનારા

મુનિના હૃદયમાં હું વાસ કરું છું, તેથી તેના હૃદયની સર્વે કામનાઓ નાશ પામે છે. સર્વનો આત્મારૂપ જે હું તેનાં દર્શન થયા પછી પુરુષના હૃદયમાં રહેલી અહંકાર-રૂપી ગાંઠ તૂટી જાય છે, તેના સર્વ સંશયો કપાઇ જાય છે અને તેનાં સર્વ કર્મો નાશ પામે છે. માટે મારી ભક્તિ-વાળા તથા મારે વિષે છે ચિત્ત જેનું એવા યોગીને આ લોકમાં જ્ઞાન પણ ઘણું કરીને કલ્યાણનું સાધન નથી, તેમ વૈરાગ્ય પણ કલ્યાણનું સાધન નથી, માત્ર ભક્તિ જ કલ્યાણનું સાધન છે. જે વસ્તુ કર્મથી મળે છે, જે વસ્તુ તપથી મળે છે, જે વસ્તુ જ્ઞાનથી તથા વૈરાગ્યથી મળે છે, જે વસ્તુ યોગથી, દાનધર્મથી તથા બીજાં કલ્યાણકારક સાધનોથી મળે છે તે સર્વ વસ્તુઓ મારો ભક્ત કદાચ જો ઇચ્છા કરે છે, તો મારી ભક્તિથી વિનાપરિશ્રમે સ્વર્ગ, મોક્ષ તથા મારાં ધામને પણ મેળવે છે, પરંતુ મારા ભક્તો ઇચ્છા રાખતા નથી, તેઓ તો માત્ર ભક્તિની જ ઇચ્છા કરે છે. મારા ધીર અને એક નિષ્ઠાવાળા ઉત્તમ ભક્તજનો, મેં જન્મમરણરહિત મોક્ષ આપ્યા છતાં પણ, તેઓ તેની પણ ઇચ્છા કરતા નથી. કોઇ પણ વસ્તુની ઇચ્છા ન રાખવી, તે જ ઉત્તમોત્તમ તથા ફળ આપનારું કહેવાય છે, એટલા માટે યાચના ન કરનારા અને પ્રાર્થના

કરાવનારાં કારણોથી રહિત નિષ્કામ પુરુષને મારી ભક્તિ પ્રાપ્ત થાય છે. મારા નિર્નિમિત્ત ભક્ત, સમચિત્તવાળા તથા બુદ્ધિથી પર એવા ઇશ્વરને પામેલા મહાત્મા પુરુષોને, વેદોક્ત કર્મ કરવાથી પુણ્ય થતું નથી અને નિષિદ્ધ કરેલાં કર્મો કરવાથી પાપ લાગતું નથી. જેઓ ઉપર પ્રમાણે મેં ઉપદેશ કરેલા ત્રણ ઉપાયો કરે છે, તેઓ કાળ તથા માયાદિકથી અબાધિત એવા મારા લોકને પામે છે અને પરબ્રહ્મને જાણે છે.

———:o:———

## શૌનકે પૂછેલા છ પ્રશ્નોના ઉત્તર.

સૂતપૂરાણી શૌનકને કહે છે—હે મુનિઓ! તમે લોકનું કલ્યાણ કરનારો પ્રશ્ન ઠીક પૂછ્યો; કારણકે, તમે મને શ્રીકૃષ્ણ સંબંધી પ્રશ્ન પૂછ્યો છે, જે પ્રશ્નથી મન પ્રસન્ન—શુદ્ધ થાય છે. તેજ પુરુષોનો પરમ ધર્મ છે કે, જે પરમ ધર્મવડે અતીન્દ્રિય એવા પરમાત્મા વિષે ફલાનુસંધાન રહિત નિર્વિઘ્ન દૃઢ ભક્તિ થાય કે, જે ભક્તિવડે આત્મા પ્રસન્ન થાય છે. કારણ કે, ભગવાન્ વાસુદેવ વિષે કરેલો ભક્તિયોગ, તુરત વૈરાગ્યને અને શુષ્ક તર્ક રહિત ઉપનિષદના જ્ઞાનને ઉત્પન્ન કરે છે. સારી પેઠે આચરાતો

ધર્મ જો પુરુષોને ભગવાનની કથામાં પ્રેમ ઉપજાવે નહીં, તો તેને કેવળ શ્રમરૂપ જ જાણવો. કારણકે, મોક્ષને માટે કરવામાં આવતા ફલાનુસંધાન વિનાના નિષ્કામ ધર્મનું ફળ લૌકિક એવાં સ્ત્રી, ધન, પુત્ર વગેરે પદાર્થો માટે કલ્પાતું નથી અર્થાત્ મોક્ષનો અનાદર કરીને ધનાદિકને માટે ધર્માચરણ કરવું નહીં. તેમજ ધર્મ એ જ જેનું મુખ્ય કાર્ય છે એવા અર્થનું ફળ ભોગાદિક નથી, પણ ધર્માદિ કરવાં તે જ છે; અર્થાત્ ધનનો ઉપયોગ ભોગવિલાસમાં કરવો નહીં પરંતુ ભગવદ્ધર્મમાં કરવો. વિષયભોગનું ફળ ઇંદ્રિયોને પ્રસન્ન અને તૃપ્ત કરવી, એ નથી, પરંતુ શરીરનો નિર્વાહ કરવો, આ તેનું ફળ છે. માટે જેટલા અન્નથી શરીર ટકી રહે, તેટલું જ અન્ન ખાવું. ઇંદ્રિયોને સુખી રાખવા માટે નાના પ્રકારના વિષયોપભોગ કરવા નહીં. તેમ જીવવાનું ફળ પણ આ જગતમાં કર્મો કરીને મેળવેલા પુષ્પ ચન્દન, વનિતા વગેરે ભોગ્ય પદાર્થો ભોગવવા, એ નથી, પરન્તુ તત્ત્વ જિજ્ઞાસા કરવી, એજ તેનું મુખ્ય ફળ છે. તત્ત્વને જાણનારા મુનિઓ અદ્વય એવાં જ્ઞાનને તત્ત્વ કહે છે, જે ઉપનિષદ્‌માં બ્રહ્મને નામે કહેવાય છે. ધર્મશાસ્ત્રમાં પરમાત્માના નામથી ઓળખાય છે અને પુરાણમાં ભગવાન્ એવા

નામથી બોલાય છે. તે પરમાત્મારૂપી તત્ત્વને શ્રદ્ધાસંપન્ન મુનિઓ વેદાંતશાસ્ત્ર શ્રવણ કરવાથી પ્રાપ્ત થયેલી જ્ઞાન તથા વૈરાગ્યવાળી ભક્તિથી આ આત્મા વિષે દેખે છે. માટે, હે શ્રેષ્ઠ બ્રાહ્મણો ! વર્ણ તથા આશ્રમના વિભાગ પ્રમાણે પુરુષોથી પળાતા ધર્મનું ફળ ભગવાનને આરાધીને સંતુષ્ટ કરવા એજ છે. ભક્તિ રહિત ધર્મ કેવળ પરિશ્રમ રૂપ જ હોવાથી મનને એકાગ્ર કરીને ભક્તોના પતિ ભગવાનને નિરંતર શ્રવણ કરવા, તેમના નામનું કીર્તન કરવું, ધ્યાન કરવું અને તેમનું પૂજન કરવું. જે ભગવાનનાં ધ્યાનરૂપી તરવાવડે વિવેકી જનો કર્મની દૃઢતર ગ્રંથીને કાપી નાંખે છે, તે ભગવાનની કથામાં કોણ પ્રેમ કરે નહીં ? હે બ્રાહ્મણો ! પવિત્ર તીર્થોના સેવનથી તથા મહાત્મા જનની સેવા કરવાથી મનુષ્યને ભગવાનની કથાઉપર શ્રદ્ધા થાયછે, તે પછી શ્રવણની ઇચ્છા થાય છે અને ભગવદ્ગુણાનુવાદ સાંભળવાથી મનુષ્યને ભગવાનની કથા ઉપર પ્રેમ થાય છે. અને તે પછી જેના નામનું શ્રવણ તથા કીર્તન પવિત્ર છે એવા સત્પુરુષોના હિતૈષી શ્રીકૃષ્ણ પણ પોતાની કથાનું શ્રવણ કરનારા મનુષ્યોના હૃદયમાં વાસ કરે છે; અને તેની કામાદિક વાસનાનો નાશ કરે છે. તેમજ ભગવદ્ભક્તોની અથવા તો ભાગવત શાસ્ત્રની સેવા કરવાથી જ્યારે સર્વ

અકલ્યાણ ( કામવાસના ) નો નાશ થાય છે, ત્યારે પવિત્ર કીર્તિવાળા ભગવાન્ વિષે મનુષ્યની અચળ ભક્તિ થાય છે. જ્યારે ભગવાન્ ઉપર દૃઢતર ભક્તિ થાય છે, ત્યારે રજોગુણથી ઉત્પન્ન થનારા કામ, લોભ વગેરેથી મન પરાભવ ન પામતાં સત્વ ગુણમાં રહીને પ્રસન્ન થાય છે. આ પ્રમાણે ભગવાનની ભક્તિના યોગથી મન પ્રસન્ન થાય છે અને તેથી સંસારની વિષયવાસના દૂર થાય છે. ત્યારે પ્રસન્ન મનવાળા, સંગ રહિત પુરુષને ભગવાનના તત્ત્વનું જ્ઞાન થાય છે. અને તત્ત્વજ્ઞાન પછી આત્મસ્વરૂપી ઇશ્વરનો સાક્ષાત્કાર થાય છે એટલે અહંકારનો નાશ થાય છે, સર્વે સંશયો નાશ પામેછે અને તેનાં ન ભોગવેલાં કર્મો પણ ક્ષીણ થાય છે. એટલા માટેજ વિવેકી જનો નિત્ય ભગવાન્ શ્રીવાસુદેવના ઉપર પરમ હર્ષથી મનને નિર્મળ કરનારી, અહૈતુકી ભક્તિ કરે છે. સત્વ, રજ, તમ, એ ત્રણ માયાના ગુણ છે. એ ત્રણ ગુણવાળા પરમ પુરુષ ભગવાન્ આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા લય કરવા માટે હરિ, બ્રહ્મા અને હર એવાં નામો ધારણ કરે છે. તેમાં સત્વ ગુણવાળા શરીરને ધારણ કરનારા ભગવાનથી મનુષ્યોને શ્રેયસ્કર ફળો મળે છે. લાકડાંમાંથી જેમ દારુણ ધૂમાડો થાય છે અને તેમાંથી ત્રણ વેદાત્મક અગ્નિ ઉત્પન્ન થાય છે,

તેમ તમોગુણમાંથી રજો ગુણ અને રજોગુણમાંથી સત્વગુણ ઉત્પન્ન થાય છે; જે સત્વગુણથી પરબ્રહ્મની ઓળખાણ થાય છે. એટલા માટે જ મુનિઓ પૂર્વે અતીન્દ્રિય એવા ભગવાનને ભજતા હતા અને જેઓ તે મુનિને અનુસરે છે, તેઓનું પણ કલ્યાણ થાય છે. મોક્ષની ઇચ્છાવાળા, ઇર્ષ્યા રહિત, ભગવાનના ભક્તો, ભયંકરરૂપવાળા ભૂપતિઓ ( પિતૃઓ તથા પ્રજાપતિઓ ) ને મૂકીને બીજા દેવતાઓની નિન્દા ન કરતાં નારાયણની શાંત મૂર્તિને ભજે છે. રજોગુણ અને તમોગુણનિ પ્રકૃતિવાળા અને તેથીજ પિતૃઓ તથા ભૂતોના સમાન સ્વભાવવાળા પુરુષો, લક્ષ્મી, પ્રજા તથા ઐશ્વર્યની વાંચ્છનાથી પિતરોને તથા ભૂતોને ભજે છે. આ ઉપરથી સિદ્ધ થાય છે કે, સર્વ શાસ્ત્રોમાં તાત્પર્યરૂપે જણાતા વાસુદેવજ મોક્ષ આપે છે. વેદો વાસુદેવરૂપ છે, યજ્ઞો વાસુદેવરૂપ છે, યોગશાસ્ત્રો વાસુદેવરૂપ છે, ક્રિયાકાંડ વાસુદેવરૂપ છે, જ્ઞાનશાસ્ત્ર વાસુદેવરૂપ છે, તપ વાસુદેવરૂપ છે, ધર્મશાસ્ત્રરૂપ છે તથા સ્વર્ગાદિકની ગતિ પણ વાસુદેવરૂપ છે. તેજ વ્યાપક ભગવાન્ નિર્ગુણ છતાં પણ તેણે પોતાની કાર્ય કારણરૂપ ગુણાત્મિકા માયાવડે પ્રથમ આ જગતને સરજ્યું હતું. અને પછી માયાવડે ઉત્પન્ન

થયેલાં આકાશાદિ ગુણોમાં પ્રવેશ કરીને જાણે ગુણવાળા હોય (આ ગુણો મારે આધીન છે આવા અભિમાનવાળા હોય) તેમ ભાસે છે, વસ્તુતાએ તેવા નથી; કારણ કે તે ચૈતન્ય શક્તિવડે અત્યંત પ્રકાશમાન છે અર્થાત્ તેનું ચૈતન્ય માયાથી આચ્છાદિત થયેલું નથી. પોતાને ઉત્પન્ન કરનારા કાષ્ઠમાં અગ્નિ એકજ રહેલો હોય છે, પરંતુ કાષ્ટના ભેદે કરીને જેમ નાના પ્રકારનો ભાસે છે, તેમ વિશ્વના આત્મારૂપ ભગવાન્ પણ એકજ છે, પરંતુ સ્થાવર જંગમાત્મક પ્રાણીઓમાં જીવરૂપે રહેવાથી અનેક પ્રકારના હોય એમ ભાસે છે. આ ભગવાન્ પંચમહાભૂત, શબ્દ, સ્પર્શ આદિક તન્ત્રામાત્રાઓ, ઇન્દ્રિયો અને અંતઃકરણરૂપ ગુણના કાર્યોવડે પોતે નિર્માણ કરેલાં સ્વેદજ, અંડજ, ઉદ્‌ભિજ્જ અને જરાયુજ, એમ ચાર પ્રકારનાં પ્રાણીઓમાં વાસ કરીને તે તે જીવને અનુકૂલ આવતા તેના ગુણોને ઇચ્છા પ્રમાણે ભોગવે છે. તે જગતની રક્ષા કરનારા દયાળુ ભગવાન્ દેવતા, પશુઓ અને મનુષ્યોમાં નાના પ્રકારની લીલાવડે અવતારો લઇને સત્વગુણી અવતારથી લોકોનું રક્ષણ કરે છે.

——o:——

# મોક્ષદાયક ગૃહસ્થોના ધર્મો.

નારદ કહે છે—હે રાજા! ગૃહસ્થે ઘરમાં રહીને યથોચિત સર્વ ક્રિયાઓ કરવી અને તે સર્વ સાક્ષાત્ શ્રીકૃષ્ણાર્પણ કરીને મહા મુનિઓની સેવા કરવી. નિત્ય ભગવનના અવતારની કથારૂપી અમૃતનું પાન કરવું તથા શ્રદ્ધાસંપન્ન થઇ સમય પ્રમાણે શાંત સ્વભાવવાળા મહાત્મા જનોનો સમાગમ કરવો. સ્વપ્નામાંથી જાગ્રત થઇને ઉઠેલો મનુષ્ય જેમ સ્વપ્નામાં જોયેલા પુત્રાદિક ઉપરની આસક્તિ છોડી દે છે, તેમજ ગૃહસ્થે પોતે, દેહ, સ્ત્રી, પુત્ર, ચાકર, નોકર વિગેરે જેઓ પોતાને એક દિવસે ત્યાગ કરનારાં છે, તેઓનો સંગ પણ સત્સંગદ્વારા ધીરે ધીરે છોડી દેવો. વળી વિવેકી મનુષ્યે, દેહનો જેટલો ઉપયોગ હોય તેટલોજ તેની સાથે સંબંધ રાખવો અને આ મનુષ્ય લોકમાં વિરક્ત થઇને તેના ઉપર પ્રીતિવાળો હોય તેમ મનુષ્યાવતારને ગાળવો અર્થાત્ પુરુષાર્થ કરવો. નાતિલાઓ, માતા, પિતા, પુત્રો, ભાઇઓ ને બીજાં સંબંધીઓ જે વાત કહે તથા જે ઈચ્છા જણાવે તેમાં અહંભાવ રહિત થઇને અનુમોદન આપવું. પૃથ્વીમાંથી મળેલું ધનાદિક તથા દૈવેચ્છાથી મળેલું જે કંઇ ધન ઈશ્વર આપે, તે સર્વનો ઉપયોગ કરીને

વિવેકી મનુષ્યે પોતાથી બને તે પ્રમાણે ઉપર કહ્યા પ્રમાણે વર્તવું. જેટલાથી પોતાનું પેટ ભરાય તેટલુંજ ધાન્ય, પ્રાણીનું પોતાનું છે, પરંતુ તેના કરતાં અધિકને માટે જે અભિમાન રાખે છે, તે મનુષ્ય ચોર કહેવાય છે અને શિક્ષાને પાત્ર છે. મૃગ, ઊંટ, ગધેડાં, વાંદરાં, ઊંદર, સર્પો, પક્ષી તથા માંખીઓને પોતાના પુત્ર સમાન ગણવાં, કારણ કે, એઓની અને પુત્રોની વચ્ચે ઝાઝું અંતર નથી. ગૃહસ્થે પણ અતિ કષ્ટથી ધર્મ, અર્થ તથા કામ સંપાદન કરવા નહીં; પરંતુ દેશકાળને અનુસરીને દૈવ જેટલું આપે તેટલું ભોગવવું. કુતરાંઓ, પાપીઓ તથા ચાંડાલાદિક સૂધીનાં પ્રાણીઓને પણ પોતાના અન્નમાંથી યોગ્ય રીતે વહેંચી આપવું અને પોતાની સ્ત્રી, જે એક પોતાની સેવા કરવા માટે હોય છે, અને જેમાં મનુષ્યોને આ મારી છે, આવો આગ્રહ છે, તેને પણ ધર્મશાસ્ત્રમાં કહ્યા પ્રમાણે અતિથિઓની સેવા કરવામાં લગાડવી. જેને માટે પુરુષો પોતાના પ્રિય પ્રાણો પણ ત્યાગ કરે છે અને પિતાને કે ગુરુને પણ મારે છે, તે સ્ત્રી ઉપરથી જેણે મમતા છોડી દીધી હોય તેણે અજિત ભગવાનને જિત્યા એમ જાણવું. જે અંતે કીડા, વિષ્ઠા અથવા ભસ્મ જ થવાનું છે, તે તુચ્છ

શરીર ક્યાં ? અને દેહનાં સુખોને માટે જેના ઉપર પ્રીતી થાય છે એવી સ્ત્રી ક્યાં ? અને સર્વવ્યાપક આત્મા ક્યાં ? જે અન્નાદિક પ્રારબ્ધથી મળે, તેમાંથી પંચ મહા યજ્ઞો કરી, બાકી બચેલા અન્નમાંથી પોતાની આજીવિકા કરવી, અને આજીવિકા ચલાવતાં જે બાકી બચે, તેના ઉપર મમતા રાખવી નહીં. આ પ્રમાણે વર્તવાથી બુદ્ધિમાન્ મનુષ્ય પરમહંસોની ગતિને પામે છે. પોતાની આજીવિકામાંથી જે ધન મળે, તેમાંથી નિત્ય દેવ, ઋષિ, પિતૃ, મનુષ્ય તથા પ્રાણીઓનું પૂજન કરવું તથા પોતાનું પણ પોષણ કરવું. આ પ્રમાણે કરવાથી અંતર્યામી પુરુષનું પૂજન થાય છે. જ્યારે પોતાને અધિકાર વિગેરે સર્વ યજ્ઞની સામગ્રીઓ મળે, ત્યારે વેદમાં કહેલાં અગ્નિહોત્રાદિકની વિધિથી પૂજન કરવું. સર્વ યજ્ઞોના ભોક્તા ભગવાન્, બ્રાહ્મણોને ભોજન કરાવ્યાથી જેવા પ્રસન્ન થાયછે તેવા અગ્નિના મુખમાં ઘી વિગેરે હોમવાથી પ્રસન્ન થતા નથી. માટે બ્રાહ્મણ, દેવતા, મનુષ્ય તથા બીજા પ્રાણીઓને દાન, માન આપીને તેઓમાં રહેલા અંતર્યામી ભગવાનનું પૂજન કરો; કારણ કે અંતર્યામી પ્રભુનું મુખ્ય મુખ બ્રાહ્મણો જ છે.

——:o:——

# શ્રાદ્ધ વિષે.

દ્વિજવર્ણે ભાદરવા મહિનાના કૃષ્ણ પક્ષમાં માતાપિતાનું મહાલય શ્રાદ્ધ કરવું અને વિશેષ ધન હોય તો માતાપિતાનાં સંબંધીઓનું પણ શ્રાદ્ધ કરવું. દક્ષિણાયન, ઉત્તરાયન, વિષુવવૃત્ત, વ્યતીપાત, ક્ષય દિવસ, ચંદ્ર સૂર્યના ગ્રહણ, શ્રવણ દ્વાદશી, વૈશાખ શુદ ત્રીજ, કાર્તિક માસની નવમી, હેમંત ઋતુ તથા શિશિર ઋતુમાં ચાર અષ્ટકા નામની તિથિઓ, માઘ સુદિ સાતેમ, માઘ મહિનાની મઘા નક્ષત્રાવાળી પુનેમ તથા પ્રત્યેક માસના જેનાં ઉપરથી નામ પડેલાં છે એવાં નક્ષત્રો હોય ત્યારે શ્રાદ્ધ કરવું. દ્વાદશીને દહાડે અનુરાધા, શ્રવણ અથવા તો ત્રણ ઉત્તરામાંથી એકનો યોગ હોય ત્યારે, અથવા તો એકાદશીને દહાડે ત્રણ ઉત્તરામાંથી એકનો યોગ હોય, અથવા જે તિથિમાં જન્મ નક્ષત્રનો કે શ્રવણ નક્ષત્રનો યોગ હોય તે દિવસે પણ શ્રાદ્ધ કરવું. આ સમયો કહ્યા તે કેવળ શ્રાદ્ધ કરવા માટે જ નથી પરંતુ મનુષ્યોના ધર્મની વૃદ્ધિ કરનારા પણ છે, માટે મનુષ્યોએ એ સમયોમાં સર્વ પ્રકારે પુણ્ય કરવું જોઇએ અને આયુષ્યનું પણ તેજ અખંડ સાફલ્ય છે. એ સમયોમાં સ્નાન, જપ, હોમ, વ્રત, દેવતા તથા બ્રાહ્મણોનું પૂજન

અને પિતરો, પ્રાણી તથા મનુષ્યોને જે આપ્યું હોય છે તે અક્ષય થાય છે. હે રાજા ! સ્ત્રીના, પુત્રના અથવા તો પોતાના સંસ્કારનો સમય, પ્રેતને બાળવા વિગેરેનો સમય, સાંવત્સરિક શ્રાદ્ધનો સમય અને બીજાં માંગલિક કાર્યો કરવાનો સમય હોય ત્યારે પણ પુણ્ય કર્મ કરવાં જોઇએ.

——:o:——

## દેશ તથા ઇશ્વર વિષે.

હવે તમારી આગળ ધર્માદિક કલ્યાણ કરનારા દેશોનાં નામો કહું છું. જે દેશમાં સુપાત્ર મનુષ્ય મળી આવે, તે દેશને મહા પવિત્ર જાણવો. વળી જે દેશમાં સ્થાવર જંગમરૂપ આ સર્વ વિશ્વ જેને વિષે છે, એવા ભગવાનની મૂર્તિ હોય તે દેશ પવિત્ર જાણવો. જે દેશમાં તપ, વિદ્યા અને દયાળુ બ્રાહ્મણનું કુળ રહેતું હોય તેને પવિત્ર જાણવો. જે જે દેશમાં ભગવાનની પ્રતિમા હોય, તે તે દેશ પુણ્યવંત જાણવા. જે જે દેશમાં પુરાણોમાં પ્રસિદ્ધ ગંગા આદિક નદીઓ હોય, તે તે દેશ પણ પવિત્ર ગણાય છે. પુષ્કરાદિક સરોવરો, મહાત્માઓને રહેવાનાં સ્થાનો, કુરુક્ષેત્ર, ગયા, પ્રયાગ, પુલહનો આશ્રમ વિગેરે તીર્થો, નૈમિષારણ્ય, ફાલ્ગુન, રામે બાંધેલી સેતુ, પ્રભાસ, દ્વારકા, કાશી, મથુરા, પંપા,

બિંદુસરોવર, નારાયણાશ્રમ, નંદા, સીતા તથા રામનો આશ્રમ, મહેંદ્ર અને મલયાદિક સર્વ મહાપર્વતો તથા ભગવાનની સ્થિર મૂર્તિવાળા દેશો, આ સર્વ દેશો અત્યંત પવિત્ર ક્ષેત્રો ગણાય છે અને કલ્યાણની ઇચ્છા રાખનારા મનુષ્યે એ દેશોને વારંવાર સેવવા જોઇએ. એ દેશોમાં જે જે ધર્મ કરવામાં આવે છે, તે તે પુરુષોને હજારગણા કરતાં પણ અધિક ફળ આપે છે.

હે પૃથ્વી પતિ ! સુપાત્રને ઓળખનારા મોટા વિદ્વાનોએ એક ભગવાનનેજ પાત્ર ગણેલા છે, કારણ કે આ જંગમાત્મક સર્વ જગત્ ભગવાનરૂપ છે. હે રાજા ! તમારા યજ્ઞમાં પ્રથમ પૂજન કોનું કરવું ? તે વિષે વિચાર કરતાં ત્યાં દેવતાઓ, ઋષિઓ, મહાત્માઓ તથા બ્રહ્માના પુત્રો વિગેરે યજ્ઞમાં હતા, છતાં પણ શ્રીકૃષ્ણ સુપાત્રપણાથી માન્ય ગણાયા હતા. આ બ્રહ્માંડરૂપી એક મોટું વૃક્ષ છે, તે અનેક જીવોથી ભરપૂર છે અને તેનું મૂળ ભગવાન્ છે; માટે તેમની પૂજા કરવાથી સર્વ જીવોની તથા પોતાની તૃપ્તિ થાય છે. મનુષ્ય, પશુ, પક્ષી, ઋષિ તથા દેવતા વિગેરેનાં પુરો-શરીરો પરમાત્માએ ઉત્પન્ન કર્યાં છે. તે પુરોમાં ભગવાન્ પુરાણ પુરુષ જીવરૂપે શયન કરે છે. માટે તેને પુરુષ

કહેવામાં આવે છે. હે રાજા! તેઓના—પશુ—પક્ષીઓના કરતાં મનુષ્યોના શરીરોમાં ભગવાન્ અધિક નિવાસ કરે છે, તેટલા માટે મનુષ્ય સુપાત્ર ગણાય છે અને તેઓમાં પણ જેમ જ્ઞાની હોય તેમ અધિક સુપાત્ર ગણાય છે. હે રાજા! પૂર્વે મનુષ્યોના શરીરમાંજ ભગવાનનું પૂજન કરવામાં આવતું હતું; પરંતુ તે મનુષ્યોમાં પરસ્પર અપમાન થવા લાગ્યાં, તે જોઇને વિદ્વાનોએ ત્રેતાયુગથી માંડીને ભગવાનની મૂર્તિમાં પૂજન કરવા માંડયું. માટે કેટલાએક પુરુષો મૂર્તિમાન ભગવાન્ છે, આવો વિશ્વાસ રાખીને તેની ઉપાસના કરે છે, પરંતુ જે લોકો બીજા મનુષ્યોનો દ્વેષ કરે છે, તેઓને તે મૂર્તિ ઉપાસ્યા છતાં પણ ફળ આપતી નથી.

———:૦:———

## જ્ઞાન, ભક્તિ તથા કર્મરૂપી ઉપાયોનું વર્ણન.

ઉદ્ધવજી પૂછે છે—હે શ્રીકૃષ્ણ! આપે કહ્યું કે ગુણ અને દોષ ઉપર દૃષ્ટિ કરવી એ જ દોષ છે, અને ગુણ તથા દોષ ન જોતાં ઉદાસીન ભાવથી રહેવું તે ગુણ ગણાય છે, તે વિષયમાં મને સંદેહ રહે છે. કારણ કે અમુક કાર્ય કરવું તથા અમુક કાર્ય કરવું નહીં, આ વિધિ નિષેધરૂપ વેદવાક્યો છે અને તે આપની આજ્ઞારૂપ ગણાય છે; તેમાં

જે કર્મો કરવાં યોગ્ય કહ્યાં છે તેથી પુણ્યફળ થાય છે, અને જે કર્મો કરવાનો નિષેધ કર્યો છે તે કર્મો કરવાથી દોષ લાગે છે આમ વિદ્વાનો જાણે છે. અમુક વર્ણ ઉત્તમ છે અને અમુક વર્ણ અધમ છે, અમુક આશ્રમ ઉત્તમ છે અને અમુક આશ્રમ અધમ છે, આમ વર્ણ આશ્રમમાં પણ ગુણ–દોષ સ્વીકાર્યા છે. જાતિઓમાં પણ અધમ જાતિના લોકોથી ઉચ્ચ વર્ણની સ્ત્રીઓમાં જે સંતાન ઉત્પન્ન થાય છે, તે અધમ ગણાય છે, અને ઉચ્ચ વર્ણના પુરુષથી નીચ વર્ણની સ્ત્રીઓમાં જે સંતાન ઉત્પન્ન થાય છે, તે ઉત્તમ સંતાન ગણાય છે. આ રીતે પ્રતિલોમ અને અનુલોમ પ્રજામાં દોષ–ગુણ સ્વીકાર્યો છે. તેમજ દ્રવ્ય, દેશ, અવસ્થા અને કાળમાં પણ ગુણ તથા દોષ ગણેલા છે, અને સ્વર્ગમાં તથા નરકમાં પણ પુણ્યનું ફળ સ્વર્ગ, અને પાપનું ફળ નરક, આમ ગુણ–દોષનો વિભાગ સ્વીકાર્યો છે. જો ગુણમાં અને દોષમાં ભેદદૃષ્ટિ ન હોત તો, તમારાં વિધિવાક્ય અને નિષેધવાક્ય આમ બે વિભાગવાળાં વાક્યો થાત નહીં, અને તે વાક્યો ન હોત તો પછી મનુષ્યનું કલ્યાણ કેમ થાય? માટે વિધિનિષેધ વાક્ય હોવાં જોઇએ. હે ઈશ્વર! આપની આજ્ઞારૂપી વેદજ દેવતાઓને તથા મનુષ્યોને જાણવામાં ન આવતાં, સ્વર્ગાદિકને અને મોક્ષ

પદાર્થને જાણવા માટે, તથા અમુક પદાર્થ અમુક સાધનથી જ મળી શકશે તે જાણવા માટે દૃષ્ટિરૂપ છે. માટે મનુષ્યને ગુણ દોષમાં જે ભેદદૃષ્ટિ થઇ છે, તે પોતાથી થઇ નથી, પરંતુ આપના વેદથીજ થઇ છે અને તે વેદજ પાછો ભેદદૃષ્ટિ ન કરવી, આમ સિદ્ધ કરે છે, માટે મારી આ ભ્રાંતિ ટાળો.

શ્રીભગવાન્ કહે છે—હે ઉદ્ધવ! મેં મનુષ્યોના કલ્યાણ માટે વેદના બ્રહ્મકાંડ, કર્મકાંડ તથા દેવકાંડ, આ ત્રણ કાંડમાં જ્ઞાન, નિષ્કામ કર્મ તથા ભક્તિ, એમ ત્રણ ઉપાયો કહ્યા છે. આ ત્રણ ઉપાયો વિના બીજો કોઈ પણ ઉપાય કોઇ પણ ઠેકાણે નથી. આ ત્રણ ઉપાયોમાં કર્મનાં ફળોને દુઃખકારક જાણીને કર્મોમાં પ્રીતિ ન ધરાવનારા, અને તેને લીધે ફળોનાં સાધનરૂપ કર્મોનો ત્યાગ કરનારા પુરુષોને, આલોકમાં જ્ઞાનરૂપ ઉપાય સિદ્ધિ આપે છે. કર્મોનાં ફળોને દુઃખરૂપ નહીં જાણતાં તેના ઉપર પ્રીતિવાળા પુરુષોને નિષ્કામ કર્મ સિદ્ધિ આપે છે; અને જે દૈવેચ્છાથી મારી કથામાં પ્રીતિ રાખતો હોય, બહુ વૈરાગ્યવાળો ન હોય, તેમ બહુ આસક્તિવાળો પણ ન હોય, તેને મારી ભક્તિ સિદ્ધિ આપે છે. આનો તાત્પર્ય એ છે કે, સકામ કર્મ કરનારા પુરુષે વેદોક્ત વિધિનિષેધનાં વચનો સંપૂર્ણ રીતે પાળવાં જોઇએ.

નિષ્કામ કર્મ કરનારા પુરુષે યથાશક્તિ પાળવાં જોઇએ, તે પણ જ્ઞાન તથા ભક્તિના અધિકાર મળ્યાં પહેલાં સમજવું. જ્ઞાન તથા ભક્તિના અધિકારીએ નિષ્કામ કર્મ થોડાં પાળવાં જોઇએ; પરંતુ જ્ઞાન અથવા ભક્તિથી સંપૂર્ણ હોય તેઓને તો જરા પણ પાળવાની જરૂર નથી. મનુષ્યને જ્યાંસૂધી વૈરાગ્ય થાય નહીં, અથવા તો જ્યાંસૂધી મારી કથા વિગેરે સાંભળવામાં શ્રદ્ધા થાય નહીં, ત્યાંસૂધી નિત્ય નૈમિત્તિક કર્મો કર્યા કરવાં. હે ઉદ્ધવ! મનુષ્ય પોતાના ધર્મમાં રહી, નિષ્કામપણે યજ્ઞોથી યજન કરે, તો તે સ્વર્ગમાં કે નરકમાં એકેમાં જાય નહીં. સ્વધર્મને ઉલ્લંઘન કરવાથી અને શાસ્ત્રમાં નિષેધ કરેલાં કર્મો કરવાથી નરક મળે છે, માટે નિષિદ્ધ વિષયોનો ત્યાગ કરવાથી નરકમાં જાય નહીં અને નિષ્કામ કર્મો કરવાથી સ્વર્ગમાં જાય નહીં. આ રીતે સ્વધર્મમાં રહેનારો, અને નિષિદ્ધ વસ્તુનો ત્યાગ કરનારો, પવિત્ર પુરુષ આજ દેહમાં રહીને, દૈવવશથી વિશુદ્ધ જ્ઞાનને પામે છે, અથવા તો મારી ભક્તિને પામે છે. આ પ્રમાણે મનુષ્યદેહ, જ્ઞાન તથા ભક્તિના એક સાધનરૂપ છે, તેથી તે સર્વના દેહ કરતાં ઉત્તમ છે. જેમ નારકી જીવ મનુષ્યના દેહની ઇચ્છા કરે છે, તેમ દેવતાઓ પણ મનુષ્યના દેહની વાંછા કરે છે. કારણ કે મનુષ્યનો

દેહ જ્ઞાન તથા ભક્તિનું એક સાધનરૂપ છે. પણ દેવનો કે નારકીનો દેહ જ્ઞાન તથા ભક્તિનું સાધન નથી. માટે કુશળ પુરુષે સ્વર્ગ આપે તેવાં કર્મો કરવાં નહીં, તેમ મનુષ્યદેહ મળે તેવાં કર્મો કરવાની પણ ઇચ્છા કરવી નહીં. કારણ કે દેહમાં આસક્તિ થવાથી મનુષ્ય પોતાનું કર્તવ્ય ચૂકી જાય છે. માટે પુરુષે સાવધાન થઇને આ કલેવર અર્થસિદ્ધિ આપનારું છે; તોપણ તે નાશવંત છે, આમ જાણીને ઉપર કહેવા પ્રમાણે દેહને, જ્ઞાનના તથા ભક્તિના સાધનરૂપ જાણનારા પુરુષે, મૃત્યુની અગાઉ મુક્તિમાટે પ્રયત્ન કરવો જોઇએ. યમની પેઠે નિર્દય પુરુષો ઝાડને કાપવા માંડે છે, ત્યારે તે ઝાડમાં માળો ઘાલીને રહેનારું પક્ષી તેના ઉપરથી આસક્તિ ઉઠાડી, તેનો ત્યાગ કરીને ઉડી જાય છે, તો કલ્યાણ પામે છે, તેમ દિવસ અને રાત્રિ આપણાં આયુષ્યને કાપવા માંડે છે, તે જાણીને ભયથી કંપે, દેહ ઉપર આસક્તિ રાખે નહીં, અને પરબ્રહ્મને ઓળખીને જીવનાદિકની તૃષ્ણાનો ત્યાગ કરે ત્યારે શાંતિ પામે છે. આ મનુષ્યના દેહરૂપી એક ઉત્તમ વહાણ છે, તે સર્વ ફળોને આપનારું છે, ઘણુંજ દૃઢ છે, અને કોટી ઉપાયોથી મળે નહીં તેવું છતાં દૈવેચ્છાથી મળ્યું છે, તેમાં ગુરુરૂપી કર્ણધાર છે અને મારા સ્મરણરૂપી

અનુકૂલ પવનથી તે ચાલે છે, આવા વહાણને મેળવીને જે પુરુષ ભવસાગરને તરતો નથી, તેને આત્મહત્યા કરનારો જાણવો. આ પ્રમાણે વિરાગ વિનાના પુરુષને વૈરાગ્યદ્વારા કર્મ, જ્ઞાન ભક્તિનું સાધન થઇ પડે છે, એ કહ્યું.

———:o:———

## કામ ક્રોધને જિતવાનો ઉપાય તથા ગુરૂવિષે.

શ્રીમદ્ ભાગવતના સાતમા સ્કંધના પંદરમા અધ્યાયમાં નારદ મુનિ યુધિષ્ઠિરને કહે છે–હે રાજા કામનો અંત ભુખ તથા તરસ વેઠવાથી આવે છે અને ક્રોધનો અંત કોઇને પણ પીડા કરવાથી આવે છે, પરંતુ લોભનો અંત દિગ્વિજય કરવાથી કે રાજ્ય ભોગવવાથી આવતો નથી. હે રાજા ! બહુ જાણનારા તથા સંશય કાપનારા ઘણા પંડિતો તથા કેટલાએક સભાપતિઓ અસંતોષથી નરકમાં પડે છે. નાના પ્રકારના સંકલ્પ–વિકલ્પ કરવાથી કામને જિતવો. કામનાઓનો ત્યાગ કરીને ક્રોધને જિતવો; ધનને અનર્થરૂપ જાણીને લોભને જિતવો, તત્ત્વનો વિચાર કરીને ભયને જિતવો, આત્મવિદ્યાથી શોકને તથા મોહને જિતવા, મહાત્મા

જનોની ઉપાસનાથી દંભને જિતવો, મૌનવડે યોગમાં વિઘ્ન કરનારા વ્યવહારોને જિતવા, શરીરાદિકની સ્પૃહાનો ત્યાગ કરવાથી હિંસાનો વિજય કરવો, કોઇ પણ પ્રાણીઓ આપેલાં દુઃખને તેના ઉપર દયા કરીને જિતવું, દૈવ તરફથી થયેલાં દુઃખને સમાધિવડે જિતવું, દેહથી થયલાં દુઃખને યોગના બળથી જિતવું, સત્વગુણવાળા પદાર્થોના સેવનથી નિદ્રાને જિતવી, સત્વગુણથી રજોગુણ તથા તમોગુણને જિતવા અને શાંતિથી દયા વિગેરે સાત્વિક ગુણોને જિતવા. આ તો એક સામાન્ય ઉપાય કહ્યા છે; પરંતુ પુરુષ એક ગુરુભક્તિથી એ સર્વને શ્રમ વિના જિતી લે છે. સાક્ષાત્ ભગવાનરૂપ અને જ્ઞાનરૂપી દીવાને આપનારા ગુરુ ઉપર જે મનુષ્ય, આ તો મનુષ્ય છે, એવી મિથ્યા બુદ્ધિ કરે છે, તેનો સર્વ શાસ્ત્રાભ્યાસ હાથીના નહાવાની પેઠે મિથ્યા સમજવો. જે ગુરુ છે, એજ સાક્ષાત્ પ્રધાન તથા પુરુષનો ઇશ્વર અને યોગીશ્વરો જેમના ચરણોને શોધ્યા કરે છે એવા સાક્ષાત્ ભગવાન્ છે, છતાં પણ લોક તેને મનુષ્ય માને છે.

——:o——

# નામ માહાત્મ

યમરાજા કહે છે—આ સ્થાવર તથા જંગમ જગતનો અધિપતિ મારાથી બીજોજ કોઇ એક છે, જેને વિષે આ વિશ્વ તાંતણામાં વસ્ત્રની પેઠે ઓતપ્રોત છે. જેના અંશાવતાર બ્રહ્મા, વિષ્ણુ તથા રુદ્રથી આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય થાય છે તથા નાકમાં નાથેલા બળદની પેઠે આ આખું વિશ્વ જેમના આધીનમાં રહેલું છે. ગોવાળ દામડાવડે જેમ બળદોને નાથમાં બાંધી લે છે, તેમ જ એ પરમેશ્વરે વર્ણાશ્રમમાં રહેલા સર્વ લોકોને પોતાની વેદ નામની વાણીથી બાંધેલા છે, અને નામ તથા વર્ણાશ્રમનાં કર્મોથી બંધાયલાં સર્વ મનુષ્યો ભયભીત થઈ, તેઓને આધીન રહીને વેદોક્ત કર્મ કરે છે અને તેને બળિદાન આપે છે. હું મહેન્દ્ર, નિઋતિ, વરુણ, ચંદ્રમા, અગ્નિ, શિવ, પવન, સૂર્ય, બ્રહ્મા, આ દિતિના પુત્રો, વિશ્વેદેવા, વસુઓ, સાધ્ય દેવતાઓ, મરુદ્‌ગણો, રુદ્રગણો, સિદ્ધ લોકો, બીજા પણ ભૃગુ વિગેરે પ્રજાપતિઓ તથા દેવતાઓના અધિપતિઓ કે જેઓને રજોગુણ તથા તમોગુણ સ્પર્શ કરી શકતા નથી, તેઓ અથવા તો જેઓમાં સત્વગુણ મુખ્ય છે એવા દેવો પણ પરમાત્માની માયામાં લપ-

ટાયલા હોવાથી પરમાત્માનાં કર્તવ્યને જાણી શકતા નથી, ત્યારે તેનાથી બીજાઓ તો ક્યાંથીજ જાણી શકે? રૂપો જેમ પોતાને જોનારાં નેત્રને જોઇ શકતાં નથી, તેમજ પ્રાણીઓ પણ સર્વ જીવોના અંતર્યામી તથા દ્રષ્ટા એવા જે પરમાત્માને, ઇંદ્રિયોથી, મનથી, પ્રાણોથી, હૃદયથી કે વાણીથી જાણી શકતા નથી, આવા તે પરમેશ્વર મારાથી જૂદાજ છે, અને તે ભગવાન્ સ્વતંત્ર છે, સર્વ કરતાં શ્રેષ્ઠ છે, મહાત્મા છે અને માયાના અધિપતિ છે. ભગવાનના મનોહર રૂપવાળા દૂતો આ જગતમાં ફરે છે અને તેઓનો રૂપ, ગુણ તથા સ્વભાવ ઘણું કરીને ભગવાનના જેવો જ હોય છે. વળી જે ભગવાનના પાર્ષદો દેવતાઓમાં પૂજાય છે તથા જેઓનાં દર્શન થવાં પણ દુર્લભ છે, તે મહા આશ્ચર્ય ઉત્પન્ન કરનારા વિષ્ણુના પાર્ષદો ભગવાનની ભક્તિ કરનારા મનુષ્યોની શત્રુઓથી, મારાથી તથા અગ્નિ આદિક બીજા ઉપદ્રવોમાંથી રક્ષા કરે છે. તે પાર્ષદોએ પક્ષપાત કર્યો એમ તમારે સમજવું નહીં, કારણ કે, ઋષિઓ, દેવતાઓ તથા મોટા સિદ્ધ લોકો પણ ભગવાને નિશ્ચય કરેલા ધર્મને જાણતા નથી ત્યારે મનુષ્યો, અસુરો, વિદ્યાધરો અને ચારણ વિગેરે લોકો તો ક્યાંથી જાણે? હે દૂતો!

બ્રહ્મા, નારદ, સદાશિવ, સનત્કુમાર, કપિલ મુનિ, મનુ, પ્રલ્હાદ, જનક રાજા, ભીષ્મપિતામહ, બળિરાજા, શુકદેવજી તથા અમે, એ બાર જણાઓ, ગુપ્ત, શુદ્ધ તથા કષ્ટથી જણાય તેવા ભગવાનના ધર્મને જાણીએ છીએ. જે ધર્મ જાણીને પ્રાણી મોક્ષ પામે છે. ભગવાનનાં નામો લેવાં વિગેરેથી ભગવાન વિષે ભક્તિ કરવી એટલો જ આલોકમાંના પુરુષોનો મુખ્ય ધર્મ જાણવો. હે પુત્રો! ભગવાનનું માહાત્મ્ય તો જુઓ! જેને લીધેજ અજામિલ પણ મૃત્યુના પાશમાંથી છુટયો હતો. ભગવાનના ગુણો, કર્મો તથા નામો ગાવાથી મનુષ્યોનાં પાતકજ માત્ર નાશ પામે એમ સમજવું નહીં, પરંતુ મોક્ષ પણ મળે છે, કારણ અજામિલ પાપી હતો, તોપણ તેણે મરતી વેળાએ 'અરે નારાયણ'! એમ ધાંટો પાડીને પુત્રને બોલાવ્યો, તેથી તે પાપરહિત થઇને મોક્ષને પામ્યો હતો. પરંતુ ભગવાનની માયાથી જેઓની બુદ્ધિ સંપૂર્ણ રીતે મોહિત થયેલી છે, અને પુષ્પની પેઠે ઉપરથી મનોહર લાગતા અર્થવાદોથી ભરેલા વેદવાદોના આગ્રહને લીધે જડબુદ્ધિવાળા, તથા વેદના મોટાં કર્મમાં જોડાયલા ઋષિઓ, ભગવાનના નામનો મહિમા ઘણું કરીને જાણતા નથી તેથી તેઓ બીજાં મોટાં પ્રાયશ્ચિતો બતાવે છે. આ પ્રમાણે વિચાર કરીને બુદ્ધિશાળી

લોકો સર્વ પ્રકારે અનંત એવા ભગવાન વિષે જ ભક્તિ કરે છે, અને તેવા ભગવાનના ભક્તો મારા દંડને યોગ્ય નથી. કદાચ એઓનું પાપ હોય તો તેને પણ ભગવાનનું કીર્તન નાશ કરે છે. તે ભગવાનના ભક્તો કે જેઓ સમદૃષ્ટિવાળા તથા ઉત્તમ ગુણવાળા હોય છે, અને દેવતાઓ તથા સિદ્ધ લોક પણ જેઓની પવિત્ર ગાથાને ગાય છે, તેઓ ભગવાનની ગદાથી ચારે તરફથી રક્ષાયલા છે, માટે તેઓની પાસે તમારે જવું નહીં, કારણ કે આપણે અને કાળ, તેઓને શિક્ષા કરવાને સમર્થ નથી. માટે તમે નિષ્કિંચન અને રસ જાણનારાં પરમહંસોનાં મંડળો નિત્ય જેનું સેવન કરે છે, એવા શ્રીપરમાત્માના ચરણ કમળના રસથી વિમુખ રહેનારા અને નરકના માર્ગરૂપ ઘર ઉપર તૃષ્ણા બાંધી બેઠેલાં નીચ મનુષ્યોને મારી પાસે પકડી લાવજો. વળી જેઓની જિહ્વા ભગવાનના ગુણ તથા નામને ગાતી નથી, જેઓનું ચિત્ત ભગવાનના ચરણારવિંદનું સ્મરણ કરતું નથી, જેઓનું મસ્તક એક દિવસ પણ ભગવાનને પ્રણામ કરતું નથી, તેમ જેઓએ વિષ્ણુનું એક વ્રત પણ કર્યું નથી, તેવાં દુષ્ટ મનુષ્યોને પણ તમે બાંધીને લાવજો. હવે મારા પોતાના દૂતોએ ભગવદ્ભક્તોનું અપમાન કરવા-

રૂપી જે અન્યાય કર્યો છે, તેને માટે ભગવાન્ પુરાણપુરુષ નારાયણ મારા ઉપર ક્ષમા કરો. તમારા ભક્ત એવા અમે તમારા સ્વરૂપને જાણતા નથી તોપણ બે હાથ જોડીને તમારી આગળ ઉભા છીએ. તેઓના ઉપર મહાપુરુષે ક્ષમા કરવી ઉચિત છે. અમે તમને સમર્થ પુરુષને નમસ્કાર કરીએ છીએ. આ રીતે યમરાજે ક્ષમા માગી. માટે હે પરીક્ષિત ! જગતમાં મંગળરૂપ ભગવાનનાં નામનું કીર્તન, મોટા પાપોનું અસાધારણ પ્રાયશ્ચિત જાણવું. ભગવાનનાં ઉદાર ચરિત્રો સાંભળનારા તથા ગાનારાઓનો આત્મા સારી રીતે થયેલી ભક્તિથી જે પ્રમાણે શુદ્ધ થાય છે, તે પ્રમાણે વ્રતાદિક કરવાથી શુદ્ધ થતો નથી. શ્રીકૃષ્ણ ભગવાનના ચરણકમળના મધનું પાનકરનારો મનુષ્ય, દુઃખો આપનારા વિષયોનો ત્યાગ કરીને ફરીથી તેઓ ઉપર પ્રીતિ કરતો નથી, પરંતુ ભક્તિહીન પ્રાકૃત મનુષ્ય કામનાઓને આધીન થઇને પોતાનું પાપ મટાડવા માટે પ્રાયશ્ચિતરૂપ કર્મજ કરે છે, તેથી અંતઃકરણ શુદ્ધ થતું નથી, પરંતુ ફરીને પણ હસ્તિસ્નાનના જેવા તે કર્મથી પાપ જ થાય છે.

———:o:———

# યમ નિયમો વિષે.

ઉદ્ધવજી પૂછે છે—હે શત્રુનો સંહાર કરનારા ભગવાન્! આપે ધર્માદિકનાં લક્ષણો કહ્યાં, ત્યારે હવે યમ કેટલા પ્રકારનો કહ્યો છે? નિયમ કેટલા પ્રકારનો કહ્યો છે? શમ એટલે શું? દમ એટલે શું? હે કૃષ્ણ! તિતિક્ષા કોને કહે છે? ધીરજ કોને કહે છે? દાન એટલે શું? તપ એટલે શું? શૌર્ય એટલે શું? સત્ય એટલે શું? ઋત એટલે શું? ત્યાગ એટલે શું? ઉત્તમોત્તમ ધન કોને કહેવું? યજ્ઞ શું? દક્ષિણા શું? હે કેશવ! પુરુષનું બળ શું? ભગ એટલે શું? લાભ એટલે શું? વિદ્યા કોને કહેવી? લજ્જા કોને કહેવી? ઉત્તમ આભૂષણ કોને કહેવું? સુખ શું? દુઃખ શું? પંડિત કોણ? મૂર્ખ કોણ? ઉત્તમ માર્ગ કોને કહેવો? આડો માર્ગ કોને કહેવો? સ્વર્ગ શું? નર્ક શું? બંધુ કોણ? ઘર કોને માનવું? ધનાઢ્ય કોણ? દરિદ્ર કોણ? કૃપણ કોણ? સ્વતંત્ર કોણ? હે સત્પુરુષોના નાથ! આ મારા પ્રશ્નોનો ઉત્તર આપો અને તેથી વિરુદ્ધ અશમાદિકનાં સ્વરૂપ પણ કહો.

શ્રીભગવાન કહે છે—અહિંસા, સત્ય, અસ્તેય (મનમાં પણ પરનું ધન લેવા માટે વિચાર ન કરવો તે), અસંગ, લજ્જા, પરિગ્રહાદિકનો ત્યાગ, આસ્તિકપણું, બ્રહ્મચર્ય, મૌન,

સ્થિરતા, ક્ષમા ને અભય, આ બાર યમો છે. અંદરની તથા બહારની પવિત્રતા, જપ, તપ, હોમ, શ્રદ્ધા, અતિથિનો સત્કાર, મારું પૂજન, તીર્થયાત્રા કરવી, પરનું કલ્યાણ કરવા માટે ઉદ્યોગ, સંતોષ તથા આચાર્યની સેવા, આ બાર નિયમો છે. આ નિયમ સહિત બાર યમો સકામ અને નિષ્કામ બન્નેને ઉપયોગી કહેલા છે. હે તાત! સકામ પુરુષો જો તે નિયમો પાળે છે, તો તે તેઓની કામના પૂર્ણ કરે છે અને મુમુક્ષુજનો જો તેઓને પાળે છે, તો તેઓને મોક્ષ આપે છે. બુદ્ધિની મારે વિષે નિષ્ઠા કરવી, તેને શમ જાણવો, ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તેને દમ જાણવો, દુઃખને સહન કરવું તેને તિતિક્ષા જાણવી, જીભ તથા ઉપસ્થ ઇંદ્રિયને નિયમમાં રાખવાં તેને ધૈર્ય જાણવું. પ્રાણીઓને પીડા ન કરવી તેને ઉત્તમ દાન જાણવું, ચાન્દ્રાયણાદિક કરવાં, એ તપ નહીં પરંતુ ભોગ ઉપરથી આસક્તિ ઉઠાડી દેવી તેને તપ જાણવું. પરાક્રમ કરવું, તે શૌર્ય નહીં, પણ વાસનાઓને અટકાવવી તેને શૌર્ય જાણવું. સત્ય બોલવું, તે સત્ય નહીં, પરંતુ બ્રહ્મનો વિચાર કરવો તેને સત્ય જાણવું. એકલું સત્ય બોલવું, તે ઋત નહીં, પરંતુ સત્યની સાથે પ્રિય બોલવું તેને ઋત જાણવું. આમ વિદ્વાનો કહે છે. શરીરાદિકના મળનો ત્યાગ કરવો તે શૌચ નહીં,

પરન્તુ કર્મો ઉપર આસક્તિ ન રાખવી, તેને શૌચ જાણવું. કોઇ પણ વસ્તુનો ત્યાગ કરવો, તે ત્યાગ નહીં, પરન્તુ સંન્યાસને ત્યાગ જાણવો. પશુ આદિકને ધન સમજવું નહીં પણ ધર્મનેજ મનુષ્યોનું ઉત્તમ ધન સમજવું. ક્રિયાને ઉદ્દેશીને યજન કરવામાં આવે તે યજ્ઞ નહીં, પરંતુ મને ઉદ્દેશીને જે યજન કરવામાં આવે, તેને યજ્ઞ જાણવો. યજ્ઞમાં સુવર્ણ વિગેરે આપવાં, તે દક્ષિણા નહીં, પરંતુ જ્ઞાનનો જે ઉપદેશ તે દક્ષિણા સમજવી, કે જેથી યજ્ઞમૂર્તિ વિષ્ણુ પ્રાપ્ત થાય છે. શત્રુઓને તાબે કરવા, એ બળ નહીં, પરંતુ જિતી શકાય નહીં તેવા મનરૂપી શત્રુને તાબે કરવા માટે પ્રાણાયામ કરવો, તેને બળ સમજવું. ભાગ્યને ભગ જાણવું નહીં, પરંતુ મારા સંબંધમાં રહેલા ઐશ્વર્યાદિક છ ગુણને ભગરૂપ સમજવા. પુત્રાદિકનો લાભ થાય, તેને લાભ જાણવો નહીં, પરંતુ મારી ભક્તિના લાભને લાભ સમજવો, શાસ્ત્રનો અભ્યાસ કરવો તેને વિદ્યા જાણવી નહીં, પરંતુ આત્મામાં ભાસતા ભેદનો બાધ કરવો અને વિદ્યા જાણવી. માત્ર શરમાવું એ લજ્જા નહીં, પરંતુ દુષ્ટ કર્મો ત્યાગ કરવાનો જે વિચાર, તેને લજ્જા જાણવી. કંકણને અને મુકુટને આભૂષણ સમજવાં નહીં, પરંતુ તૃષ્ણાદિકથી રહિતપણું વિગેરે જે ગુણો તેજ આભૂષણરૂપ જાણવાં.

વિલાસ ભોગવવા, એ સુખ નહીં, પરંતુ સુખ અને દુઃખ બન્નેનો ત્યાગ કરવો તેને સુખ જાણવું. શાસ્ત્રાદિકને જાણતો હોય તેને પંડિત સમજવો નહીં પરંતુ બંધ અને મોક્ષ જાણતો હોય તેને પંડિત જાણવો. શાસ્ત્ર વિગેરે ભણેલો ન હોય, તેને મૂર્ખ જાણવો નહીં, પરંતુ જેને દેહાદિક વસ્તુ ઉપર અહંતા મમતા હોય, તેને મૂર્ખ જાણવો. સારી રીતે બાંધેલા અને કાંટા કાંકરા વિનાના માર્ગને માર્ગ સમજવો નહીં, પરંતુ મારા માર્ગની પ્રાપ્તિ કરાવનારા નિવૃત્તિ માર્ગને માર્ગ જાણવો. ભયંકર માર્ગને અવળો માર્ગ જાણવો નહીં પરંતુ જેમાં ચિત્તને વિક્ષેપ થાય, તેને અવળો માર્ગ જાણવો. ઈંદ્રાદિકના લોકને સ્વર્ગ જાણવું નહીં, પરંતુ સત્વગુણના ઉદયને સ્વર્ગ સમજવું. કુંભીપાક વિગેરેને નર્ક જાણવું નહીં, પરંતુ તમોગુણની વૃદ્ધિને નર્ક સમજવું. ભાઇ વિગેરેને બંધુ સમજવા નહીં, પરંતુ મારા રૂપ ગુરુને બંધુ જાણવા. ઘરને ઘર જાણવું નહીં, પરંતુ મનુષ્યના શરીરને ઘર જાણવું. ધનવંતને ધનાઢય જાણવો નહીં, પરંતુ ગુણવાનને ધનાઢય જાણવો. નિર્ધનને દરિદ્ર જાણવો નહિ, પણ અસન્તોષીને દરિદ્ર જાણવો. કૃપણને કૃપણ (રાંક) જાણવો નહીં, પરંતુ ઈંદ્રિયાધીન પુરુષને કૃપણ જાણવો. રાજા વિગેરેને સ્વતંત્ર જાણવા નહીં, પરંતુ

જે વિષયાસક્ત બુદ્ધિવાળો ન હોય, તેને સ્વતંત્ર જાણવો. અને જેની બુદ્ધિ વિષયમાં આસક્તિવાળી હોય, તેને પરતંત્ર જાણવો. તે પ્રમાણેજ શમ, દમ વિગેરેથી ઉલટાં અશમ, અદમ વિગેરેનાં સ્વરૂપો જાણવાં. હે ઉદ્ધવ! તમે જે જે પ્રશ્નો પૂછયા હતા, તે સર્વેના મેં સારી રીતે ઉત્તર આપ્યા છે. ગુણ તથા દોષના લક્ષણોનું બહુ વર્ણન કરવાનું શું પ્રયોજન છે? ટુંકામાં કહું છું કે ગુણ તથા દોષ જોવાની દૃષ્ટિ કરવી, તે દોષ કહેવાય છે અને ગુણ તથા દોષ કંઇ પણ ન જોવા અર્થાત્ ઉદાસીન રહેવું તે ગુણ ગણાય છે.

———:o:———

## ભક્તિયોગ.

એકાદશસ્કંધના સતરમા અધ્યાયમાં શ્રી ભગવાન્ કહે છે—હે ઉદ્ધવ! મેં તમને પ્રથમ ભક્તિયોગ કહ્યો છે, તો પણ તમારી તે ઉપર પ્રીતિ છે, તેથી હું તમને ફરીને મારી ભક્તિ કેવી રીતે થાય તેનાં ઉત્તમ સાધનો કહું છું. જેને મારી ભક્તિ સંપાદન કરવાની ઇચ્છા હોય તેણે મારી કથારૂપી અમૃત ઉપર શ્રદ્ધા રાખવી; કથા શ્રવણ કર્યા પછી નિત્ય મારું કીર્ત્તન કરવું, મારી પૂજામાં અત્યંત પ્રીતિ રાખવી, સ્તોત્રોથી મારી સ્તુતિ કરવી, મારી સેવામાં નિત્ય આદર રાખવો, સર્વ અંગોથી મને પ્રણામ કરવા, મારા ભક્તોનો

અધિક સત્કાર કરવો, સર્વ પ્રાણીઓ ઉપર મારી બુદ્ધિ કરવી, મારે માટે જ સર્વ લૌકિક વ્યવહાર કરવો, વાણીથી મારા ગુણો ગાવા, મારે વિષે મન અર્પણ કરવું, સર્વ કામનાનો ત્યાગ કરવો, મારે માટે ધનનો, ભોગનો અને સુખનો પણ ત્યાગ કરવો. યજ્ઞ, દાન, હોમ, જપ, તપ જે કંઇ કરવું તે મારે માટે કરવું. હે ઉદ્ધવ! આ પ્રમાણે ધર્મોથી પોતાને અર્પણ કરનારા મનુષ્યોની, મારે વિષે ભક્તિ થાય છે અને પછી તેને બીજો કયો પદાર્થ બાકી મળવો રહે છે? કોઇ પણ રહેતો નથી. જ્યારે શાંત તથા સત્વગુણ જેમાં વૃદ્ધિ પામે છે, એવું ચિત્ત આત્મામાં લગાડવામાં આવે છે, ત્યારે ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય પોતાની મેળે મળે છે. અને ચિત્ત જ્યારે ઇંદ્રિયોના સંગથી દેહ, તથા ઘર વિગેરે મિથ્યા પદાર્થો ઉપર મમતા કરીને આડું અવળું દોડે છે, ત્યારે તે મહારજોગુણી મિથ્યા પદાર્થો ઉપર નિષ્ઠા રાખનારું થઇ પડે છે, ત્યારે અધર્મ, અજ્ઞાન, સંસારની આસક્તિ અને દરિદ્રતા પ્રાપ્ત થાય છે. હવે હું ધર્માદિકનાં લક્ષણો કહું છું. જે ઉપાયોથી મારી ભક્તિ થાય, તેને ધર્મ કહેલો છે. આખું વિશ્વ એક ઇશ્વરરૂપ છે, આવી દૃષ્ટિ કરવી તેને જ્ઞાન કહે છે. વિષયો ઉપરથી આસક્તિ ઉઠાડી દેવી, તેને વૈરાગ્ય કહે છે.



———:૦:———

## હરિની લીલારૂપ વિરાટ સ્વરૂપથી સૃષ્ટિ.

### ઈશ્વર સર્વના કર્ત્તા છે.

શ્રીમદ્ ભાગવતના દ્વિતીય સ્કંધમાં નારદ પૂછે છે—હે દેવના દેવ! હે જગતને ઉત્પન્ન કરનારા! હે અનાદિ બ્રહ્મા! તમને નમસ્કાર કરું છું, જે જ્ઞાન, આત્મતત્ત્વને દર્શાવનારું હોય, તે જ્ઞાન મને વિશેષે કરીને આપ કહો. હે પ્રભો! આ જગત્ જેનાથી પ્રકાશ પામતું હોય, જેનો આશ્રય કરીને રહેલું હોય, જેણે સરજ્યું હોય, જેને વિષે અંતે લય પામતું હોય, જેને આધીન હોય તથા તેનું જેવું સ્વરૂપ હોય અર્થાત્ તે પોતાથીજ ઉત્પન્ન થયું છે? કે બીજા કોઇ કારણથી ઉત્પન્ન થયું છે? તે સર્વ આપ મને યથાર્થ રીતે કહો. તમે આ સર્વ વાર્તા જાણો છો. વળી જે થયેલું છે, જે થનારું છે અને જે થાય છે, તે સર્વના આપ પ્રભુ છો. કારણ કે, આપે આ વિશ્વનો, ઉત્તમ એવાં જ્ઞાનતત્ત્વવડે હાથમાં રહેલાં આંબળાંની પેઠે નિશ્ચય કર્યો છે. હે બ્રહ્મા! તમેજ સ્વતંત્ર પ્રભુ છો, એ પ્રમાણે હું જાણતો હતો, પરંતુ તમારી મહા તપશ્ચર્યા વિગેરે જોઇને, આપના ઉપર પણ બીજો કોઇ પ્રભુ છે, એવી મને શંકા ઉત્પન્ન થઇ છે; માટે હું આપને પૂછું છું કે, આપને કોણ જ્ઞાન આપનારો છે? આપને કોનો આધાર છે? આપ કોને

આધીન છો? તથા આપનું સ્વરૂપ કેવું છે? કરોળીઓ જેમ પોતાની શક્તિનો આશ્રય કરી, લાળમાંથી તંતુઓ કાઢીને જાળ બાંધે છે, તેમ તમે એકલાજ પોતાની શક્તિનો આશ્રય કરી, પોતાની માયાવડે પંચમહાભૂતોથી સ્થાવર જંગમરૂપ આ જગતને પોતાને વિષે સરજોછો, અને તેઓનો પરાભવ ન કરતાં તમે પોતેજ તેનું પાલન કરો છો; છતાં આપને કંઇ પણ પરિશ્રમ લાગતો નથી. આ જગતમાં ઉત્તમ, મધ્યમ તથા કનિષ્ટ વસ્તુઓ અને તેમાં પણ મનુષ્યાદિક નામવાળી, દ્વિપદત્વાદિક રૂપવાળી તથા ધોળા, પીળા ગુણવાળી, જાણવામાં આવતી સ્થૂલ તથા સૂક્ષ્મ કોઇ પણ વસ્તુ બીજાથી ઉત્પન્ન થઇ હોય, એમ હું માનતો નથી. પરંતુ આપે પણ મનને એકાગ્ર કરીને ઘોર તપ કર્યું, તેથી તમે અમને મોહ ઉપજાવો છો, અને બીજા દેવ છે એવી મનમાં શંકા ઉત્પન્ન કરાવો છો. માટે, હે સર્વજ્ઞ! હે સર્વના ઇશ્વર! મારા સર્વ પ્રશ્નોનો તેવી રીતે ઉત્તર આપો, કે જે ઉપદેશથી હું સર્વ વાર્તા યથાર્થરીતે સમજું. બ્રહ્મા કહે છે–હે વત્સ! તારી દયાળુની આ શંકા ઉત્તમ છે, કારણ કે, હે શાંતગુણી નારદ! તેં મને ભગવાનનાં પરાક્રમોને દર્શાવનારા ગુણો કહેવા માટે પ્રેર્યો; હે વત્સ! તું મને ઈશ્વર કહે છે, તે પણ તારું કહેવું ખોટું

નથી. કારણ કે, જે ઇશ્વરને લીધે મારો આવો પ્રભાવ છે, તે ઇશ્વરને તું જાણતો નથી, તેથી તેમ કહે છે અર્થાત્ તારું કહેવું બુદ્ધિપૂર્વક નથી, પરંતુ ભ્રાંતિભરેલું છે. જેમ સૂર્ય, અગ્નિ, ચંદ્ર, નક્ષત્ર, ગ્રહ તથા તારાઓ, ચૈતન્યરૂપ પરમાત્માએ પ્રકાશ કરેલી વસ્તુઓને પ્રકાશ છે, તેમ હું પણ સ્વયંપ્રકાશરૂપ પરમાત્માએ પ્રકામ કરેલાં આ જગતનો પ્રકાશ કરું છું અર્થાત્ વ્યક્તરૂપે રચું છું. હું તે વાસુદેવરૂપ ભગવાનને નમસ્કાર કરું છું તથા તેનું ધ્યાન કરું છું. જેની, જિતી શકાય નહીં એવી માયાથી મોહિત થયેલા પુરુષો મને જગતનો ગુરુ કહે છે. વળી મારું કપટ મારા સ્વામી જાણે છે, એમ સમજીને જે માયા પરમાત્માની દૃષ્ટિએ ચડતાં પણ શરમાયા છે, તે માયાથી મોહિત થયેલાં દુષ્ટ બુદ્ધિવાળા પુરુષો દેહાભિમાની થઇને, ‘હું તથા મારું’ આ પ્રમાણે કહેછે. દ્રવ્ય એટલે જગતના ઉપાદાન કારણરૂપ પાંચ મહાભૂતો, જન્મનાં કારણરૂપ કર્મો, કર્મોને ક્ષોભ કરનારો કાળ, સ્વભાવ તથા ભોક્તારૂપ જીવ એ સર્વ, હે નારદ! ખરેખર જોતાં વાસુદેવ ભગવાનથી ભિન્ન નથી; કેમકે, કારણ વિના કોઈ પણ દિવસ કાર્ય થતું નથી અને તે સર્વનું કારણ પરમાત્મા છે, જે સર્વમાં વ્યાપીને રહેલા છે. વેદો નારાયણથી ઉત્પન્ન થયા છે, દેવ-

તાઓ નારાયણના અંગમાંથી ઉત્પન્ન થયાછે, સ્વર્ગાદિક લોક નારાયણના આનંદના અંશભૂત છે, અને યજ્ઞો પણ સર્વે નારાયણમાંથીજ ઉત્પન્ન થયા છે. પ્રાણાયામ વિગેરે નારાયણ પરાયણ છે અર્થાત્ ભગવાનને પ્રાપ્ત કરવાનાં સાધનો છે, તપસ્યા પણ નારાયણ પરાયણ છે; તપસ્યાથી સાધ્ય એવું જ્ઞાન પણ નારાયણ પરાયણ છે, અને જ્ઞાનથી સાધ્ય મોક્ષ પણ નારાયણ પરાયણજ છે, એટલા માટે સર્વ કંઇ નારાયણરૂપ છે. હે નારદ! તે નારાયણ દ્રષ્ટા અર્થાત્ સર્વના સાક્ષી છે, ઇશ્વર છે, સર્વ કાર્યમાં વ્યાપીને રહેલા છે તથા સર્વના અંતર્યામી છે; તેમણેજ મને ઉત્પન્ન કર્યો છે તથા આ સમુદાય પણ તેનીજ સૃષ્ટિ છે. હું તેની દૃષ્ટિની પ્રેરણાથીજ તેમણે સરજવાને યોગ્ય એવાં આ જગતને સરજું છું. હે પુત્ર! તે પ્રભુ નિર્ગુણ છે, પરંતુ તેણે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવા માટે, સ્વતંત્રતાથી માયાવડે તે ત્રણ ગુણોને ગ્રહણ કર્યાં છે. પાંચ મહાભૂતો, ઇંદ્રિયોના અભિમાની દેવતાઓ તથા ઇંદ્રિયોના કારણભૂત એ ત્રણે ગુણો, કાર્ય, કારણ તથા કર્તાપણાને વિષે અર્થાત્ અધિભૂત, અધ્યાત્મ અને અધિદૈવ વિષે અભિમાન ઉત્પન્ન કરાવીને, નિત્ય મુક્ત એવા જીવને સંસારની જન્મ મરણની પાશમાં બાંધે છે. હે બ્રહ્મન્! તે

માયાને આધીનમાં રાખનારા ભગવાન્, અધોક્ષજ અર્થાત્ અતીન્દ્રિય પુરુષ સર્વના તથા મારાં સ્વામી છે. જે ભગવાન્ જીવોને ઉપાધિરૂપે આવરણ કરનારા ત્રણ ગુણોથી જાણવામાં આવતા નથી; કેવળ તેના ભક્તોજ તેના તત્ત્વને જાણે છે. તે માયાના ઈશ્વર ભગવાને અનેક પ્રકારે થવાની ઈચ્છાથી, અર્થાત્ વિવિધ સૃષ્ટિ સરજવાની ઇચ્છાથી, અર્થાત્ પોતાની માયાવડે પોતાને વિષે અકસ્માત્ પ્રાપ્ત થયેલા કાળને, કર્મને તથા સ્વભાવને ગ્રહણ કર્યા. ત્યારપછી ભગવાનને વિષે રહેલા કાળથી ગુણમાં ક્ષોભ થયો એટલે સત્વ, રજ તથા તમ, એ ત્રણ ગુણો, સમ ભાવને છોડી દઇને છૂટા થયા, તે પછી સ્વભાવથી તે ગુણો રૂપાંતરને પામ્યા એટલે કર્મથકી મહત્તત્ત્વ ઉત્પન્ન થયું. રજોગુણ તથા સત્વગુણથી વૃદ્ધિ પામેલું મહત્તત્ત્વ, વિકાર પામતાં તેમાંથી તમોગુણપ્રધાન દ્રવ્ય, જ્ઞાન તથા ક્રિયા સ્વરૂપ અર્થાત્ અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મરૂપ એકતત્ત્વ ઉત્પન્ન થયું. હે સમર્થ પુત્ર! તેને અહંકાર એમ કહે છે. તે અહંકાર વિકાર પામીને, ત્રણ પ્રકારનો થયો તેના સાત્વિક અહંકાર, રાજસ અહંકાર અને તામસ અહંકાર એવા ત્રણ ભેદ છે, તેમાં તામસ અહંકારમાં પાંચ મહાભૂતો ઉત્પન્નકરવાની શક્તિ છે. રાજસ અહંકારમાં ક્રિયાને એટલે

ઇંદ્રિયોને ઉત્પન્ન કરવાની શક્તિ છે તથા સાત્વિક અહંકારમાં ઇંદ્રિયોના અધિષ્ઠાતા દેવતાઓને ઉત્પન્ન કરવાની શક્તિ છે. ભૂતના આદિમાં રહેલો તામસ અહંકાર વિકાર પામતાં, તેમાંથી આકાશ થયું, તે તેનું સૂક્ષ્મરૂપ છે, તથા શબ્દ તેનો ગણ છે, તે શબ્દ, દ્રષ્ટા તથા દૃશ્ય વસ્તુને જણાવનારો છે. આકાશ વિકાર પામતાં તેમાંથી સ્પર્શગુણવાળો વાયુ ઉત્પન્ન થયો, અને કારણરૂપે તેને આકાશ સાથે સંબંધ હોવાથી વાયુમાં આકાશનો શબ્દ ગુણ પણ આવ્યો. પ્રાણ, ઓજ સહ તથા બળનું અર્થાત્ દેહ બળ, ઇન્દ્રિયનું બળ, મનનું બળ તથા શરીરનું બળ, એ સર્વનું કારણ વાયુ છે અર્થાત્ વાયુથી તે સર્વ થાય છે. ઇશ્વર વિષે રહેલા કાળ, કર્મ અને સ્વભાવને લીધે વાયુ વિકાર પામતાં તેમાંથી તેજ ઉત્પન્ન થયું, તેનો સ્વાભાવિક ગુણ રૂપ છે, તથા વાયુ અને આકાશ એ તેજના પ્રત્યે કારણ હોવાથી, તેમાં વાયુના તથા આકાશના સ્પર્શ અને શબ્દ ગુણ પણ છે. તેજ વિકાર પામતાં તેમાંથી જળ ઉત્પન્ન થયું; તેનો સ્વાભાવિક ગુણ રસ છે અને તે જળ પ્રત્યે તેજ, વાયુ તથા આકાશ કારણ હોવાથી તેમાં રૂપ, સ્પર્શ તથા શબ્દ ગુણો પણ રહેલા છે. જળ વિકાર પામતાં તેમાંથી ગંધ ગુણવાળી પૃથિવી ઉત્પન્ન થઇ, તેમાં જળ, તેજ, વાયુ તથા આકાશ, એ સર્વે કારણ હોવાથી

રસ, રૂપ, સ્પર્શ તથા શબ્દ ગુણ આવ્યા. સાત્વિક અહં-કાર વિકાર પામતાં તેમાંથી મન તથા તેના અધિષ્ઠાતા દેવ ચંદ્ર ઉત્પન્ન થયા અને બીજા, દિશાઓ, વાયુ, સૂર્ય, વરુણ, અશ્વિનીકુમાર, અગ્નિ, ઇંદ્રિ, ઉપેંદ્ર, મિત્ર તથા પ્રજાપતિ, એ દશ ઇંદ્રિયોના દેવતાઓ ઉત્પન્ન થયા, તેમાં પહેલા પાંચ જ્ઞાનેન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાઓ છે, અને બીજા પાંચ કર્મેન્દ્રિયના અધિષ્ઠાતા દેવતાઓ છે. જ્ઞાનની શક્તિ, બુદ્ધિ, તથા ક્રિયાની શક્તિ પ્રાણ, એ બન્ને રાજસ અહંકારનાં કાર્ય છે; એટલા માટે રાજસ અહંકાર વિકાર પામતાં, તેમાંથી જ્ઞાન તથા ક્રિયાના વિશેષ સ્વરૂપવાળી દશ ઇંદ્રિયો ઉત્પન્ન થઇ છે, તેમાં શ્રોત્ર, ત્વચા, ઘ્રાણ, નેત્ર અને જીભ, આ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે, અને વાણી, હાથ, પગ, ગુહ્યેંદ્રિય તથા ગુદાસ્થાન, આ પાંચ કર્મેંદ્રિયો છે. હે બ્રહ્મવેત્તાઓમાં શ્રેષ્ઠ નારદ! તે પંચમહાભૂતો, દશ ઇંદ્રિયો, મન અને સત્ત્વાદિક ત્રણ ગુણો, એ પદાર્થો જ્યારે જૂદા જૂદા હતા ત્યારે તે સૃષ્ટિ ઉત્પન્ન કરવાને સમર્થ થઇ શક્યા નહીં. પરંતુ જ્યારે તેઓ ભગવાનની શક્તિની પ્રેરણાથી પરસ્પર એકઠા થયા, ત્યારે તેઓએ મુખ્યત્વ અને ગૌણત્વ સ્વીકાર કરીને, સમષ્ટિ તથા વ્યષ્ટિરૂપ આ બ્રહ્માંડને સરજ્યું. હજારો વર્ષ વીત્યા પછી, પરમાત્માએ પાણીમાં રહેલા તે

બ્રહ્માંડરૂપ સ્થૂળ શરીરને કાળ, કર્મ તથા સ્વભાવનો આશ્રય કરીને સજીવન કર્યું. અને તેજ પુરુષ જળમાં રહેલાં તે જગતરૂપી ઇંડાને ભેદી નાંખીને, તેમાંથી હજારો સાથળવાળા, હજારો ચરણવાળા, હજારો ભુજાવાળા, હજારો નેત્રોવાળા, હજારો મુખ તથા મસ્તકવાળા બહાર નિકળ્યા. વિદ્વાનો જેના શરીરના અવયવોમાં ચૌદ લોકની કલ્પના કરેછે તે કલ્પના આ પ્રમાણેછે. કેડથી લઇને ચરણ સૂધીના નીચેના ભાગમાં સાત લોકોની કલ્પના કરે છે, અને જાંઘ વગેરે ઉપરના ભાગમાં ઉપરના સાત લોકોની કલ્પના કરે છે. ચાર વર્ણ, તે વિરાટ પુરુષથી ઉત્પન્ન થયા છે. બ્રાહ્મણો, વિરાટ પુરુષના મુખમાંથી થયા છે, ક્ષત્રિયો, તેના બાહુઓમાંથી થયા છે, વૈશ્યો, સાથળમાંથી થયા છે અને શૂદ્રો, વિરાટ ભગવાનના ચરણમાંથી થયા છે. વળી મહાત્મા પરમેશ્વરના ચરણમાં ભૂલોકની કલ્પના કરેલી છે, નાભિમાં ભુવર્લોકની કલ્પના કરેલી છે, હૃદયમાં સ્વર્ગલોકની કલ્પના કરેલીછે, છાતીમાં મહર્લોકની કલ્પના કરેલી છે, કંઠમાં જનલોકની કલ્પના કરેલી છે, શબ્દ કરતાં બે ઓષ્ઠમાં તપોલોકની કલ્પના કરેલીછે અને મસ્તકમાં સત્યલોકની કલ્પના કરેલી છે, તે સનાતન બ્રહ્મલોક અથવા વૈકુંઠલોક કહેવાય છે. વળી વ્યાપક એવા

વિરાટ પુરુષની કેડને ઠેકાણે અતલની કલ્પના કરેલી છે, બે સાથળને ઠેકાણે વિતલની કલ્પના કરેલી છે, બે ગોઠણને ઠેકાણે શુદ્ધ સુતલની કલ્પના કરેલીછે, અને બે જંઘાને ઠેકાણે તલાતલની કલ્પના કરેલી છે. તેની બે ઘુંટીમાં મહાતલની કલ્પના કરેલી છે, ચરણના બે ફણામાં રસાતલની કલ્પના કરેલી છે. અને પગના તળિયામાં પાતાલ લોકની કલ્પના કરેલી છે. આ પ્રમાણે વિરાટ પુરુષ સર્વ લોકમય છે. વિરાટ પુરુષના બે ચરણમાં ભૂલોકની કલ્પના કરેલી છે, તેની નાભિમાં ભુવર્લોકની કલ્પના કરેલી છે અને મસ્તકમાં સ્વર્ગ લોકની કલ્પના કરેલી છે. આ પ્રમાણે ત્રણ લોકની કલ્પના કરેલી છે.

———:૦:———

## નામ મહાત્મ્ય.

શ્રીમદ્ ભાગવતના દ્વાદશસ્કંધમાં સૂતપુરાણી શૌનક આદિ ૠષિઓને કહે છે—હે ઉત્તમ બ્રાહ્મણો! આ વિષયમાં તમે મને જે પ્રશ્ન કર્યા હતા, તે વિષે મેં તમને કહ્યું તથા આ ગ્રંથમાં ભગવાનનાં લીલાવડે કરેલાં અવતારનાં ચરિત્રો પણ તમને સંપૂર્ણ રીતે કહ્યાં. મનુષ્ય પડતી વેળા, ઠેસ ખાતી વેળા, આતુર દશામાં, છીંક ખાતી વેળા અથવા તો પરાધીન થતી દશામાં 'હરયે નમઃ' એમ ઉંચા સ્વરથી

બોલે છે, તો તે સર્વ પાતકમાંથી મુક્ત થાય છે. જેમ સૂર્ય પર્વતની ગુફાના અંધારાનો નાશ કરેછે, અને પ્રચંડ વાયુ જેમ મેઘમંડળને તોડી નાંખીને નિર્મૂળ કરે છે, તેમ અનંત એવા ભગવાનનું કીર્તન કરવાથી, અથવા તો તેના પ્રભાવનું શ્રવણ કરવાથી, તે કીર્તન કરનારા અથવા તો શ્રવણ કરનારા પુરુષના હૃદયમાં પ્રવેશ કરીને, તેનાં સર્વ દુઃખોનો નાશ કરે છે. જે વાણીથી ભગવાનની કથા કરવામાં આવતી નથી, પણ જે વાણીમાં દુષ્ટ લોકોની કથા આવેછે, તે વાણી અસત્ય તથા વ્યર્થ જાણવી, અને જે વાણીમાં ભગવાનના ગુણોનો ઉદય હોય તેનેજ સત્ય, મંગળકારક તથા પુણ્ય કારક જાણવી. જેમાં પવિત્ર કીર્તિવાળા ભગવાનના યશનું વર્ણન કરેલું હોય છે, તેજ વચન મનોહર, મધુર અને ક્ષણે ક્ષણે નવું નવું થઇ પડેછે, અને મનને આનંદદાયક થઇ પડેછે, અને તેજ વચન મનુષ્યોના શોકરૂપી સમદ્રને શોષણકર્તા થઇ પડે છે. જે કવિતામાં અથવા તો પદ વિગેરેમાં ચિત્ર વિચિત્ર ઝડઝમકવાળાં પદો હોય છે, પરંતુ જગતને પવિત્ર કરનારા શ્રીહરિના યશનું વર્ણન કર્યું ન હોય, તે કવિતા કે પદ કાગડાઓ જેવા દુષ્ટ પુરુષોને પ્રિય હોય છે, પરંતુ તે કવિતાને કે પદને પરમહંસ લોકો સેવતા નથી, કારણ કે જ્યાં આગળ પરમાત્મા રહે છે ત્યાં આગળ નિર્મળ

ભક્ત જનો રહે છે. જે ગ્રંથમાં સંબંધ ન છતાં પ્રત્યેક શ્લોકમાં ભગવાન્ અનંતના યશવડે અલંકૃત એવાં નામો હોય છે તેજ વાણીનો પ્રયોગ એટલે ગ્રંથ ગણાય છે અને તે મનુષ્યોનાં પાપોનો નાશ કરે છે. કારણ કે મહાત્મા પુરુષો તે ભગવાનનાં નામો સાંભળે છે, શ્રોતાને સંભળાવે છે અને પોતે પણ આનંદથી ગાય છે. હે બ્રાહ્મણો ! કર્મોનો નાશ કરનારું જ્ઞાન પણ જો ભગવાનની ભક્તિ રહિત હોય તો તે જરાપણ શોભતું નથી, અર્થાત્ તે જ્ઞાનદ્વારા ભગવાનનો સાક્ષાત્કાર થતો નથી, ત્યારે સર્વ શ્રેષ્ઠ કર્મ જો પરમેશ્વરને અર્પણ કર્યું ન હોય, તો તે કેવી રીતે શોભે ? કોઇ પણ દિવસે શોભે નહીં; કારણ કે, તે કર્મ સાધતી વેળા તથા તેનાં ફળોની પ્રાપ્તિ વેળા તે દુઃખનું કારણ થઇ પડે છે. વર્ણ, આશ્રમ કરવાથી કીર્તિ તથા લક્ષ્મી મળે છે, પરંતુ શ્રીહરિના ગુણાનુવાદ ગાવાથી, તથા શ્રવણ કરવાથી, તો લક્ષ્મીપતિ ભગવાનનાં ચરણારવિંદનું, કોઇ પણ દહાડો વિસ્મરણ થતું નથી. અને શ્રીકૃષ્ણના ચરણારવિંદનું સ્મરણ લોકોનાં પાપોનો નાશ કરે છે, શાંતિ આપેછે, અંતકરણની શુદ્ધિ કરે છે, પરમાત્મા વિષે ભક્તિ ઉપજાવે છે અને વૈરાગ્ય

તથા વિજ્ઞાનવાળું જ્ઞાન આપે છે. હે ઉત્તમ બ્રાહ્મણો! તમે ભગવાનની અખંડ ભક્તિ કરનારા હોવાથી ખરેખર મહાભાગ્યશાળી છો; કારણ કે તમે સર્વના નિયંતા, સર્વના અંતર્યામી, સર્વના ઉપાસ્ય, તથા જે વિના બીજો દેવ નથી એવા નારાયણ ભગવાનને, નિત્ય હૃદયમાં ધારણ કરીને, તેમનું અખંડભાવથી નિત્ય ભજન કરોછો. પૂર્વે ગંગાના તીર ઉપર ઉપવાસ કરીને બેઠેલા, પરીક્ષિત રાજાની સભામાં, મોટામોટા ઋષિઓના સાંભળતાં મહર્ષિ, શુક્રાચાર્યના મુખારવિંદમાંથી, મેં જે આત્મતત્ત્વ સાંભળ્યું હતું, તે આત્મતત્ત્વ તમે મને સ્મરણ કરાવ્યું. માટે હે બ્રાહ્મણો! જેમનાં અનેક કર્મો વર્ણન કરવા યોગ્ય છે એવા વાસુદેવ ભગવાનનું આ સર્વ પાપનાશક મહાત્મ્ય તમને મેં કહી બતાવ્યું. જે ભક્તિમાન્ પુરુષ બીજા વિષયોમાં ધ્યાન ન આપતાં નિત્ય નિયમથી એક પ્રહર ક્ષણભર પણ, તમારી પેઠે ભગવાનનાં ચરિત્રો શ્રવણ કરે છે, અથવાતો બીજાને સંભળાવે છે, તે પુરુષ સ્નાનાદિકની પેઠે પોતાના એક દેહનેજ માત્ર પવિત્ર કરતો નથી, પરંતુ પોતાના આત્માને પણ પવિત્ર કરે છે.

———:૦:———

# ઇશ્વરનાં સ્થૂલ સ્વરૂપ વિષે.

ભગવાનનો વિરાટ દેહ સ્થૂલોમાં સ્થૂલરૂપ છે, ભગવાનના જે સ્થુલ રૂપમાં ભૂત (થઇ ગયલું), ભવિષ્ય (થનારું) અને વર્તમાન (થતું) કાર્યરૂપ આ વિશ્વ દેખાય છે. એ પચાસ કરોડ યોજન જેવડો બ્રહ્માંડરૂપ વિરાટ દેહ, પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ, અહંકાર તથા મહત્તત્વ, એ સાત આવરણથી ઢંકાયલો છે, તે ધારણાનો વિષય નથી; પણ તેમાં જે વિરાટ પુરુષ બિરાજે છે, તે જીવના નિયંતા છે અને તે ધારણા કરવાની વસ્તુ છે. પાતાળને, એ વિશ્વસ્રષ્ટા વિરાટ પુરુષના પગનાં તળિયાં કહે છે; રસાતળને, તેના પગની પાની તથા ફણા કહે છે; મહાતળને, તેના ચરણની ઘુંટી કહેછે, અને તલ તથા અતલને વિરાટ પુરુષની બે જાંઘ કહેછે. હે રાજા! સુતલને વિશ્વમૂર્તિ ભગવાનના બે ગોઠણ કહેછે; વિતલને તથા અતલને વિરાટ પુરુષના બે સાથળ કહે છે; પૃથ્વીને તેમની જંઘા કહેછે અને આકાશને પરમાત્માનું નાભિ સરોવર કહેછે. સ્વર્ગને વિશ્વમૂર્તિ ભગવાનની છાતી કહેછે; મહર્લોકને તેમનો કંઠ કહેછે; જનલોકને તેમનું મુખ કહેછે, તપલોકને આદિ પુરુષનું લલાટ કહેછે, તથા સત્યલોકને હજાર મસ્તકવાળા વિરાટ ભગવાનનાં મસ્તકો કહેછે. ઇન્દ્રાદિક દેવોને ભગવાનની ભુજાઓ કહેછે; દિશાઓને ભગ-

વાનનાં કાનના ગોલક કહેછે, શબ્દને વિરાટ પુરુષની કર્ણેન્દ્રિયો કહેછે, અશ્વિનીકુમારને પરમાત્માની નાસિકા કહે છે; ગંધને તેમની ઘ્રાણેન્દ્રિય કહેછે તથા પ્રજ્વલતા અગ્નિને ભગવાનનું મુખ કહેછે. અંતરીક્ષ, એ વિષ્ણુ ભગવાનની આંખ છે, સૂર્ય, એ ચક્ષુષઇન્દ્રિય છે; રાત્રિ દિવસ, એ વિષ્ણુની પાંપણ છે; બ્રહ્માનું સ્થાન, એ તેનો ભ્રૂભંગ છે; પાણી, એ તેનું તાળવું છે તથા રસ, એજ તેની જીભ છે. વેદોને વિરાટ પુરુષનું બ્રહ્મરન્ધ્ર કહેછે; યમને તેમની ડાઢ કહેછે; પુત્રાદિક ઉપર થયેલા સ્નેહને તેમના દાંતો કહેછે; મનુષ્યોને મોહ ઉત્પન્ન કરનારી માયાને ભગવાનનું હસવું કહેછે. તથા અપાર સૃષ્ટિ રચનાને તેમનો કટાક્ષપાત કહેછે. વિરાટ પુરુષનો ઉપરનો હોઠ લાજ ગણાયછે, અને નિચેનો હોઠ લાભ ગણાયછે; ધર્મ માર્ગ એનાં સ્તન અને અધર્મ માર્ગ તેનો વાંસો ગણાયછે; પ્રજાપતિ તેનું મેઢ્ર (ગુહ્યેન્દ્રિય) ગણાયછે; મિત્રાવરુણ તેના વૃષણ ગણાય છે; સમુદ્રો તેનું પેટ ગણાયછે અને પર્વતો તેમના શરીરનાં હાડકાંઓનો સમૂહ ગણાયછે. હે રાજેંદ્ર! સર્વ નદીઓ તેમની નાડીઓ છે; સર્વ વૃક્ષો તેમનાં રુંવાટાં છે. અનંત વિર્યવાળો વાયુ તેમનો નિઃશ્વાસ છે, કાળ તેમની ગતિ છે, અને સર્વ પ્રાણીઓનો ગુણાનુસારી સંસાર એ તેમનું કર્મ–ક્રીડા છે. હે કુરુવર્ય રાજા! સર્વ મેઘમંડળને,

વ્યાપક વિરાટ્ ભગવાનના કેશ કહેછે, સંધ્યાકાળને તેમનાં વસ્ત્ર કહે છે, અવ્યક્ત અર્થાત્ પ્રધાનને તેમનું હૃદય કહેછે, અને પ્રસિદ્ધ ચંદ્રમાને તેમનું મન કહેછે. જે મન સર્વ વિકારનો ભંડાર અર્થાત્ આશ્રય છે. હે રાજા! પંડિતો મહત્તત્ત્વને સર્વના આત્મા વિરાટ પુરુષનું ચિત્ત કહેછે, અને શ્રીરુદ્રને અહંકારતત્ત્વ કહેછે. ઘોડાઓ, ખચ્ચરો, ઊંટ, હાથીઓ વિગેરેને નખો કહેછે તથા સર્વ મૃગો અને પશુઓ વિરાટ પ્રભુનો શ્રોણીભાગ ગણાયછે. સર્વે પક્ષીઓ, એ વિરાટ ભગવાનની ઉત્તમ પ્રતિની કારીગીરીની કુશળતા ગણાયછે, મનુ, તેમની બુદ્ધિ છે, મનુષ્ય, તેમનું નિવાસસ્થાન છે, ગંધર્વ, વિદ્યાધર, ચારણ અને અપ્સરાગણ, તેના સ્વરોનું સ્મરણ છે. અસુર લોકોનું સૈન્ય, એ વિરાટ ભગવાનનું શારીરબળ છે. બ્રાહ્મણો, એ તેમનું મુખ છે. ક્ષત્રીઓ, એ તેમની ભુજાઓ છે. વૈશ્યજાતિ, તેમના ઉરુ છે, અને શૂદ્રજાતિ, તેમના ચરણ છે તથા અનેક નામધારી યજાતા વસુ, રુદ્ર વિગેરે દેવગણોથી યુક્ત તથા હવિસ્સાધ્ય યજ્ઞાદિકનો પ્રયોગ એ વિરાટ પુરુષનું અતિ આવશ્યક કર્મ છે. હે રાજા! ઇશ્વરના શરીરના જે જૂદા જૂદા અવયવો મેં તમને કહ્યા તે આટલા છે. ભગવાનના એ મહા સ્થૂલદેહમાં મુમુક્ષુ લોકો, પોતપોતાની બુદ્ધિથી મનની ધારણા કરેછે, કારણકે

જે વિરાટ ભગવાનના સ્થૂલ દેહની બહાર કંઇ પણ નથી. હે મહારાજા! સ્વપ્નમાં જેમ જીવ કોઇ કોઇ વાર અનેક દેહની કલ્પના કરીને તે તે દેહની ઇન્દ્રિયોદ્વારા સર્વ વસ્તુનું અવલોકન કરેછે, તેમ તે વિરાટમૂર્તિ ભગવાન્ પણ, સર્વ જીવની બુદ્ધિની વૃત્તિવડે સર્વનો અનુભવ કરેછે. અને તે સર્વના અંતરાત્મા છે; માટે યોગીઓએ ત્રણ કાળમાં વિદ્યમાન રહેનારા આનંદના ભંડારરૂપ ભગવાનને વિષે, મનને સ્થિર કરીને તેનું ભજન કરવું, અને જેથી સંસારમાં જન્મ મરણ થાય તેવા બીજા વિષયમાં બંધાવું નહીં.

——:o:——

## કદર્ય બ્રાહ્મણની વાત.

### ( લોભ વિષે. )

શ્રીભગવાન કહે છે—હે ઉદ્ધવ, માળવા દેશમાં કોઇ એક મોટો શ્રીમંત બ્રાહ્મણ રહેતો હતો, તે ખેતીવાડી તથા વ્યાપાર કરીને આજીવિકા ચલાવતો હતો, કદર્ય હતો, કામી હતો, લોભી હતો તથા મહાક્રોધી હતો. તે બ્રાહ્મણ પોતાના ધર્મરહિત ઘરમાં સમય ઉપર નાતિલાઓનો અને અતિથિયોનો કેવળ વચનોથી પણ સત્કાર કરતો ન હતો, તેમ સમય ઉપર પોતાના દેહને પણ સંતોષતો ન હતો. તેનાં આવાં વર્તનથી મુંઝાયલા તેના પુત્રો, બાંધવો, સ્ત્રી,

પુત્રીઓ અને ચાકર વર્ગ તે દુષ્ટ પ્રકૃતિવાળા કૃપણનું હિત ન કરતાં તેની ઇર્ષા કરવા લાગ્યાં. આપ્રમાણે યક્ષની પેઠે ધનનો સંગ્રહ કરનારા, આલોક તથા પરલોકથી ભ્રષ્ટ થયલા ધર્મથી તથા સુખથી રહિત એ કદર્ય બ્રાહ્મણના ઉપર પાંચ મહાયજ્ઞના દેવતાઓ કોપી ઉઠયા. હે બહુ આપનારા ઉદ્ધવ! દેવતાઓનું અપમાન કરવાથી તેનું પૂર્વ જન્મનું પુણ્ય નાશપામ્યું, અને તેથી બહુ પરિશ્રમ કરીને સંપાદન કરેલું ધન પણ નાશ થયું. હે ઉદ્ધવ! તે નીચ બ્રાહ્મણનું કેટલુંએક ધન નાતિલાઓ લઈ ગયા, કેટલુંએક ધન ચોર ચોરી ગયા, કેટલુંએક ધન દૈવી આપત્તિથી જેવીકે આગ લાગવી વિગેરેથી નાશ પામ્યું, કેટલુંએક ધન કાળે કરીને નાશ પામ્યું, કેટલુંએક ધન મનુષ્યો લઇ ગયા અને કેટલુંએક રાજાએ લઇ લીધું. આપ્રમાણે ધન નાશ પામતાં તે ધર્મથી તથા સુખથી રહિત થઇ પડયો અને કુટુંબીઓએ તેનો ત્યાગ કર્યો, તેથી તે મોટી ચિંતામાં આવી પડયો. ઉપર કહેવા પ્રમાણે તે ધનને માટે લાંબા લાંબા વિચાર કરવા લાગ્યો, નિર્ધન થઇ પડવાથી મનમાં ખેદ કરવા લાગ્યો, આંખમાં અશ્રુઓ આવી ગયાં અને તેને મોટો વૈરાગ્ય ઉત્પન્ન થયો અને તે બ્રાહ્મણ પોતાના મનમાં કહેવા લાગ્યો કે, અરે રે!!!! મેં બહુ જ ભૂંડું કર્યું, કારણ કે

મેં મારા આત્માને વૃથા દુઃખ દીધું. મેં ધનને માટે આવડો મોટો પરિશ્રમ કર્યો પરંતુ તે ધર્મ માટે અથવા તો સુખને માટે ઉપયોગમાં આવ્યું નહીં. ઘણું કરીને કદર્ય પુરૂષોને ધન કદી પણ સુખકારક નિવડતું નથી. એટલાથીજ છૂટકો નથી, પરંતુ તે ધન જીવતાં સૂધી દેહને અને મનને સંતાપ આપેછે અને મરી ગયા પછી નરક આપેછે. શ્વેત કોઢ જેમ સુંદર રૂપનો નાશ કરેછે, તેમ થોડો પણ લોભ હોય તો તે યશસ્વીઓના શુદ્ધ યશનો તથા ગુણી જનોના પ્રશંસા-પાત્ર ગુણોનો નાશ કરેછે. ધનને મેળવતાં અને મેળવેલા ધનને વધારતાં, રક્ષણ કરતાં, વાપરતાં, તેનો નાશ થતાં ઉપભોગ કરતાં મનુષ્યોને પરિશ્રમ, ત્રાસ, ચિંતા તથા ભ્રમ થાય છે. ચોરી, હિંસા, મિથ્યાભાષણ, દંભ, કામ, ક્રોધ, વિસ્મય, મદ, ભેદબુદ્ધિ, વૈર, અવિશ્વાસ, સ્પર્દ્ધા, સ્ત્રીઓનું વ્યસન, જુગારનું વ્યસન, મદિરાપાનનું વ્યસન આ પંદર અનર્થો પણ મનુષ્યોને ધનમાંથી થાય છે. માટે કલ્યાણની ઇચ્છાવાળા પુરૂષે ધન નામના અનર્થનો દૂરથીજ ત્યાગ કરવો. ભાઇઓ, સ્ત્રીઓ, માતપિતા તથા સંબંધીઓ, સ્નેહથી એકમેક થઇને રહેલાં હોય છે, તેઓ સર્વે એક કોડીને માટે તુરત શત્રુઓ થઈ પડેછે. સંબંધીઓ થોડા ધનને માટે એક બીજાની સ્પર્ધા કરવા માંડે છે, મહા

ક્રોધમાં આવી જાયછે, અને એક બીજાના સ્નેહને તુરત છોડી દેછે, અને છોડી દઇને તુરત એક બીજાનો નાશ કરે છે. જેઓ દેવતાઓથી પણ ઇચ્છેલા એવા મનુષ્યના જન્મને પામીને, તેમાં પણ બ્રાહ્મણના ઉત્તમ દેહને પામીને, જેઓ મનુષ્યપણાનો તથા બ્રાહ્મણપણાનો અનાદર કરીને, પોતાના સ્વાર્થનો નાશ કરેછે, તેઓ અશુભ ગતિને પામે છે. સ્વર્ગના તથા મોક્ષના દ્વારરૂપ આલોકને પામીને, કયો મનુષ્ય અનર્થના ધામરૂપ એક ધન ઉપર આસક્તિ કરે? જે મનુષ્ય દેવતા, ઋષિઓ, પિતૃઓ, પ્રાણીઓ, નાતિલાઓ તથા બંધુઓ, જેઓ પોતાના ધનના ભાગી છે, તેઓને તથા પોતાને અન્નાદિક આપીને સંતોષતો નથી; પરંતુ યક્ષની પેઠે ધનને સંગ્રહી રાખે છે, તે નરકમાં પડે છે. હું ધનની વ્યર્થ તૃષ્ણાથી પ્રમત્ત થઇ પડયો હતો, તે મારૂં ધન, અવસ્થા તથા બળ, જેથી કુશળ પુરુષો સંસારને તરી જાયછે, તે સર્વ નાશ પામ્યાં. હવે હું ઘરડો શું કરૂં? ધનની ઇચ્છા કરવી તે નિષ્ફળ છે, છતાં વિવેકી પુરુષો વારંવાર ધનની વ્યર્થ તૃષ્ણાથી શામાટે દુ:ખી થતા હશે? પરંતુ મને લાગેછે કે, કોઇની પણ માયાથી ખરેખર આલોક અત્યંત મોહ પામેલો છે. મૃત્યુ મનુષ્યને ગળી જાય છે માટે મનુષ્યને ધનનું, ધન આપનારા યક્ષોનું,

સુખોનું, સુખ આપનારાઓનું અને ફરી જન્મ આપનારા કર્મોનું શું પ્રયોજન છે? ભગવાન્ શ્રીહરિ ખરેખર મારાઉપર પ્રસન્ન થયા હોય એમ લાગે છે, કારણકે જેણે મને આ દશામાં નાંખ્યો છે અને આ ખેદ, મને સંસારસાગર તરવા માટે નૌકારૂપ થઇ પડયોછે, માટે હવે જો મારું આયુષ્ય અવશેષ હશે, તો હું મારા ધર્માદિક સ્વાર્થમાં સાવધાન રહિશ, મારા સ્વરૂપમાંજ સંતોષ રાખીશ, અને તપવડે મારા દેહનો લય કરીશ. આ વિષયમાં ત્રણ ભુવનના દેવતાઓ મને અનુમોદન આપજો. ખટ્વાંગ રાજા એક મુહૂર્તમાં બ્રહ્મ લોકમાં ગયા હતા, તો મને તો હજી ઘણો સમય છે.

શ્રીભગવાન્ બોલ્યા—હે ઉદ્ધવ! આપ્રમાણે માળવાનો બ્રાહ્મણ મનમાં નિશ્ચય કરી, અહંતા મમતાનો ત્યાગ કરી, શાંત થયો અને મૌન ગ્રહીને સન્યાસી થયો. જેણે મન, ઇંદ્રિયો તથા પ્રાણને વશ કર્યા હતા એવો તે ભિક્ષુક આ પૃથ્વી ઉપર ફરવા લાગ્યો. તેણે સર્વ ઠેકાણેથી આસક્તિ છોડી દીધી, અને પોતાની ઉત્તમતા કોઇ પણ ઠેકાણે ન દેખાડતાં, છાનોમાનો ભિક્ષા માગવા માટે નગરમાં અને ગામોમાં ફરવા લાગ્યો. હે ઉદ્ધવ! એ વૃદ્ધ અવધૂત ભિક્ષુકને જોઇને કેટલાએક નીચ લોકો તેનો તિરસ્કાર કરી તેને

દુઃખ દેવા લાગ્યા. કેટલાએક તે મુનિની પાસેથી ત્રિદંડને, કેટલાએક પાત્રને, કેટલાએક કમંડળને, કેટલાએક પાટલાને, કેટલાએક માળાને, કેટલાએક કંથાને, અને કેટલાએક ચીંથરાને ખુંચવી લેતા હતા, અને તે પાછાં તેઓને દેખાડીને આપતા હતા અને પાછા લઇ લેતા હતા. તે ભિક્ષુક નગરમાંથી કે ગામમાંથી ભિક્ષા લાવીને નદીના તીરઉપર ખાતો હતો, અને ત્યાં મહાપાપી લોકો તેના માથા ઉપર મુતરતા હતા તથા થુંકતા હતા. તે ભિક્ષુક મૌન રહેતો હતો, તેને લોકો પરાણે બોલાવતા હતા અને બોલતો નહીં તો, કેટલાએક તેને મારતા હતા, કેટલાએક કઠોર શબ્દોથી તિરસ્કાર કરીને કહેતા હતા, કે 'આ ચોર છે,' કેટલાએક લોકો 'આને બાંધો' એમ બોલીને દોરીથી તેને બાંધતા હતા, અને કેટલાએક આ ધર્મનો ઢોંગ કરનારો તથા લોકોને ઠગનારો છે, આમ કહીને તેનું અપમાન કરતા હતા તથા તેની નિંદા કરતા હતા. કેટલાએક કહેતા હતા કે, આ નિધન થયોછે અને પોતાના સંબંધીઓએ તેનો ત્યાગ કર્યોછે, તે ઉપરથી તેણે આ આજીવિકા ગ્રહણ કરી છે. ઓહોહો !!! આ મોટા પર્વતની પેઠે મહા બળવાન્ દૃઢ છે. કેટલાએક કહેતા હતા કે, આ બગલાની પેઠે પોતાનો દૃઢ નિશ્ચય કરી, મૌન

રહીને પોતાનું કામ કાઢી લે છે. કેટલાએક તેની મશ્કરી કરતા હતા અને કેટલાએક તેના ઉપર અધોવાયુ છોડતા હતા. કેટલાએક તે ભિક્ષુકને રમકડાના પક્ષીની પેઠે બાંધી મૂકતા હતા તથા પૂરી મૂકતા. આરીતે ભૌતિક દુઃખ, દૈવિક દુઃખ તથા દૈહિક દુઃખ, જેમ જેમ પોતાના ઉપર પડતુ હતું. તેમ તેમ તે તે દુઃખને અવશ્ય ભોગવવા યોગ્ય એક ભાગ્યસમાન માનતોહતો. ધર્મમાંથી ભ્રષ્ટ કરવાને માટે દુઃખ આપતા અધમ લોકો, પરાભવ કરતાં છતાં પણ તે સત્વગુણી ધીરજ ધારણ કરી, સ્વધર્મમાં રહીને નીચેની ગાથા ગાતો હતો. ભિક્ષુક બ્રાહ્મણ ગાય છે—આ લોકો, દેવતાઓ, આત્મા, ગ્રહ, કર્મ અથવા તો કાળ મને સુખદુઃખ આપનારાં નથી. સુખદુઃખનું કારણ તો એક મનજ કહેવાય છે. જે મન આ સંસારરૂપી ચક્રને ફેરવ્યા કરેછે, અતિ બળવાન્ મન, ગુણોની વૃત્તિઓને ઉત્પન્ન કરેછે અને તે ગુણોથી સાત્વિક, રાજસ તથા તામસ એમ જૂદાં જૂદાં કર્મો થાય છે, કર્મોથી સત્વગુણી, રજોગુણી અને તમોગુણી અવતારો થાય છે. ઇશ્વર, ક્રિયા કરતાં મનની સાથે નિયતારૂપે રહેછે, છતાં પણ તે ક્રિયાના સંગથી રહિત છે, જ્ઞાનમૂર્તિ છે અને જીવના નિયંતા છે. તે કેવળ અખંડ જ્ઞાનવડે સર્વ જોયા કરેછે અને હું પોતાને વિષે

સંસારને દેખાડનારા મનને, પોતારૂપ માનીને વિષયોનો ઉપભોગ કરૂંછું અને વિષયોના સંગથી બંધાઇ ગયોછું, અર્થાત અવિદ્યાને લીધે મનના અધ્યાસથી જીવને સંસાર છે, પરંતુ તે કંઇ સ્વતઃ નથી, કારણ કે અવિદ્યા રહિત ઈશ્વરને સંસાર નથી અને અવિદ્યાવાળા જીવને સંસાર છે. દાન, સ્વધર્મ (નિત્ય નૈમિત્તિક કર્મ), નિયમ, યમ, વ્રત તથા બીજાં ઉત્તમ કર્મો, આ સર્વનું ફળ મનનો નિગ્રહ કરવો એ છે. કારણ કે મનનો નિગ્રહ એ ઉત્તમ સમાધિ છે. જેનું મન અત્યંત શાંત તથા વશ થયેલું હોય, તેને દાનાદિક કરવાનું શું પ્રયોજન છે? તે કહો. જેનું મન વશ ન થવાથી ચંચળ હોય, તેને દાનાદિક કરવાનું શું પ્રયોજન છે તે કહો. બીજી ઇંદ્રિયોનો વિજય થાય, તેમાં વધારે ફળ રહેલું નથી, કારણકે સર્વ દેવતાઓ મનને વશ છે, પરંતુ મન કોઇને પણ વશ નથી. મનજ બળવાનના કરતાં પણ બળવાન્ અને ભયંકર દેવ છે; માટે જે મનને વશ કરે છે, તે દેવનો દેવ છે; તે જિતી શકાય નહીં તેવા અસહ્ય વેગવાળા, અને મર્મ ભાગમાં પીડા કરનારા દુર્જય મનને, કેટલાએક મૂઢ લોકો જિત્યા વિના, આ સંસારમાં મનુષ્યોની સાથે મિથ્યા ક્લેશ કરેછે, અને મનુષ્યોમાં મિત્રો, ઉદાસીનો તથા શત્રુઓ કરે છે, તથા

આ દેહ જે માત્ર મનથીજ કલ્પી કાઢેલોછે, તેને આંધળી બુદ્ધિવાળા લોકો, અહંતા મમતાથી પોતાનો માનીને 'આ હું તથા આ પર છે' આવા ભ્રમથી છેડા વિનાના સંસાર-સિંધુમાં ભટક્યા કરેછે. વિચાર કરતાં લોકો દેવતાઓ, આત્મા, ગ્રહ, કર્મ કે કાળ, એ કોઇ સુખ દુઃખના દાતા નથી; માત્ર મનજ સુખદુઃખનુ કારણ છે. જો મનુષ્ય સુખદુઃખનું કારણ હોય, તો તેમાં આત્માને શું ? કંઇ પણ નહીં. કારણકે સુખ દુઃખનો ભોક્તા કે સુખદુઃખનો કર્તા આત્મા નથી. વળી એક શરીર બીજા શરીરને દુઃખ આપીને, પોતે સુખી થાય તો તેમાં સુખદુઃખ શરીરોને થાય, આત્માને શું ? કંઈ પણ નહીં. કારણકે આત્મા નિરાકાર અને ક્રિયારહિત છે. તે કોઇ વસ્તુનો ભોક્તા કે કર્ત્તા નથી અને કદાચ શરીરનાં સુખ દુઃખનો આત્મા અનુભવ કરતો હોય, તોપણ તે આત્મા સર્વ શરી-રમાં એક હોવાથી તેણે કોના ઉપર કોપ કરવો ? કોઇના ઉપર નહીં. દષ્ટાંતમાં કોઇ વાર પોતાના દાંતોવડે પોતાની જીભ કચરાઇ જાય, તો તે વેદનામાટે મનુષ્યે કોના ઉપર કોપ કરવો ? જો દેવતાઓ દુઃખનું કારણ હોય, તો તેમાં આત્માને શું ? કંઇ પણ નહીં. એક પુરુષના હાથે બીજા પુરુષના મોઢાને તમાચો માર્યો અને બીજાના મોઢાએ પેલાને

બચકું ભર્યું. આરીતે વિકારી એવા હાથના દેવતા ઈંદ્ર અને મોઢાના દેવતા અગ્નિને કલેશ થયો, તેમાં આત્માને શું લાગેવળગે? કંઇ પણ નહીં, અને વિચાર કરતાં તો તે દેવતાઓને પણ કલેશ સાથે કંઇ સંબંધ નથી. કારણકે દેવતાઓ તો સર્વના દેહમાં એકના એકજ હોય છે. માટે તેઓના ઉપર ક્રોધ કરવો, તે પણ ઉચિત નથી, તેમ વળી પોતાના શરીરમાં એક અંગ બીજા અંગને પ્રહાર કરે, તેમાં દેહધારી કોના ઉપર કોપ કરે વારુ? કોઇના ઉપર કોપ કરે નહીં. સુખદુઃખ આદિક પરિણામ આત્માને થાય છે. એમ ધારીને જો આત્મા સુખદુઃખનું કારણ છે, એમ આપણે માનીએ તો પછી સુખદુઃખ એ પોતાનોજ એક સ્વભાવ ઠરે અને જ્યારે પોતાનોજ સ્વભાવ ઠર્યો, ત્યારે પછી બીજાથી તે કંઇ થયું નથી કે જેના ઉપર પુરુષ કોપ કરે. આત્માથી જૂદી વસ્તુ કોઇ નથી અને જો હોય તો તેને મિથ્યા જાણવી. જ્યારે આત્મા વિના બીજી વસ્તુ મિથ્યા છે, ત્યારે પછી સુખ કે દુઃખ અને તેનાં નિમિત્તો પણ મિથ્યા ઠર્યાં; માટે શામાટે કોપ કરવો? કોપ કરવો નહીં. જો ગ્રહોને સુખદુઃખના કારણ માનતા હો તો, તેમાં પણ આત્માને શું લાગેવળગે? ગ્રહોનો સંબંધ જન્મધારી દેહને

છે. ગ્રહો કંઇ જન્મતા નથી પણ બારમી કે આઠમી વિગેરે રાશિમાં જો જન્મ્યા હોય તો તેઓ જન્મધારી દેહને સુખ-દુઃખ આપે છે. પરંતુ જન્મરહિત આત્માને સુખદુઃખ આપતા નથી. વળી જોશી લોકો કહેછે કે, ગ્રહોની પરસ્પર દૃષ્ટિ પડવાથી ગ્રહની પીડા થાય છે, માટે આકાશમાં રહેલા ગ્રહોની ક્રૂર દૃષ્ટિ આકાશચારી ગ્રહોના ઉપર પડે છે, પરંતુ ઘરના ખુણામાં રહેલા ઉપર પડતી નથી; તેથી ગ્રહોની પીડા ગ્રહોનેજ થાયછે, માટે તે ગ્રહોથી જૂદો પુરુષ કોના ઉપર કોપ કરે ? કર્મો જો સુખદુઃખનાં કારણ હોય તો તેમાં પણ આત્માને શું ? કારણકે આત્માને કર્મની સાથે જરા પણ સંબંધ નથી, કેમકે જે વસ્તુમાં જડપણું અને ચેતનપણું હોય, તે વસ્તુથી કર્મની ઉત્પત્તિ સંભવેછે. કારણકે કર્મ કરવામાં વિકારિપણું અને પોતાનું હિત જાણનારપણું આ બન્ને ધર્મો હોવા જોઇએ. જડ હોય તે વિકારી હોય અને ચૈતન્યવાળો હોય તે હિતાહિત જાણનારો હોય. દેહ વિકારી હોવાથી કર્મકર્તા ઠરશે, પરંતુ તે જડ છે, માટે તેમાં હિત જાણનારપણું નથી, તેથી તે પણ કર્મકર્તા ઠરતો નથી; તેમ આત્મા હિત જાણનાર છે, પરંતુ વિકારી નથી, તેથી તે પણ કર્મકર્ત્તા ઠરતો નથી. આપ્રમાણે કર્મોજ સુખ

દુઃખનાં કારણરૂપ છે, તેમ સિદ્ધ થતું નથી, માટે પુરુષે કોનાઉપર ક્રોધ કરવો ? કાળ જો સુખદુઃખનું કારણ હોય તો તેમાં પણ આત્માને શું ? કંઇજ નહીં. આ કાળ એ આત્માનો અંશ મનાયછે, માટે ઝાળનો તાપ જેમ અગ્નિને લાગે નહીં અને હિમની શીતળતા જેમ હીમને લાગે નહીં, તેમ કાળ કે જે આત્માનો એક અંશ મનાય છે, તેનાથી થતાં સુખદુઃખ પણ આત્માને પીડા કરી શકે નહીં. આત્મા સર્વ વસ્તુથી ભિન્ન છે, માટે તેને સુખદુઃખ કંઇ પણ નથી, માટે કોના ઉપર કોપ કરવો ? લોકો અને દેવતાઓ વિગેરે છ સુખદુઃખનાં કારણો ઉપરાંત બીજાં પણ આત્માને સુખદુઃખનાં કારણો છે, આમ કોઇ કલ્પના કરે તો-પણ આત્માને કોઇપણ કાળે, કોઇ દેશમાં, કોઇ રીતે સુખ દુઃખનો સંબંધ નથી, કારણકે તે પ્રકૃતિથી પર છે. સુખ થવું, દુઃખ થવું, આ સર્વ મિથ્યા પ્રપંચને લીધેજ થાય છે, આમ જે જાણે છે, તે મનુષ્ય નાના પ્રકારના ભૌતિક પદાર્થોથી ભય પામતો નથી. આપ્રમાણે પ્રાચીન કાળના મહર્ષિઓએ આશ્રય કરેલી બ્રહ્મનિષ્ઠાનો આશ્રય કરીને, જે મનુષ્ય મનમાં ભાવના કરે કે, હું શ્રીમુકુંદ ભગવાનના ચરણની સેવાથીજ તરી શકાય નહીં તેવા સંસારરૂપી અંધારાને

તરી જઇશ, તે મનુષ્ય પેલા ભિક્ષુકની પેઠે મારી ગતિને પામેછે.

શ્રીભગવાન્ કહે છે–આપ્રમાણે નિર્ધન થવાથી તે બ્રાહ્મણ ઉદાસીન થઇ ગયો તેથી તેનો પરિશ્રમ દૂર થયો અને પછી તે સન્યાસ લઇ, મૌન રહીને શાસ્ત્રનાં તત્ત્વનું ચિંતન કરતો કરતો પૃથ્વી ઉપર ફરવા લાગ્યો અને માર્ગમાં લોકોએ બહુ બહુ દુઃખ દીધા છતાં પણ સ્વધર્મમાંથી જરા પણ ડગ્યા વિના, નીચેની ગાથાઓ ગાવા લાગ્યો. પુરુષને આ સંસારમાં સુખ દુઃખ આપનારો મનના ભ્રમ વિના બીજો કોઇ પણ નથી. આ મિત્ર, ઉદાસીન અને શત્રુરૂપી સર્વ સંસાર મનના ભ્રમને લીધે અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે. માટે હે ઉદ્ધવ! તમે મારા વિષે સર્વ ભાવ વડે બુદ્ધિને પરોવીને મનનો નિગ્રહ કરો. કારણકે મનનો નિગ્રહ આજ યોગનો સંગ્રહ કર્યો કહેવાયછે. જે મનુષ્ય સાવધ થઇને ભિક્ષુકે ગાયેલી આ બ્રહ્મનિષ્ઠાને ધારણ કરેછે, બીજાને સંભળાવેછે અને પોતે સાંભળેછે, તે આ સંસારમાંથી સુખદુઃખથી પરાભવ પામતો નથી.

———:o———

# શ્રીકૃષ્ણે કરેલો ભક્તિનો ઉપદેશ.

ઉદ્ધવજી પૂછે છે—હે શ્રીકૃષ્ણ! જેમનું મન વશ થયું ન હોય તે પુરુષને યોગાભ્યાસ કરવો બહુજ કઠિન છે, આમ હું માનુંછું. માટે પુરુષ જે ઉપાયથી પરિશ્રમ વિના સિદ્ધિને પામે, તેવો ઉપાય હું સમજું તે પ્રમાણે મને કહો. હે કમળનયન! મનને વશ કરનારા યોગીઓ મનને વશ કરવા માટે ઘણુંકરીને પરિશ્રમ કરેછે, પરન્તુ મન વશ ન થવાથી મનને નિગ્રહ કરતાં થાકી જઇને ઉદાસ થઇ જાયછે. એટલા માટે હે કમળનયન! સારાસાર વિચાર કરવામાં કુશળ એવા પુરુષો તો, સર્વ આનંદને પૂર્ણ કરનારા આપના ચરણારવિંદને સુખથી સેવે છે, પરન્તુ હે વિશ્વેશ્વર! જેઓ યોગથી તથા કર્મથી અભિમાની થઇને તમારાં ચરણને સેવતા નથી, તેઓ તમારી માયાવડે પરાભવ પામેછે. તમારા ભક્તો તમારી કૃપાથીજ કૃતાર્થ થઇ જાયછે. હે શ્રીકૃષ્ણ! હે સર્વના બંધુ! જેઓને તમારા વિના બીજું શરણ નથી એવા દાસ લોકોને તમે પોતે વશ થઇને રહો તેમાં આશ્ચર્ય શું? કેમકે બ્રહ્માદિક દેવતાઓ જેમના ચરણપીઠમાં પોતાના મુકુટોની અણીઓને ઘસેછે, એવા આપે રામાવતારમાં વાનરોની સાથે પ્રેમથી મિત્રતા

સ્વીકારી હતી. માટે આપ કે જે આશ્રિતોને સર્વ પુરુષાર્થ આપનારા છો, સર્વ પ્રાણીઓના આત્મા હોવાથી પરમ પ્રિય છો, અને ઇશ્વર હોવાથી ભજવા યોગ્ય છો, તે આપનો ત્યાગ કરીને કયો પુરુષ ઐશ્વર્યને માટે તથા મોક્ષને માટે, બીજા દેવતાઓને અથવા તો ધન, જ્ઞાન વિગેરે સાધનોને સેવે? તમે બલી અને પ્રહ્લાદ આદિક ઉપર જે ઉપકાર કર્યોછે, તથા અંતર્યામીપણાથી ભક્તોનો જે ઉપકાર કર્યો છે તે ઉપકારને જે પુરુષ જાણેછે, તે કદી પણ આપનો ત્યાગ કરીને બીજાને સેવતો નથી. તમારી સેવા કરતાં તમે સ્વર્ગાદિક સુખ આપો તોપણ કયો પુરુષ તે સુખને સેવે? કારણકે, સ્વર્ગાદિક સુખો કેવળ વિષયભોગ માટે અને તમારું વિસ્મરણ કરાવવા માટે છે. અમે તમારા ચરણની રજનું સેવન કરનારા છીએ, તે અમને અધર્માદિક સાધનો કર્યા વિના પણ કઇ વસ્તુ મળે નહીં? સર્વ વસ્તુ મળે. હે ઇશ્વર! આપ બહાર આચાર્યથી અને અંદર અંતર્યામી-રૂપથી રહીને, સર્વ પ્રાણીઓની વિષય વાસનાનો નાશ કરો છો, અને તેઓને પોતાનું સ્વરૂપ દેખાડોછો, અને આપે કરેલા ઉપકારને સંભારતા તથા પરમ આનંદમાં આવી ગયેલા તે બ્રહ્મવેત્તાઓ, બ્રહ્માના આયુષ્ય જેટલા કાલથી પણ આપના ઉપકારનો બદલો વાળી શકતા નથી. આપના

ઉપકારનો બદલો આપની આત્યંતિક સેવાથીજ વાળી શકાય છે.

શ્રીશુકદેવજી કહેછે—હે રાજા! ઉદ્ધવજીએ પ્રીતિવાળા મનવડે ઉપર પ્રમાણે પૂછ્યું, એટલે જગતરૂપી રમકડાનીસાથે ક્રીડા કરતા અને પોતાની સત્વ, રજ તથા તમોગુણરૂપી શક્તિઓથી બ્રહ્મા, વિષ્ણુ અને મહેશરૂપી ત્રણ મૂર્તિને ધારણ કરનારા, સર્વ લોકના સ્વામી શ્રીકૃષ્ણ ભગવાન્ હાસ્ય કરતા પ્રેમથી નીચે પ્રમાણે બોલ્યા.

શ્રીભગવાન્ બોલ્યા—હે પરમ પ્રિય ઉદ્ધવ! હવે હું તમને મારા ઘણાજ મંગળમય ધર્મો કહુંછું કે જે ધર્મોને, શ્રદ્ધાથી પાળનારો મનુષ્ય બીજા ઉપાયોથી જીતી શકાય નહીં તેવા સંસારને જીતેછે. મારું સ્મરણ કરતાં કરતાં સર્વ કર્મો મારે માટેજ કરવાં, અને ધીરે ધીરે મનને તથા ચિત્તને મારે વિષે લગાડવાં, તથા મારા ધર્મો ઉપરજ મનની તથા ચિત્તની પ્રીતિ રાખવી. મારા ભક્તોએ અને મહાત્માઓએ સેવેલા પવિત્ર દેશોમાં નિવાસ કરવો. દેવો, અસુરો તથા મનુષ્યોમાં ઉત્પન્ન થયેલા મારા ભક્તોનાં આચરણોને અનુસરવું. પોતે એકલાએ અથવા તો ભક્તોની સાથે મળીને, ચક્રવર્તીની વિભૂતિઓવડે, તથા નૃત્ય અને સંગીત-

વડે પર્વણીને દિવસે મારે માટે યાત્રાઓ અને મહોત્સવો કરાવવા. નિર્મળ અંતઃકરણવાળા ભક્તે સર્વ પ્રાણીઓમાં, અને પોતાને વિષે બહાર તથા અંદરના ભાગમાં મનેજ વ્યાપી રહેલો જોવો. કારણકે હું આકાશની પેઠે અસંગ હોવાથી સર્વમાં રહ્યાછતાં પણ, આવરણરહિત છું અને બહાર તથા અંદર પરિપૂર્ણરૂપે રહેલોછું. હે મહાકુશળ ઉદ્ધવ! જે મનુષ્ય મારા કહેવા પ્રમાણે કેવળ જ્ઞાનનો આશ્રય કરીને, તથા સર્વ પ્રાણીઓને મારારૂપ માનીને તે સર્વનો સત્કાર કરેછે, તેને હું પંડિત માનુંછું. જે મનુષ્ય બ્રાહ્મણમાં અને ઢેડમાં, ચોરમાં અને દાતામાં, સૂર્યમાં અને તણખામાં, તથા શાંતમાં, અને ક્રુરમાં, સમદૃષ્ટિ કરેછે, અર્થાત્ તે સર્વને બ્રહ્મરૂપે જુવેછે તેને પંડિત જાણવો. જે પુરુષ સર્વ મનુષ્યોમાં વારંવાર મારી ભાવના કરેછે, તે મનુષ્યને સમાન સાથે સ્પર્દ્ધા, ચઢીયાતા સાથે ઇર્ષ્યા, હલકાઉપર તિરસ્કાર અને પોતાને થયેલા અહંકાર થોડાકાળમાં નાશ પામેછે. ઉપહાસકરનારા પોતાના મિત્રોને દેહાભિમાનથી થતા, 'અમુક ઉત્તમ છે તો અમુક નીચ છે' આવા વિચારોને તથા તેથી થતી લજ્જાને ત્યાગ કરીને, કુતરાં, ચંડાળ, બળદ અને ગધેડાં સૂધીનાં સર્વ પ્રાણીઓને પૃથ્વી ઉપર પડીને દંડવત્ પ્રણામ કરવા. જ્યાંસૂધી

સર્વ પ્રાણીઓવિષે મારી ભાવના ઉત્પન્ન થાય નહીં, ત્યાંસુધી ઉપર કહેવા પ્રમાણે વાણી, મન તથા કાયાની વૃત્તિઓથી મારી ઉપાસના કર્યા કરવી. આપ્રમાણે ઉપાસના કરવાથી મનુષ્યને આખું જગત્ બ્રહ્મરૂપ ભાસેછે, અને ઇશ્વરબુદ્ધિ થવાથી બ્રહ્મવિદ્યા મળે છે; બ્રહ્મવિદ્યાનો લાભ થવાથી સર્વ સંશય ટળીને, આખું જગત્ બ્રહ્મરૂપ દેખાય, એટલે સર્વ ક્રિયાથી ઉપરામ પામવું. મન, વાણી અને કાયાની વૃત્તિઓથી સર્વ પ્રાણીઓ ઉપર મારો ભાવ કરવો, એ ઉપાયને હું સર્વ ઉપાયોમાં શ્રેષ્ઠ ઉપાય માનું છું. હે ઉદ્ધવ! મારા આવા નિષ્કામ કર્મો કરતી વેળા કદાચ તેમાં ભૂલ થઈ જાયછે, તોપણ કંઇ હાનિ થતી નથી, કારણકે, નિર્ગુણપણાંને લીધે નિષ્કામ ધર્મજ ઉત્તમ છે, એમ મેં નિશ્ચય કર્યોછે. હે ઉત્તમ ભક્ત ઉદ્ધવ! ભય તથા શોકાદિકથી થતા, ભાગવા, નાશવા જેવા લૌકિક પરિશ્રમ નિરર્થક છે, પણ જો માયાથી પર એવો જે હું, તેને વિષે તે અર્પણ કરવામાં આવે તો તે પણ, ધર્મરૂપજ થઇ પડેછે અર્થાત્ મને ઉદ્દેશીને નિષ્કામપણે કરવામાં આવતી ક્રિયામાં વિઘ્ન આવતું નથી. મિથ્યા તથા પરિણામે નાશવંત એવા મનુષ્યદેહવડે, આ જન્મમાંજ સત્ય તથા અવિનાશી એવા મારા સ્વરૂપને પામવું, એ બુદ્ધિમાંનોની બુદ્ધિ અને

વિવેકીઓનો વિવેક છે. મેં બ્રહ્મજ્ઞાનનો સંપૂર્ણ સંગ્રહ જે દેવતાઓને દુર્લભ છે, તે ટુંકામાં અને વિસ્તારથી તમને કહી બતાવ્યો, મેં અત્યંતસ્પષ્ટ યુક્તિયોવાળું જ્ઞાન તમારી આગળ વારંવાર કહ્યું. આ વિષય જાણવાથી પુરુષ સંશય રહિત થઇને સંસારના બંધનમાંથી છૂટેછે. મેં કહેલા જ્ઞાનના વિષયોને જાણવા તો એક તરફ રહ્યા, પરંતુ જે પુરુષ તારા અને મારા પ્રશ્નોત્તરરૂપી આખ્યાનને પણ મનમાં વિચારે, બીજાને સંભળાવે અને સાંભળે તે પણ વેદના રહસ્યરૂપી સનાતન એવા પરબ્રહ્મને પામેછે. વળી જે પુરુષ મારા ભક્તોને આ જ્ઞાન સંપૂર્ણ સંભળાવે, તે બ્રહ્મવિદ્યાના ઉપદેશ કરનારાને હું પોતે મારું પોતાનું સ્વરૂપ આપુંછું. જે પુરુષ અત્યંત પવિત્ર તથા બીજાઓને પણ પવિત્ર કરનારાં, આ આખ્યાનનો રોજ રોજ પાઠ કરેછે, તે પુરુષ જ્ઞાનરૂપી દીવાથી મારું સ્વરૂપ બીજાને દર્શાવીને પવિત્ર થાયછે. જે મનુષ્ય સાવધાન થઇ નિરંતર શ્રદ્ધાથી આખ્યાન સાંભળે, તે મારેવિષે પરમ ભક્તિ પ્રાપ્ત કરીને કર્મોથી બંધાતો નથી. હે મિત્ર ઉદ્ધવ! તમે પરબ્રહ્મને યથાર્થ રીતે સમજ્યા? અને તમારા મનમાં ઉત્પન્ન થયેલો મોહ તથા શોક નાશ પામ્યા? તમારે આ જ્ઞાન દાંભિકને, નાસ્તિકને, શૂદ્રને, શઠને, સેવા ન કરનારાને, અભક્તને

અને ઉદ્ધતને આપવું નહીં. પરંતુ ઉપર કહેલા દોષોથી રહિત, બ્રાહ્મણોને માન આપનારા, પ્રિય, સદ્‌ગુણી તથા પવિત્ર મનુષ્યને આ જ્ઞાન આપવું; તેમજ સ્રીઓને અને શૂદ્રોને પણ જો ભક્તિ હોય તો આ જ્ઞાન આપવું. જેમ અત્યંત મધુર એવું અમૃત પીધા પછી બીજું કંઇ પણ પીવાનું રહેતું નથી, તેમ આ સર્વ જાણીને જિજ્ઞાસુને કંઇ પણ જાણવાનું બાકી રહેતું નથી. હે ઉદ્ધવ! બીજાં જાણવા યોગ્ય સાધનો ઘણાં છે, પરંતુ તે સર્વ અભક્તોને માટે છે. પરંતુ તમે તો મારા ભક્ત છો. તમને તો જ્ઞાન, કર્મ, યોગ, ખેતીવાડી વિગેરે વ્યાપાર તથા રાજનીતિ વિગેરેથી મનુષ્યોને ધર્મ, અર્થ, કામ તથા મોક્ષરૂપી જે ચાર પુરુષાર્થો મળેછે, તે ચાર પુરુષાર્થ હું પોતે છું. માટે તમે મારું શરણ ગ્રહણ કરો. મનુષ્ય જ્યારે સર્વ કર્મો ત્યાગ કરીને પોતાનો આત્મા મને અર્પણ કરેછે, ત્યારે મને તેનું પરમ કલ્યાણ કરવાની ઇચ્છા થઇ, કે તે મનુષ્ય બ્રહ્મવેત્તાપણું પામતો થકો મારી સાથે એકતા પામવા માટે સમર્થ થાયછે.

———:૦:———

# સેવા કરવાની રીતી.

## અંબરીષ રાજા વિષે.

શ્રી શુકદેવજી કહે છે—હે પરીક્ષિત ! મહાભાગ્યશાળી અંબરીષરાજા સાત દ્વીપવાળી પૃથ્વી, અવિનાશી લક્ષ્મી તથા પૃથ્વી ઉપરના અતુલ વૈભવો, આ સર્વ બીજા પુરુષોને મળવા અતિ દુર્લભ વૈભવોને સંપાદન કરીને 'આ સર્વ વૈભવ અંતે નાશવંત છે' એમ જાણનાર અંબરીષ રાજા તે સર્વ વૈભવોને સ્વપ્ના સમાન માનવા લાગ્યો; કારણકે જે વૈભવોને લીધે પુરુષ મોહમાં પડેછે. આમ ધારીને તે રાજા ભગવાન્ વાસુદેવ ઉપર, તથા તેમના સદાચારવાળા ભક્તો ઉપર, પરમ ભાવ રાખવા લાગ્યો, કે જે ભાવથી આ વિશ્વ મૃત્તિકા જેવું અતિ તુચ્છ જણાયછે. તે રાજાએ મનને શ્રીકૃષ્ણ પ્રભુના ચરણારવિંદમાં લગાડયું હતું, વચનોને ભગવાનના ગુણો વર્ણન કરવામાં લગાડયા હતા, બે હાથને શ્રીહરિના મંદિરોમાં, વાળવા લીંપવા વિગેરે ક્રિયા કરવામાં લગાડયા હતા, કાનને ભગવાનની ઉત્તમ કથા સાંભળવામાં લગાડયા હતા, બે નેત્રોને ભગવાનની મૂર્તિ-

વાળાં મંદિરોનાં દર્શન કરવામાં લગાડયા હતા, અંગ-સંગનો ભગવાનના ભક્તોનાં શરીરોનો સ્પર્શ કરવામાં ઉપયોગ કરતો હતો, ઘ્રાણેંદ્રિયનો તેના ચરણારવિંદમાં રહેલાં તુળસીની સુગંધ લેવામાં ઉપયોગ કરતો હતો, જિહ્વાનો ભગવાનનું નૈવેદ્ય ગ્રહણ કરવામાં ઉપયોગ કરતો હતો, બે ચરણોનો ભગવાનના ક્ષેત્ર વિષે જવામાં ઉપયોગ કરતો હતો, મસ્તકનો ભગવાનના ચરણને પ્રણામ કરવામાં ઉપ-યોગ કરતો હતો, પુષ્પની માળાઓનો અને ચંદન આદિનો વિષય, સુખની ઇચ્છા પૂર્ણ કરવામાં ઉપયોગ કરતો નહતો, પરંતુ ભગવાનની સેવા કરવામાં ઉપયોગ કરતો હતો, અને પવિત્ર કીર્તિવાળા ભગવદ્‌ભક્ત વિષે જેમ પ્રીતિ થાય તેમ સર્વ કાર્ય કરતો હતો. સર્વમાં આત્મા છે, આવો વિચાર કરનારા અંબરીષ રાજા, ઉપર કહ્યા પ્રમાણે નિરંતર પોતાના સર્વ કાર્યો ઇંદ્રિયોથી જણાય નહીં એવા, માયાથી પર ભગવાન્ અધિયજ્ઞને અર્પણ કરતો થકો, ભગવાનના ભક્ત એવા બ્રાહ્મણોના કહ્યા પ્રમાણે આ પૃથ્વી ઉપર રાજ્ય કરતો હતો.

——:૦:——

# વ્યભિચાર વિષે.

શ્રી ગુરુ દત્તાત્રેય કહે છે—હે રાજા! પૂર્વે વિદેહ નગરમાં પિંગલા નામની એક વેશ્યા રહેતી હતી. તે પિંગળા નામની વેશ્યા એક દિવસે પુરુષને, પોતાના રતિમંદિરમાં લઇ જવા માટે સારી રીતે શણગાર ધારણ કરીને, સાંજને વખતે પોતાના ઘરના બારણાના બહારના ભાગમાં બેઠી. તે ધનની ઇચ્છાવાળી વેશ્યા માર્ગમાં આવતા ધનાઢય પુરુષોને જોઇને, તે જાણતી હતી કે આ નરો—પુરુષો મને ધન આપશે તથા મારી સાથે સુરત કરશે. આવેલા પુરુષો પાછા ગયા પછી પેલી સંકેતવૃત્તિથી આજીવિકા કરનારી વેશ્યા, વિચાર કરવા માંડી કે:—વળી બીજો કોઇપણ ધનાઢય પુરુષ વિશેષ ધન આપનારો મારી પાસે આવશે, આવી દુષ્ટ આશાથી તે વેશ્યાની નિદ્રા ઉડી ગઇ, અને બારણાના બહારના ભાગમાં બેઠેલી તે વેશ્યા ઘડીકમાં અંદર આવતી અને ઘડીકમાં પાછી બહાર નીકળતી હતી, આ પ્રમાણે કરતાં કરતાં મધ્ય રાત્રિ વીતિ ગઇ. આ રીતે ધનની આશાથી તેનું મન, દીન થઇ પડયું, મુખમાં શોષ પડવા માંડયો અને મહા ખેદ થવા માંડયો ને તે ખેદથી હવે આ ધંધો ત્યાગ કરવો, એજ સારું છે, આવી ચિન્તાને લીધે

સુખકારક મોટો ખેદ થયો. જેના મનમાં ખેદ થયો હતો એવી રાંક મનની તે વેશ્યાએ, તે સમયે ગીત ગાયું હતું, તે હું તમને કહું છું તે સાંભળોઃ—પુરુષોને જે નિર્વેદ એટલે હવે ઘણું થયું, આવી બુદ્ધિ થાય છે, તે આશારૂપી પાપોને કાપી નાંખવામાં તરવાર સમાન છે. હે રાજા! જ્યાં સૂધી નિર્વેદ ઉત્પન્ન થતો નથી, ત્યાંસૂધી પુરુષ દેહના બંધનને ત્યાગ કરવાની ઇચ્છા કરતો નથી. દૃષ્ટાંતમાં જેમ વિજ્ઞાનરહિત અવિવેકી મનુષ્ય, મમતાનો ત્યાગ કરી શકતો નથી, પરંતુ વિવેક થયા પછી તેજ તેનો ત્યાગ કરે છે. પિંગળા ખિન્ન થઇને ગાય છે—અરેરે!!! હું અવિવેકી હોવાથી મનને આધીન છું, મારા મોહનો વિસ્તાર તો જુઓ; જે મોહને લીધે હું મૂર્ખ એક હલકા પુરુષની પાસેથી કામનાની ઇચ્છા રાખુ છું. આ અપરોક્ષ, અન્તર્યામી, નિત્ય પાસે રહેનારા, ધન આપનારા તથા આનન્દ આપનારા ઇશ્વરનો ત્યાગકરીને, કામના ન પૂરનારા પરન્તુ દુઃખ, શોક, મોહ વિગેરે આપનારા હલકા પુરુષને હું મૂર્ખી સેવુંછું. અરેરે!!! હું સ્ત્રીલંપટ, લોભી તથા શોક કરવા યોગ્ય પુરુષને મારું શરીર વેચી, તેની પાસેથી રતિની તથા ધનની ઇચ્છા રાખુંછું, અને સંકેતની વૃત્તિરૂપી અતિ નીચ ધંધાવડે હું મારા અંતઃકરણને વૃથા સંતાપમાં

નાંખું છું. પુરુષનું શરીર એ એક ઘર છે, જેમાં વળાઓ, વળીઓ અને આડસરો હાડકાંઓનાં બનેલાંછે, અને તેની અંદર વિષ્ઠા તથા મૂત્ર ભરેલું છે, જેના ઉપરનો ભાગ ચામડાંથી, રુંવાડાથી તથા નખોથી મઢેલો છે. આવા પુરુષને મારા વિના બીજી કઇ સ્ત્રી પતિ સમજીને સેવે? આ મહાજ્ઞાની વિદેહ રાજાની નગરીમાં હુંજ એક મંદ-બુદ્ધિવાળી અને દુષ્ટ છું, કારણકે હુંજ સ્વસ્વરૂપને આપનારા તથા અંતર્યામી એવા અવિનાશી પરમાત્માનો ત્યાગ કરીને ભોગની ઈચ્છાકરું છું. વિચાર કરતાં તો આ ઇશ્વરજ, પ્રાણીઓના મિત્ર તથા પરમ પ્રિય આત્મા-રૂપ છે, માટે હું મારા મનવડે તેમનેજ વેચાતા લઈને હવે લક્ષ્મીની પેઠે તેમની સાથે વિહાર કરું. વિષયો, વિષયો આપનારા પુરુષો તથા દેવતાઓ આદિ તથા અંતવાળા અને કાળના મુખમાં પડેલાછે, તેઓએ મારું ભાર્યાનું શું હિત કર્યુંછે? કંઇ પણ કર્યું નથી, માટે આલોક તથા પર-લોકમાં ઇશ્વર વિના બીજો કોઇ પણ સેવા કરવા યોગ્ય નથી. પૂર્વ જન્મના કોઇ પણ શુભ કર્મને લીધે આજે ભગવાન્ વિષ્ણુ મારા ઉપર ખરેખર પ્રસન્ન થયાછે, આ દુઃખકારક આશા ઉપર મને સુખકારી વૈરાગ્ય ઉત્પન્ન થયો. મારું ભાગ્ય મંદ હોત તો મને આ રીતે વૈરાગ્ય આપનારા ક્લેશો થાત નહીં,

જે વૈરાગ્યને લીધે પુરુષ, ઘર વિગેરે સર્વ પરિવારનો ત્યાગ કરીને શાંતિ પામેછે. માટે પ્રભુએ આ વૈરાગ્ય આપવારૂપી જે મારા ઉપર ઉપકાર કર્યોછે, તેને હું મારા માથા ઉપર ચઢાવું છું, અને પામર મનુષ્યોની સાથે રહેલી દુષ્ટ વાસનાઓનો ત્યાગ કરીને તે ઇશ્વરને શરણે જાઉંછું. તેમ હવે હું સંતોષ રાખીશ અને આ વિષય ઉપર શ્રદ્ધા રાખીશ, જે કંઇ મળશે, તેનાથી આજીવિકા ચલાવીશ અને આત્મારૂપી પતિની સાથેજ વિહાર કરીશ. કારણકે સંસારરૂપી કૂવામાં પડેલા, વિષયોથી આંધળાં થયેલા અને કાળરૂપી સર્પથી ગળાયલા જીવનું, ભગવાન્‌વિના બીજો કોણ રક્ષણ કરવાને સમર્થ છે? હું કંઇ રક્ષા કરવાની આશાથી શ્રીહરિને ભજીશ નહીં, કારણકે જીવ જ્યારે આ જગતને કાળરૂપી સર્પથી ગળાયલું જુવેછે, અને તેનાથી સાવધાન થઇને આલોકના અને પરલોકના ભોગથી વૈરાગ્ય પામેછે, ત્યારે પોતેજ પોતાનું રક્ષણ કરવાને સમર્થ થાયછે, માટે હું તો કેવળ પ્રેમથીજ ભગવાનને ભજીશ.

શ્રીગુરુદત્તાત્રેય કહેછે—તે પિંગલા વેશ્યા ઉપર પ્રમાણે નિશ્ચયકરીને, જારની આશાથી ઉત્પન્નથયેલી દુષ્ટ આશા કાપી નાંખી, શાંત થઇને શય્યામાં સૂતી. આ વાતમાંથી મેં એ સાર

ગ્રહણ કર્યો કે, આશા રાખવી એજ મોટું દુ:ખ છે અને નિરાશા રાખવી એજ મોટું સુખ છે; કારણકે પિંગળા જારની આશા છોડી દીધા પછીજ સુખે કરીને સૂતી હતી.

——:o:——

## ભક્તીની ઉત્તમત્તા વિષે.

ઉદ્ધવજી પૂછે છે—હે શ્રીકૃષ્ણ! વેદ જાણનારાઓ ઘણાં સાધનો કહેછે, તો તે પ્રત્યેક સાધનોને મુખ્ય જાણવાં કે તેઓમાં એક સાધનને મુખ્ય જાણવું? હે સ્વામિ! આપે કહ્યું કે, નિષ્કામ એવો ભક્તિયોગ ઉત્તમ સાધન છે, કે જેને લીધે સર્વ ઉપરથી આસક્તિને ઉઠાડીને આપને વિષે મન પ્રવેશ કરે. પણ બીજાઓ વળી બીજાં સાધનો કહેછે માટે હું પૂછું છું કે, પ્રત્યેક સાધનો ફળ આપવામાં મુખ્ય છે કે, કેટલાંએક સાધનો મુખ્ય છે અને કેટલાંએક સાધનો ગૌણ છે? પ્રત્યેક સાધનો જો ફળદાયી છે, તો તે સર્વે સમાન ફળ આપેછે કે ઓછાં વધતાં ફળ આપેછે? આનો ઉત્તર આપો.

શ્રીભગવાન્ બોલ્યા—ભક્તિજ સર્વ કરતાં શ્રેષ્ટ ફળ આપેછે, માટે તે ઉત્તમ છે અને બીજાં સાધનો તો લોકોએ પોતપોતાની બુદ્ધિ પ્રમાણે અજ્ઞાનથી કલ્પી કાઢેલાંછે, અને તે ક્ષુદ્ર ફળ આપેછે. કાળે કરીને પ્રલય સમયે નાશ પામેલી

આ વેદ નામની વાણી, મેં પૂર્વે બ્રહ્માને કહીહતી, જે વાણીમાં મારું મનન કરાવનારો ધર્મ રહેલોછે, તે વેદાત્મક વાણી બ્રહ્માએ પોતાના વડા પુત્ર મનુને કહી હતી, અને તેમની પાસેથી ભૃગુ વિગેરે સાત મોટા બ્રહ્મર્ષિઓ શિખ્યા હતા. તે પ્રજાપતિઓની પાસેથી તેઓના પુત્ર દેવતાઓ, દાનવો, યક્ષો, મનુષ્યો, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, કિંદેવો, કિંનરો, નાગો, રાક્ષસો, અને કિંપુરુષાદિકો શિખ્યા હતા. તેઓની પ્રકૃતિઓ, સત્વગુણ, રજોગુણ અને તમોગુણવાળી હોવાથી ઘણા પ્રકારની હોયછે, અને તે વાસનાઓને લીધે પ્રાણીઓનાં જૂદાં જૂદાં શરીરો, તથા ભિન્ન ભિન્ન બુદ્ધિઓ થયેલી છે, તે સર્વ લોકોએ પોતપોતાની બુદ્ધિ અનુસાર, વેદના ભિન્ન ભિન્ન અર્થો કર્યાછે, આપ્રમાણે કેટલાએક મનુષ્યોની બુદ્ધિઓ સ્વભાવના વિચિત્રપણાને લીધે જૂદી હોય છે. કેટલાએક મનુષ્યો ભણેલા નહોય છતાં, પણ ઉપદેશની પરંપરાને લીધે તેઓની બુદ્ધિઓ જૂદીજ હોયછે; અને કેટલાએકની બુદ્ધિઓ વેદવિરુદ્ધ પાખંડ મતને અનુસરનારી હોયછે. હે પુરુષ શ્રેષ્ઠ ઉદ્ધવ ! આ પ્રમાણે મારી માયાવડે મોહિત બુદ્ધિવાળા પુરુષો પોતાના કર્મો, અને પોતાની ઇચ્છા પ્રમાણે નાના પ્રકારનાં કલ્યાણનાં સાધનો કહેછે. મીમાંસક લોકો ધર્મને; સાહીત્ય શાસ્ત્રીઓ યશને; વાત્સ્યાયનાદિક કામશાસ્ત્રીઓ, કામને;

યોગશાસ્ત્રીઓ સત્ય, દમ અને શમને; રાજનીતિ રચનારાઓ ઐશ્વર્યને; ચાર્વાક મતાનુયાયી લોકો દાનને અને ભોગને; તથા બીજા કેટલાએક યજ્ઞ, તપ, દાન, વ્રત, નિયમ તથા યમને પુરુષાર્થ કહે છે. આ સર્વ પુરુષોને કર્મ કરવાથી જે લોકો મળે છે, તે લોકો આદિ અને અંતવાળા, પરિણામે દુઃખદાયી, તુચ્છ આનંદવાળા અને શોકથી વ્યાપ્ત હોયછે. હે સભ્ય ઉદ્ધવ! માટે ભક્તિ સર્વ કરતાં શ્રેષ્ઠ છે. મારે વિષે ચિત્ત રાખનારા તથા બીજા સર્વ વિષયો ઉપર તૃષ્ણારહિત થયેલા પુરુષને મારા પર આનન્દ સ્વરૂપની સ્ફુરણાથી જે સુખ મળેછે, તે સુખ વિષયોમાં લાગી રહેલા પુરુષોને કયાંથી મળે? બીજાઓને જ્યારે સાવધિક સુખ મળે છે, ત્યારે મારા ભક્તને સંપૂર્ણ સુખ મળેછે. કોઇપણ વસ્તુની દરકાર ન કરનારા, અતિંદ્રિયોનો નિગ્રહ કરનારા, શાંત, સમદૃષ્ટિવાળા અને મારા ધ્યાનવડેજ મનમાં સંતોષ રાખનારા પુરુષને સર્વ દિશાઓ સુખકારી થઇ પડેછે. મારે વિષે મનને અર્પણ કરનારા ભક્તજનો મારા વિના બીજા બ્રહ્માની પદ્વીને, ઇન્દ્રના આસનને ચક્રવર્તીપણાને, પાતાલના રાજ્યને, પોતાની સિદ્ધિઓને અથવા તો મુક્તિને એમ કોઇ પણ પદાર્થને ઇચ્છતા નથી. હે ઉદ્ધવ! મને આપ જેવા પ્રિય લાગો છો, તે પ્રમાણે બ્રહ્મા મારા પુત્ર છતાં પણ પ્રિય

લાગતા નથી. શંકર મારા સ્વરૂપ છતાં પણ મને પ્રિય લાગતા નથી. બલભદ્ર ભાઇ છતાં પણ મને પ્રિય લાગતા નથી, લક્ષ્મીજી પ્રિય પત્ની છતાં પણ મને પ્રિય લાગતાં નથી, તેમજ મને મારું પોતાનું શરીર પણ પ્રિય લાગતું નથી. હું તૃષ્ણા વિનાના, શાંત, વૈર વિનાના, અને સમ દૃષ્ટિવાળા મારા ભક્તના ચરણની રજવડે મારા આત્માને પવિત્ર કરું એવી ઇચ્છાથી પાછળ પાછળ ફરું છું. કોઇ પણ વસ્તુનો સંગ્રહ ન કરનારા, મારા ઉપર સ્નિગ્ધ મન રાખનારા, શાંત, નિરભિમાની, સર્વ જીવો ઉપર પ્રેમ રાખનારા, તથા વિષયોએ જેઓના મનનો સ્પર્શ કર્યો નથી, એવા મારા ભક્તો મને પ્રસન્ન કરેછે, તેઓજ નિષ્કામ સુખને જાણેછે, બીજાઓ જાણતા નથી. આ ઉત્તમ ભક્તની વાત કહી, પરંતુ મારો પ્રાકૃત ભક્ત પણ કૃતકૃત્ય હોયછે. ઇંદ્રિયાધીન મારા પ્રાકૃત ભક્તને વિષયો પોતાના તરફ ખેંચે છે, તોપણ તે ઘણું કરીને સમર્થ એવી ભક્તિવડે વિષયોથી પરાભવ પામતો નથી. હે ઉદ્ધવ! મોટી ઝાળવાળો અગ્નિ જેમ કાષ્ઠને બાળીને ભસ્મ કરેછે, તેમ મારી ભક્તિ પણ સર્વ પાપોને બાળીને ભસ્મ કરેછે. વળી વૃદ્ધિ પામેલી મારી ભક્તિ મને જે પ્રમાણે મને યોગ, સાંખ્ય, ધર્મ, વેદાધ્યયન, તપ અથવા તો દાન પણ વશ કરતાં નથી. સર્વમાં પ્રિય

આત્મારૂપ હું કેવળ શ્રદ્ધાથી કરેલી ભક્તિવડેજ, સત્પુરૂષને વશ થાઉં છું; તેમજ મારી ભક્તિ, ચંડાળોને પણ જાતિદોષમાંથી પવિત્ર કરેછે. સત્ય અને દયાવાળો ધર્મ, તથા તપવાળી વિદ્યા, પણ મારી ભક્તિથી રહિત ચિત્તને સંપૂર્ણ રીતે પવિત્ર કરતાં નથી. શરીરમાં જ્યાંસૂધી રૂંવાડાં ઉભાં થાય નહીં, ચિત્ત પીગળી જાય નહીં, તથા આનંદાશ્રુનાં ટીપાંઓ પડે નહીં, ત્યાંસૂધી ભક્તિ કેવી રીતે જાણવામાં આવે ? અને ભક્તિવિના અંતઃકરણ કેવી રીતે શુદ્ધ થાય ? જે પુરૂષની વાણી ગળગળી થઇ જાય, મન વારંવાર પીગળી જાય તથા જે પુરૂષ લજ્જા મૂકીને કોઇ વેળા રડે, તો કોઇ વેળા હસે, કોઇ વેળા ઉંચા સ્વરથી ગાય તો કોઇ વેળા નાચવા માંડે, તેને મારો ભકત જાણવો, અને તે મારી ભક્તિવાળો પુરૂષ જગતને પવિત્ર કરેછે. સુવર્ણ જેમ અગ્નિમાં તપાવવાથી પોતાના મેલનો ત્યાગ કરેછે, અને પાછું પોતાના મૂળ સ્વરૂપને પામેછે, તેમ ચિત્ત પણ મારી ભક્તિના યોગથી પોતાની કર્મવાસનાઓનો ત્યાગ કરીને પાછું મારારૂપ થાયછે. મારી પવિત્ર કથાઓ સાંભળવાથી તથા તેઓનું વર્ણન કરવાથી જેમ જેમ ચિત્ત સ્વચ્છ થતું જાયછે, તેમ તેમ સૂક્ષ્મ વસ્તુરૂપ પરબ્રહ્મ તેના જોવામાં આવેછે. દૃષ્ટાંતમાં જેમ જેમ આંજણ આંજવાથી નેત્ર નિર્મળ થતાં જાયછે, તેમ

તેમ તે ઝીણી વસ્તુ જોઇ શકેછે. જે મનુષ્ય વિષયોનું ચિંતન કર્યા કરેછે, તેનું ચિત્ત વિષયોમાં લાગી રહેછે, તેમ મારું સ્મરણ કરનારાનું ચિત્ત મારે વિષે લાગી રહેછે. બીજાં સાધનો તથા બીજાં ફળો સ્વપ્નની તથા મનોરથની પેઠે મિથ્યા છે, માટે તેઓનો ત્યાગ કરીને મારા ભજનથી શુદ્ધ કરેલા ચિત્તને મારે વિષે સ્થિર કરો. સ્ત્રીઓનો તથા તેના સંગીઓનો સંગ ત્યાગ કરીને આત્મસ્વરૂપમાં નિષ્ઠ થવું, અને નિર્ભય તથા એકાંત સ્થળમાં બેસી આળસનો ત્યાગ કરીને મારું ધ્યાન કરવું. સ્ત્રીઓના સંગથી તથા તેઓના સંગી સ્ત્રીલંપટ પુરુષોના સંગથી, પુરુષને જેવું બંધન તથા જેવો ક્લેશ થાયછે, તેવું બંધન કે તેવો ક્લેશ, બીજાનો પ્રસંગ કરવાથી થાતો નથી; માટે કામશાસ્ત્રના માર્ગોનો ત્યાગ કરવો જોઇએ.

——:o:——

## ભગવદ્ ધ્યાન વિષે.

ઉદ્ધવજી પૂછેછે—હે કમલનયન! મને તો તમારા દાસ્યથી પુરુષાર્થનો લાભ થયો છે. પરંતુ મુમુક્ષુ પુરુષે આપનું કેવી રીતે ધ્યાન કરવું? તથા તમારા કેવા સ્વરૂપનું ધ્યાન કરવું? તે મને કહેવાને યોગ્ય છો.

શ્રીભગવાન્ કહેછે—બહુ ઉંચા નહીં, તેમ બહુ નીચા પણ નહીં, પરંતુ સરખા એવા દર્ભાસન ધાબળા વગેરે આસન ઉપર પોતાને અનુકૂળ પડે તેમ બેસવું, કાયાને સરખી રાખવી, ચિત્તનિ સ્થિરતામાટે દૃષ્ટિને પોતાના નાકની ડાંડી ઉપર રાખવી, અને બે હાથને પોતાના ખોળામાં રાખી, પૂરક, કુંભક તથા રેચકના ક્રમથી અથવાતો તેથી ઉલટા ક્રમથી, પ્રાણના માર્ગને શુદ્ધ કરવો, અને વિષયોમાં ઇન્દ્રિયોને જતી અટકાવીને, ધીરેધીરે એ પ્રમાણે અભ્યાસ કરવો. પ્રાણાયામ બે પ્રકારના છે, એક સગર્ભ અને બીજો ગર્ભરહિત. જેમાં ૐકાર હોય તે સગર્ભ પ્રાણાયામ કહેવાય. તે પ્રાણાયામનો વિધિ આપ્રમાણે છે. ૐકાર મૂળાધાર ચક્રથી માંડીને બ્રહ્મરંધ્રના છેડા સૂધી, કમળના નાળના તંતુની પેઠે સૂક્ષ્મ તથા અવિચ્છિન્ન રહેલોછે, તેને પ્રાણદ્વારા મનમાં પ્રગટ કરી, તેમાં ઘંટાના નાદ સરખો ઉદાત્તનાદ સ્થિર કરવો. આ પ્રમાણે પ્રતિ દિવસ સવાર, બપોર સાયંકાળે દશ દશ વાર ૐકાર સાથે પ્રાણાયમ કરે, તો તે પુરુષ એક મહિનામાં પ્રાણવાયુને વશ કરેછે. એ રીતે તમને ધ્યાનની રીતી કહી, હવે કેવા સ્વરૂપનું ધ્યાન કરવું તે કહુંછું; દેહમાં હૃદય કમળ છે, જે ઉંચા નાળવાળું, નીચા મુખનું અને કેળના પોટાની પેઠે બીડાયલું

હોય છે, તેને નીચા નાળવાળું, ઉંચા મુખવાળું ઉઘડેલું, આઠ પાંખડીવાળું તથા કળીવાળું ચિંતવવું અને તે કળીમાં સૂર્ય, ચંદ્ર તથા અગ્નિનું એમ ઉત્તરોત્તર ચિંતન કરૂવું અને ઉપર રહેલા અગ્નિ વિષે નીચે કહ્યા પ્રમાણે ધ્યાનના શુભવિષયરૂપ મારા સ્વરૂપનું ધ્યાન કરવું. સરખા અવયવવાળું, શાંત, સુંદર મુખવાળું, લાંબા અને સુંદર ચાર હાથવાળું, અત્યંત મનોહર, મનોહર કંઠવાળું, સુંદર કપાળવાળું, સ્વચ્છ તથા મંદ મંદ હસતું, કાનમાં પહેરવા સરખાં તથા ચળકાટ મારતાં મકરાકાર કુંડળોવડે શોભતું, સુવર્ણના જેવાં પીળાં વસ્ત્ર ધારણ કરનારું, મેઘના જેવું શ્યામ રંગનું, વક્ષઃસ્થળના જમણા પડખા ઉપર શ્રીવત્સને અને ડાબા પડખા ઉપર લક્ષ્મીને ધારણ કરનારું, શંખ, ચક્ર, ગદા અને પદ્મ ધારણ કરનારું, વનમાળાથી શણગારેલું, ઝાંઝરોથી શોભિતા ચરણવાળું, કૌસ્તુભની કાંતિવાળું, તેજસ્વી, મુગુટવાળું, કડાં, કટિમેખળા તથા બાજુબંધથી ચારે તરફ શણગારેલું, સર્વાંગસુંદર, હૃદયને ગમે તેવું, પ્રસન્ન મુખ અને નેત્રવાળું તથા અત્યંત કોમળ એવું મારું રૂપ ચિંતવવું; તે એ રીતે કે મારા સર્વ અંગોમાં મન રાખીને ચિંતવવું. ધીર પુરુષે ઉપર કહ્યા પ્રમાણે મનવડે ઇંદ્રિયોને તેના વિષયોમાંથી ખેંચી લઇ, બુદ્ધિરૂપી સારાથવડે મનને

મારાં સર્વ અંગો સહિત રહેલા મારા સ્વરૂપમાં ખેંચી જવું. કેવા સ્વરૂપનું ધ્યાન કરવું ? તે વાત કહી. હવે કેવા સ્વરૂપથી મિશ્ર સ્વરૂપનું ધ્યાન કરવું ? તે કહું છું. પ્રથમ સર્વ અંગોમાં વ્યાપ્ત થયેલા ચિત્તને ખેંચીને, એક એક અંગમાં જોડતાં જવું અને બીજાં બીજાં અંગોનું ધ્યાન ત્યાગ કરવું. આ રીતે પ્રત્યેક અંગનું ધ્યાન કરતાં કરતાં, છેવટે મંદ મંદ હસતા મુખનું ધ્યાન કરવું, અને તેમાં મનને ઘણી વાર સૂધી રાખવું, અને તે ચિત્ત મારામાં જ્યારે ઘણી વાર સૂધી સ્થિર થાય, ત્યારે તેમાંથી ખેંચીને પછી સર્વના કારણરૂપ મારા સ્વરૂપમાં ચિત્ત, લગાડવું, અને તેનું ધ્યાન મૂકીને, તેની આગળ રહેલા શુદ્ધ બ્રહ્મરૂપ થવું, અને પછી કોઇ પણ વસ્તુનું ધ્યાન કરવું નહીં, અર્થાત્ ધ્યાતા અને ધ્યેય, એ બન્ને વસ્તુનો ત્યાગ કરવો. આ પ્રમાણે સમાધિપર્યંત ધ્યાન કરનારો પુરુષ મને પોતાને વિષે જુવેછે. અને તેજમાં જેમ તેજને જુવે, તેમ સર્વાત્મક એવા મારા સ્વરૂપમાં પોતાને જોડાયલો જુવેછે. એ રીતે અત્યંત તીવ્ર ધ્યાનથી મનનું સમાધાન કરતાં યોગીનો અધિભૂત, અધિદૈવ અને અધ્યાત્મરૂપ, અથવા તો દૃશ્ય, દ્રષ્ટા તથા દર્શરૂપ ભ્રમ તુરત શાંત પડે છે.

———:૦:———

# ઇશ્વરનાં સ્વરૂપ વિષે.

પિપ્પલાયન નામના યોગેશ્વર કહેછે—હે રાજા ! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના જે કારણભૂત છે, છતાં જે પોતે કારણ રહિત છે તથા જે જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, એ ત્રણ અવસ્થામાં વ્યાપક છે, તેમ તેથી જૂદી સમાધિ વિગેરે અવસ્થામાં પણ વ્યાપક છે તથા દેહ, ઇંદ્રિયો, પ્રાણ અને મન જેમનાં ચૈતન્યથી ક્રિયામાં પ્રવૃત્તિ કરેછે, તે પરબ્રહ્મ પરમાત્મા છે, એમ જાણો. તણખા વિગેરે અગ્નિના અંશ ગણાયછે, તે જેમ અગ્નિને પ્રકાશ કરી શકતા નથી, તેમ બાળી પણ શકતા નથી; તેમ મન વિગેરેની વૃત્તિઓ પણ જડ છે, તેઓમાં આત્માનો પ્રકાશ દેખાય છે, તે વૃત્તિઓનો પ્રકાશક છે, પરંતુ વૃત્તિઓ તેને પ્રકાશ કરી શકતી નથી. તેમજ સ્વયં પ્રમાણભૂત વેદ પણ વાણીરૂપ છે તેથી આત્મતત્ત્વને સાક્ષાત્ કહી શકતા નથી, પણ જાણે તેનાથી આત્મતત્ત્વ કહેવાઇ જાતું હોય તેમ કહેછે. વેદો પોતેજ કહેછે કેઃ—'મન આદિ જેટલા જ્ઞાન કરવાવાળા પદાર્થો છે તેટલા આત્મતત્ત્વને પ્હોંચી શકતા નથી! આઉપરથી એમ સમજવું નહીં કે વેદો બ્રહ્મનું નિરૂપણ કરતા નથી.

શ્રુતિઓ કહેછે કેઃ—જે સ્થૂળ છે તે બ્રહ્મ નથી, જે સૂક્ષ્મ છે તે બ્રહ્મ નથી, જે વાણીથી બોલાયછે તે બ્રહ્મ નથી, ઈત્યાદિક વચનોથી વેદ જે નિષેધ કર્યોછે તે નિષેધને જે અવધિ છે તેને બ્રહ્મ જાણવો. જો અવધિ ન હોય તો નિષેધ પણ સિદ્ધ થઇ શકે નહીં. પ્રથમ પરબ્રહ્મ પોતે એકજ હતા ને પાછળથી સત્વ, રજ અને તમરૂપે થયા અને તેને ત્રણ પ્રકારના પ્રધાન કહેછે તથા તેનેજ ક્રિયા શક્તિને લીધે સૂત્ર, અને જ્ઞાન શક્તિને લીધે મહત્તત્ત્વ કહે છે, તથા જીવના ઉપાધિરૂપ અહંકાર પણ તેનેજ કહેછે. અને તે પછી ઇંદ્રિયોના દેવતાઓ, ઇંદ્રિયો, વિષયો તથા વિષયોના પ્રકાશરૂપે પણ એક પરબ્રહ્મજ ભાસેછે. તે બ્રહ્મ સર્વ સ્વરૂપથી પોતેજ ભાસે છે, માટે તે બ્રહ્મને પોતાની સિદ્ધિ માટે બીજા કોઇ પ્રમાણની આવશ્યક્તા નથી, અને ત્યાં કોઇ પણ પ્રમાણ પહોંચી શકતું નથી, તેથી બ્રહ્મ નથી આવી શંકા કરવી અઘટિત છે. આ આત્મા જન્મતો નથી, માટે તેને 'છે' એવો વિકાર હોતો નથી, તેમજ વધવું, ફેરફાર થવો, ઘટવું, અને મરવું, આ છ વિકારો આત્મામાં નથી, પરંતુ તે દેહાદિકના છે અને આત્મા તો તે દૈહિક વિકારોના સમયનો દ્રષ્ટા છે. માટે તેને વિકાર સંભવતો નથી. સર્વ દેશમાં તથા સર્વ કાળમાં અખંડ રીતે

ચાલ્યું આવતું જે જ્ઞાન, તેજ આત્મા ગણાયછે. કાળી વસ્તુનું જ્ઞાન થયું અને પીળી વસ્તુનું જ્ઞાન નાશ પામ્યું, આમાં જ્ઞાનનો નાશ થાય છે એમ જાણવું નહીં. કારણ કે જ્ઞાન તો એકજ રૂપ છે અને તે ઇંદ્રિયોના બળથી અનેક પ્રકારનું કલ્પાયેલું છે, તેથી અનેક આકારવાળી વૃત્તિઓ ક્ષણે ક્ષણે ઉત્પન્ન થાય અને નાશ પામેછે, પરંતુ જ્ઞાન તો અખંડ રહે છે. જરાયુજ, અંડજ, સ્વેદજ તથા ઉદ્‌ભિજ્જ શરીરો બદલાયા કરેછે, પરંતુ તેઓમાં રહેલા પ્રાણ તો એકજ સર્વ શરીરોમાં જીવની પાછળ જઇને વસેછે; તેમ અવસ્થા-ભેદે કરીને બદલાયા કરતા દેહોમાં આત્મા પણ એકનો એકજ રહેછે, પરંતુ તે બદલાતો નથી. માટે બ્રહ્મ જોકે સર્વ સ્વરૂપ છે, તોપણ વિકારો તેનો લેશ પણ સ્પર્શ, કરતા નથી. તે આત્મા જાગ્રત, સ્વપ્ન તથા સુષુપ્તિ નામની અવસ્થાઓમાં પણ નિર્વિકારજ રહેછે, જાગ્રતમાં ઇંદ્રિયો કાર્ય કરેછે અને સ્વપ્નાવસ્થામાં જાગ્રદવસ્થાના સંસ્કાર-વાળો અહંકાર કામ કરેછે, આપ્રમાણે આત્મા નિર્વિકાર છે, છતાં પણ વિકારવાળો હોય, તેવો જણાયછે. માત્ર સુષુપ્તિમાં ઇંદ્રિયોનો તથા અહંકારનો લય થાયછે, તેથી લિંગશરીરની ઉપાધી રહેતી નથી; તેને લીધે વિકારરહિત શુદ્ધ આત્માનો, નીચેની શ્રુતિ ઉપરથી અનુભવ થાયછે,

"હું સુખમાં સુતો હતો. મેં કંઇ પણ જાણ્યું નહીં." આવી સ્મૃતિ ઉપરથી સિદ્ધ થાયછે કે, સુષુપ્તિ અવસ્થામાં પણ સુખને જાણનારો તથા અજ્ઞાનને જાણનારો આત્મા છે અને જે સ્મૃતિ થાયછે તે અનુભવપૂર્વક થાયછે. કારણ કે જે વસ્તુ અનુભવમાં આવી ન હોય તે વસ્તુનું સ્મરણ થાય નહીં. સુષુપ્તિ અવસ્થામાં આત્માનો અનુભવ થયાં છતાં પણ પાછો જન્મમરણ રૂપી સંસાર આવેછે; તેનું કારણ એટલુંજ છે કે, તે સમયે પણ અવિદ્યા તથા તેના સંસ્કારો રહેછે. માટે ધન, પુત્ર, પ્રતિષ્ઠા વિગેરેનો ત્યાગ કરીને કેવળ, ભગવાનના ચરણનીજ ઇચ્છા કરવાની જે ભક્તિ ઉત્પન્ન થાયછે, અને તે ભક્તિથી જ્યારે ચિત્તના, અવિદ્યાથી તથા ગુણ, કર્મ વિગેરેથી થયેલા સંસ્કારરૂપી મળ નાશ પામેછે, ત્યારે ચિત્ત શુદ્ધ થાયછે, અને ચિત્તશુદ્ધિ થયા પછી આત્મતત્ત્વનું અપરોક્ષ જ્ઞાન થાયછે. સૂર્યનો પ્રકાશ સ્વતઃસિદ્ધ છે, તોપણ તે નિર્મળ દૃષ્ટિવાળાને દેખાયછે પણ મલિન દૃષ્ટિવાળાને દેખાતો નથી. તેમ આત્મા સ્વતઃસિદ્ધ છે, તોપણ નિર્મળ મનના લોકોને જોવામાં આવેછે. પરંતુ મલિન અંતઃકરણવાળાને જોવામાં આવતો નથી. માટે ચિત્તની શુદ્ધિથી આત્માનો અપરોક્ષ અનુભવ કરવો, અપરોક્ષાનુભવ વિના સંસારની અત્યંત નિવૃત્તિ થાય નહીં.

———:o———

## ભકતોનું માહાત્મ્ય.

શ્રીભગવાન્ દુર્વાસાને કહેછે—હે બ્રાહ્મણ, હું ભક્તોને આધીન હોવાથી પરતંત્રના જેવો છું. વળી મહાત્મા ભક્ત લોકોએ મારા હૃદયને વશ કરેલુંછે અને મને ભક્ત જન પ્રિય છે. હે બ્રાહ્મણ ! હું જેઓનો પરમ આશ્રય છું, એવા મારા સદ્ગુણી ભક્તો વિના હું મારા શરીરની તેમજ નિરંતર મારી પાસે રહેનારી લક્ષ્મીની પણ દરકાર કરતો નથી. જેઓ પોતાની સ્ત્રી, ઘરબાર, પુત્ર, સંબંધી, પ્રાણ, ધન આલોક અને પરલોકનો ત્યાગ કરીને મારે શરણે આવ્યા છે, તે ભક્તોનો હું કેવી રીતે ત્યાગ કરી શકું ? પતિવ્રતા સ્ત્રી જેમ ઉત્તમ પતિને વશ કરેછે, તેમ સર્વ ઠેકાણે સમ દૃષ્ટિ રાખનારા, તથા મારે વિષે મનની ધારણ કરનારા સાધુ પુરુષો ભક્તિથી મને વશ કરેછે. અને સેવાથી પરિપૂર્ણ કામનાવાળા તે ભક્ત લોકોને મારી સેવાવડે સાલોક્ય સાયુજ્ય, સામીપ્ય અને સાર્ષ્ટિ, એમ ચાર પ્રકારની ગતિ મળે છે, તોપણ તેઓ તેઓની ઇચ્છા કરતા નથી, ત્યારે કાલથી નાશવંત બીજા પદાર્થોની તો ક્યાંથીજ ઇચ્છા કરે? મહાત્મા પુરુષો મારું હૃદય છે અને હું મહાત્મા પુરુષોનું હૃદય છું, તેઓ મારા વિના બીજું કંઇ પણ જાણતા નથી, તેમ હું પણ તેઓના વિના બીજું કંઇ જાણતો નથી.

દુર્વાસા બોલ્યા—અહો હો હો ! ભગવાનના ભક્તોનું માહાત્મ્ય કેટલું બધું છે ! તે આજજ મારા જોવામાં આવ્યું. કારણકે, હે રાજા ! હું તમારો અપરાધી છું, તો પણ તમે મારાં મંગળો ઈચ્છોછો. સત્પુરુષો શું કરી શક્તા નથી? ને મહાત્મા શું તજી શકતા નથી? કારણકે જેઓએ ભક્તકુળોમાં વડા શ્રીહરિને પોતાના આધીન કર્યાછે. પુરુષ માત્ર જેનું નામ સાંભળવાથી નિર્મળ થાયછે, તે પવિત્ર ચરણવાળા ભગવાનના ભક્તોને કઇ વસ્તુ મળવી બાકી રહે છે? હે રાજા ! તમે મહા દયાળુએ મારા ઉપર અનુગ્રહ કર્યોછે, કારણકે તમે મારા અપરાધને ન ગણકારીને મારા પ્રાણોની રક્ષા કરીછે.

——:o:——

## ભક્તોના લક્ષણો વિષે.

શ્રીમદ્ ભાગવતના સાતમા સ્કંધમાં નારદ યુધિષ્ટિરને કહેછે—હે રાજા ! સર્વ દેવરૂપ ભગવાન્ શ્રીહરિ ધર્મનું મૂળ છે અર્થાત્ ધર્મની બાબતમાં તે પ્રથમ પ્રમાણ ગણાય છે; તથા વેદ જાણનારાએ રચેલી સ્મૃતિઓ અને જેનાથી આપણું મન પ્રસન્ન થાયછે, તે પણ ધર્મમાં પ્રમાણ ગણાયછે. સત્ય, દયા, તપ, પવિત્રતા, સહનશીલતા, યોગ્યાયોગ્યનો વિચાર, મનનો નિયમ, બહારની ઇંદ્રિયોનો નિયમ,

અહિંસા, બ્રહ્મચર્ય, દાન, સ્વાધ્યાય, સરલતા, સંતોષ, મહાત્મા પુરુષોની સેવા, પ્રવૃત્તિ માર્ગમાંથી ધીરે ધીરે દૂર થવું, મનુષ્યોની નિષ્ફળ થતી ક્રિયાઓ વિષે વિચાર કરવો, મિથ્યા ભાષણ ન કરવું, આત્મા દેહાદિકથી ભિન્ન છે આવું અવિચ્છિન્ન જ્ઞાન, પોતાના અન્નાદિકમાંથી ઘટતી રીતે બીજાં પ્રાણીઓનો વિભાગ પાડવો, સર્વ પ્રાણીઓને અને તેમાં પણ વિશેષે કરીને મનુષ્યોને, હે પાંડુ પુત્ર! આત્મા તથા દેવરૂપ જાણવા. મહાત્મા પુરુષોની ગતિરૂપ શ્રીભગવાનનું શ્રવણ, કીર્તન, સ્મરણ, સેવા, પૂજા, નમસ્કાર, દાસ્ય, સખાભાવ તથા દેહનું સમર્પણ. આ ત્રીસ લક્ષણવાળો ધર્મ સર્વ મનુષ્યોને માટે સાધારણ કહ્યોછે અને હે રાજા! તે ધર્મ પાળવાથી સર્વના અંતર્યામી ભગવાન્ પ્રસન્ન થાયછે.

———:o:———

## નારદે પ્રાચીન બર્હિષને આપેલો બોધ.

### (ભક્તિ વિષે.)

નારદ કહેછે—હે પ્રાચીનબર્હિષ રાજાર્ષિ! તે ભક્તિ ભગવાનની કથા શ્રવણ કરવાથી થોડાજ સમયમાં મળે છે. માટે નિત્ય ભગવાનની કથાને સાંભળનારા, શ્રદ્ધાળુ તથા તે કથાને નિત્ય ભણનારા મનુષ્યને થોડા સમયમાંજ

ભગવાન્ વિષે ભક્તિયોગ થાયછે. હે રાજા! જ્યાં આગળ નિર્મળ મનના સદ્ગુણી ભગવાનના ભક્તો, ભગવાનના ગુણો ગાવામાં તથા સાંભળવામાં વ્યગ્ર ચિત્તવાળા થઇને રહેતા હોય, તે ઠેકાણે મહાત્મા પુરુષોના મુખમાંથી ભગવાનના ચરિત્રરૂપી અમૃતની નદીઓ ચોતરફ વહ્યા કરે છે. અને જે લોકો અત્યંત તૃષાથી તે નદીઓના જળનું સાવધ કરેલા કાનથી પાન કરેછે, તે ભક્તિરસિક લોકોને ભૂખ, તરસ, ભય, શોક અને મોહ બાધ કરતાં નથી; પણ જો સત્સંગ કરે નહિ તો ઉપર કહેલા સ્વાભાવિક શોક, મોહ વિગેરેથી તથા આળસથી ખિન્ન થયેલા લોકોને, નિત્ય ભગવાનની કથારૂપી સુધાસાગરમાં પ્રીતિ થતી નથી. સાક્ષાત્ બ્રહ્મા, ભગવાન્ શંકર, મનુ, દક્ષ વિગેરે પ્રજાપતિઓ, સનક વગેરે નૈષ્ઠિક બ્રહ્મચારીઓ, મરીચિ, અત્રિ, અંગીરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ, ભૃગુ, વસિષ્ટ, હું તથા નારદ આટલા બ્રહ્મવાદીઓ વેદવાણીના વેત્તા છીએ અને તપશ્ચર્યા, વિદ્યા તથા સમાધિવડે અદ્યાપિ સૂધી સર્વના સાક્ષી પરમેશ્વરને શોધીએ છીએ, તોપણ તેમને જોઇ શકયા નથી. લોકો અર્થથી પણ પાર પ્હોંચાય નહીં એવા મહા વિસ્તારવાળા વેદનો અર્થ વિચારેછે, તોપણ તેઓ મંત્રોએ પ્રતિપાદન કરેલાં ઇન્દ્રાદિકનાં સ્વરૂપોવાળા સાકાર દેવતાઓનું

ભજન કરેછે, પરંતુ તેઓ પરમાત્માને ઓળખતા ન
પણ અંતઃકરણમાં સારી રીતે ધ્યાન કરેલા ભગવાન્ 
ઉપર અનુગ્રહ કરેછે, તે મનુષ્યની લૌકલજ્જા તથા
માર્ગમાં થયેલો આગ્રહ દૂર થાયછે. માટે હે પ્રાચીનબ
રાજા! અજ્ઞાનને લીધે પુરુષાર્થરૂપે દેખાતા યજ્ઞનાં કર્મો,
કાનનેજ મીઠાશ આપનારાંછે; પરંતુ પરમ વસ્તુને દે
ડતાં નથી, માટે તે કર્મો ઉપર તમારે પુરુષાર્થ બુદ્ધિ ક
નહીં. ધુમાડાથી જેઓની મલિન બુદ્ધિ થયેલી હોયછે,
જે લોકો કર્મ કરવાં એજ વેદનું તાત્પર્ય છે આમ ક
તેઓ વેદના ખરા અર્થને જાણતા નથી; કારણકે
ભગવાન્ વાસુદેવ રહેલાછે, એવા વેદમાં કહેલા સ્વ
પરમાત્માને તેઓ જાણતા નથી. તું તો મહામૂર્ખ છે, ક
કે, આખી પૃથ્વી ઉપર પૂર્વ દિશા તરફ અણીવાળા દ
પાથરીને, ઘણા પશુઓનો સંહાર કરી હું મોટા યજ્ઞ કર
છું, આવા અભિમાનમાં તું આવી ગયોછે, અને તે અ
કપણાને લીધે ખરાં કર્મને જાણતો નથી, પણ ભૂલી
છે. ભગવાન્ જેથી સંતુષ્ટ થાય તેજ કર્મ અને જેથી ભ
વાન્ વિષે મન સ્થિર થાય તેજ વિદ્યા જાણવી. ભગ
શ્રીહરિ પોતેજ સર્વ દેહ ધારીઓના આત્મા છે, સ્વતંત્ર કા
છે તથા ઇશ્વર છે. માટેજ લોકોને શ્રીહરિના ચરણ શરણ

છે અને તેથી મનુષ્યોનું આલોકમાં તથા પરલોકમાં કલ્યાણ થાયછે. જે પરમાત્મા છે તેજ આપણો અત્યંત પ્રિય આત્મા છે. અને તેનું ભજન કરવાથી લેશ પણ ભય રહેતો નથી. જે મનુષ્ય આપ્રમાણે જાણેછે, તેને વિદ્વાન્ જાણવો, અને જે વિદ્વાન્ હોય તે ગુરુ તથા પરમાત્મા ગણાયછે.

———:o:———

## જ્ઞાન વિષે.

શ્રીભગવાન્ કહેછે—જ્યાંસૂધી તપ આદિ ત્રણ ગુણની વૃત્તિઓ પ્રતિબંધક હોય, ત્યાંસૂધી બ્રહ્મવિદ્યા ઉત્પન્ન થતી નથી માટે તે વૃત્તિઓની નિવૃત્તિ કરીને બ્રહ્મવિદ્યાને ઉત્પન્ન કરવાનો ઉપાય કહુંછું. આત્માના આનંદાદિક જેમ ધર્મ છે, તેમજ જો સત્વાદિક ધર્મો હોય તો, તે આત્માનાં સ્વરૂપ હોવાથી નિવૃત્તિ ન થતાં, વિદ્યાની ઉત્પત્તિ થાય નહીં, પરંતુ સત્વ, રજ અને તમ, એ આત્માના ધર્મ નથી, પરંતુ પ્રકૃતિના ધર્મો—ગુણો છે. માટે સત્વગુણથી વૃદ્ધિ કરી, તેના વડે રજોગુણની તથા તમોગુણની વૃત્તિઓનો નાશ કરવો, અને ઉપશમરૂપી સત્વગુણવડે, સત્ય તથા દયાદિકરૂપ સત્વગુણનો પણ વિજય કરવો. વૃદ્ધિ પામેલા સત્વગુણથી પુરુષને મારી ભક્તિરૂપી ધર્મનો

લાભ થાય છે અને તે સત્વગુણ સાત્વિક પદાર્થોના સેવનથી વધેછે, અને તે સત્વગુણની વૃદ્ધિથી ભક્તિરૂપી ધર્મનો લાભ થાયછે. સત્વગુણની વૃદ્ધિથી મળેલો ભક્તિરૂપી સર્વોત્તમ ધર્મ, રજોગુણનો અને તમોગુણનો નાશ કરેછે, અને તે બન્ને ગુણો નાશ થયા કે રાગદ્વેષાદિકરૂપ રજોગુણથી, અને આળસાદિકરૂપ તમોગુણથી ઉત્પન્નથતો અધર્મ તુરત નાશ પામેછે. શાસ્ત્ર, પાણી, લોકો, દેશ, કાળ, કર્મ, જન્મ, ધ્યાન, મંત્ર તથા સંસ્કાર, આ દશ કારણો છે. વિદ્વાનો દશ પદાર્થોમાં જેનાં વખાણ કરેછે, તેને સાત્વિક પદાર્થ જાણવો, જેની નિંદા કરેછે, તેને તામસ પદાર્થ જાણવો, અને જેની સ્તુતિ કે નિંદા કંઈ પણ કરતા નથી, તેને રજોગુણી પદાર્થ જાણવો. પુરુષે સત્વગુણની વૃદ્ધિ કરવા માટે તેમાંથી સાત્વિક પદાર્થ સેવવા જોઇએ. નિવૃત્તિ શાસ્ત્રો સત્વગુણી ગણાયછે, માટે તેઓનું પઠન પાઠન કરવું, પરંતુ પ્રવૃત્તિ શાસ્ત્રો રજોગુણી ગણાયછે, અને પાખંડી શાસ્ત્રો તમોગુણી ગણાય છે, માટે તેનું પઠન પાઠન કરવું નહીં. પવિત્ર તીર્થોનાં જળો સાત્વિક કહેવાય છે, તેઓનું સેવન કરવું, પરંતુ સુગંધી જળ રજોગુણી કહેવાયછે, અને મદિરા વિગેરેનાં જળ તમોગુણી ગણાય છે, તેઓનું સેવન કરવું નહીં. નિવૃત્તિવાળા ભગવાનના

ભક્તજનો સત્વગુણી કહેવાય છે, તેઓની સંગત કરવી, પરંતુ પ્રવૃત્તિવાળા રજોગુણી અને દુરાચારી તમોગુણી લોકોની સંગત કરવી નહીં. એકાંત પ્રદેશ સત્વગુણી કહેવાયછે, તેવા પ્રદેશમાં વાસ કરવો, પરંતુ રજોગુણી રાજમાર્ગોનું, અને તમોગુણી જૂગારના માર્ગોનું સેવન કરવું નહીં. સત્વગુણી પ્રભાતાદિક કાળને સેવવા, પરંતુ રજોગુણી પ્રદોષવેળાને, અને તમોગુણી મધ્ય રાત્રિને સેવવી નહીં. સત્વગુણી નિત્ય કર્મ કરવાં, પરંતુ રજોગુણી એવાં કામ્ય કર્મો તથા તમોગુણી એવાં અભિચારાદિક કર્મ કરવાં નહીં. વૈષ્ણવ અથવા તો શૈવ દીક્ષારૂપી જન્મ ગ્રહણ કરવો, પરંતુ રજોગુણી એવા શક્તિ દીક્ષારૂપી જન્મને, તથા તમોગુણી એવા ક્ષુદ્રદીક્ષારૂપી જન્મને સેવવો નહીં. સાત્વિક એવું વિષ્ણુનું ધ્યાન કરવું, પરંતુ રજોગુણી એવું કામિનીઓનું, તથા તમોગુણી એવું શત્રુઓનું ધ્યાન કરવું નહીં. સાત્વિક એવા ૐકારાદિક મંત્રોનો જપ કરવો, પરંતુ રજોગુણી એવા કામ્ય મંત્રોનો, અને તમોગુણી એવા શુદ્ર મંત્રોનો, જપ કરવો નહીં. સત્વગુણી એવા મનને શુદ્ધ કરનારા સંસ્કારો સેવવા, પરંતુ રજોગુણી એવા દેહ સંસ્કારો, તથા તમોગુણી એવા માંસાદિકના સંસ્કારો સેવવા નહીં. આપ્રમાણે વર્તવાથી સત્વગુણની વૃદ્ધિ થાય

છે, તેથી ભક્તિરૂપી ધર્મનો લાભ થાય અને તે ભક્તિથી જ્ઞાન ઉત્પન્ન થાયછે. કોઇ કહેશે કે, મહા વાક્યના શ્રવણથીજ જ્ઞાન ઉત્પન્ન થશે, આટલા પરિશ્રમની જરૂર શી છે? પરંતુ તેમ નથી. આત્માને અપરોક્ષ તથા સ્થૂળ અને સૂક્ષ્મ દેહના કારણરૂપી ગુણો, ત્યાગકરવા સૂધીનું જ્ઞાન ભક્તિથીજ થાયછે. ગુણોનો ક્ષોભ થવાથી આ દેહ ઉત્પન્ન થયોછે, તે દેહ પોતેજ પોતાના આશ્રયરૂપ ગુણોનો, પોતાથી ઉત્પન્ન થયેલી વિદ્યાવડે નાશ કરીશકે, અને પોતે પણ કેવી રીતે તે દેહમાંથી ઉપરામ પામે? આવી કોઇ શંકા કરશે, પરંતુ તે શંકાનો ઉત્તર સહજ છે. વાંસ પરસ્પર ઘસાવાથી તેમાંથી ઉત્પન્ન થયેલો અગ્નિ જેમ પોતાની જ્વાળાઓવડે વાંસના વનને બાળી, પછી પોતે પણ શાંત થઇ જાય છે, તે પ્રમાણે ગુણોના ક્ષોભથી ઉત્પન્ન થયેલો, આ દેહ પોતાથી ઉત્પન્ન થયેલી વિદ્યાવડે ગુણોને બાળીને પોતે પણ શાંત થઇ જાય છે.

ઉદ્ધવજી પૂછેછે—હે શ્રીકૃષ્ણ! મરણ ધર્મવાળા પુરુષો ઘણું કરીને જાણેછે કે, વિષયોનું સેવન આપત્તિનું કારણ થઇ પડેછે, છતાં પણ કુતરાની પેઠે, ગધેડાની પેઠે, અને બોકડાની પેઠે વિષયોને ભોગવે છે, તેનું કારણ શું?

શ્રીભગવાન્ કહેછે–વિવેકહીન મનુષ્યને દેહાદિકમાં 'હું' એવી મિથ્યા બુદ્ધિ થાયછે, તે મિથ્યા બુદ્ધિને લીધે સત્વગુણથી ઉત્પન્ન થયેલા મન વિષે, દુઃખકારક રજોગુણ પ્રસરી જાયછે, અને તે રજોગુણને લીધે મનમાં સંકલ્પ–વિકલ્પ ઉઠેછે. હું આપ્રમાણે ભોગ ભોગવીશ અને આ પ્રમાણે આ ભોગવીશ, આવા વિકલ્પવાળા સંકલ્પો રજોગુણી મનમાં વારંવાર થયા કરેછે, અને આવા સંકલ્પો થવાથી ઓહો હોહો !!! પેલી સ્ત્રી કેવી રૂપવંતી છે? ફલાણો પુરુષ કેવો રૂપાળો છે? ઓહોહો !! તેનો કેવો ભાવ છે? આવી રીતે વિષયોનું ધ્યાન મનમાં થાયછે, તેથી દુષ્ટ બુદ્ધિવાળા પુરુષને મનમાં ઉત્કટ તૃષ્ણા ઉત્પન્ન થાયછે, જે તૃષ્ણા રોકી શકાતી નથી. આવી ઉત્કટ તૃષ્ણા ઉત્પન્ન થતાં, કામને અધીન થઇ રહેલો, ઇંદ્રિયાધીન થઇ રહેલો, અને રજોગુણના વેગથી મુગ્ધ થઇ ગયેલો પુરુષ પ્રત્યક્ષ જુવેછે કે, કર્મો પરિણામે દુઃખકારક છે, છતાં પણ કર્મો કરેછે. પરંતુ જે વિવેકી પુરુષ છે તે પુરુષનું મન કોઇ વેળા રજોગુણથી વિક્ષેપ પામેછે, તોપણ તે સાવધાન થઈ મનને નિયમમાં રાખેછે, અને વિષયો તરફ દોષદૃષ્ટિ કરેછે, પરંતુ તેમાં બંધાતો નથી, અર્થાત્ તેના ઉપર આસ્થબુદ્ધિ કરતો નથી. વિષયો તરફ દોષદૃષ્ટિ કરતાં છતાં પણ મન રોકી

શકાય નહીં તો તેને રોકવા માટે નીચે પ્રમાણે ઉપાય કરવો:–પ્રતિ દિવસ આળસનો ત્યાગ કરીને સવારમાં, મધ્યાહ્નને તથા સાયંકાળે આસનનો વિજય કરવો, પ્રાણાયામ પણ કરવો, અને સાવધાનપણે ધીરે ધીરે મારા વિષે મનને લગાડવું. સર્વ વિષયોમાંથી મનને ખેંચીને સાક્ષાત્ મારા સ્વરૂપમાંજ પરિપૂર્ણ રીતે લગાડવું, તેનું નામ યોગ કહેવાયછે. આપ્રમાણે મારા શિષ્ય સનકાદિકોએ કહ્યુંછે.

——:o:——

## પતિવ્રતા સ્ત્રી વિષે.

શ્રીમદ્ ભાગવતના સાતમા સ્કંધમાં નારદ યુધિષ્ઠિરને કહેછે–પતિની સેવા, પતિને અનુકૂલ રહેવું, પતિનાં સગાં સંબંધીઓને અનુસરવું, અને પતિએ કરેલા નિયમો પાળવા, એ ચાર પતિવ્રતા સ્ત્રીઓનાં લક્ષણ તથા ધર્મ છે. સ્ત્રીએ નિત્ય નાહી ધોઇને શણગારેલું રહેવું, એટલે કપાળમાં ચાંદલો કરવો, તથા આભૂષણો પહેરવાં, ઘરનો સરસામાન ઝાડી ઝપટીને સાફ રાખવો, ઘરમાં વાસીદું વાળવું, લીંપવું, મંડળો કરવાં. વળી પતિવ્રતા એવી સ્ત્રીએ નાની મોટી કામનાઓથી, વિનયથી, જિતેંદ્રિયપણાથી, સાચાં મધુર વાક્યોથી અને પ્રીતિથી સમયે સમયે પતિની સેવા કરવી. પોતાને જે કંઇ વસ્તુ મળે તેટલાપર સંતોષ

રાખવો, અને મળેલા પદાર્થો માટે અત્યંત તૃષ્ણા રાખવી નહીં. ઘરના કામકાજમાં નિપુણ રહેવું, ધર્મનું જ્ઞાન સંપાદન કરવું, જે વચન બોલવું તે પ્રિય તથા સત્ય બોલવું, ગાફલ રહેવું નહિ, પવિત્ર રહેવું, સ્નેહાળ રહેવું, અને પતિત થયેલો ન હોય તેવા પતિની સેવા કરવી. લક્ષ્મીજી જે પ્રમાણે ભગવાનની સેવા કરેછે, તેમજ જે સ્ત્રી પતિપરાયણ થઇ પતિને ભગવાનરૂપ માનીને તેની સેવા કરેછે, તે સ્ત્રી લક્ષ્મીજી જેમ વિષ્ણુની સાથ આનન્દ કરેછે, તેમ વિષ્ણુલોકમાં વિષ્ણુરૂપ પતિની સાથે આનંદ કરેછે.

———:o:———

## ભવાટવીનું વર્ણન.

જડભરત રહુગણ રાજાને કહેછે—આ દુસ્તર પ્રવૃત્તિ માર્ગમાં માયાએ નાંખેલો તથા રજોગુણ, તમોગુણ અને સત્વગુણથી જૂદાં જૂદાં વહેંચાયલાં કર્મોનેજ, પોતાનું કર્તવ્ય સમજનારો, આ જીવલોકનો સંઘ, વાણીયાઓનો સંઘ, ધન ઉપાર્જન કરવાની ઇચ્છાથી જેમ ભટકતો ભટકતો વનમાં ચાલ્યો જાય તેમ, સુખસંપાદન કરવાની ઇચ્છાથી સંસાર-રૂપી વનમાં ચારે તરફ ભટકેછે, પરંતુ ત્યાં આગળ સુખ પામતો નથી. હે રાજા! જે વનમાં હલકા નાયક-

વાળા સંઘને છ ચોર પરાણે લુંટી લેછે, અને નહાર જેમ ઘેટાનાં ટોળાંમાં પેસીને ગાફલ ઘેટાને ખેંચી જાયછે તેમ, શિયાળવાંઓ પણ તે સંઘમાં પેસીને સંઘનાં ગાફળ મનુષ્યને ખેંચી જાયછે. વળી તે અરણ્યમાં સંઘ ઘણી લતાઓ તથા ખડ વિગેરેની ઘાટી જગ્યામાં ભયંકર ડાંસ તથા મચ્છરોથી પીડા પામેછે. કોઈ ઠેકાણે ગંધર્વ નગરને સાચું માનેછે, કોઇ ઠેકાણે મોટા વેગવાળાં ઉંબાડીયાં જેવા આકારનાં પિશાચને લેવાની ઇચ્છા કરેછે. અને હે રાજા! ઉતારાનું સ્થાનક, જળ તથા ધનની લાલસાથી તે સંઘ, રણવગડામાં આમતેમ ચારે તરફ ભટકેછે, અને કોઇવાર ધૂડવાળી જેની આંખો થયલી છે એવો સંઘ, વંટોળીયાથી ઉડેલી ધૂડવડે ધૂસરી થયેલી દિશાઓને દેખતો નથી. તેમ તે મહાવનમાં જોવામાં ન આવતાં, તમરાઓનાં તું તું અવાજેથી કોઇવાર તેઓના કાનમાં પીડા થાયછે. કોઇવાર ધુડના કઠોર શબ્દોથી તેઓના અંતઃકરણમાં ખેદ થાયછે. અને કોઇવાર તે સંઘ ક્ષુધાથી પીડા પામતો થકો અપવિત્ર છાયાવાળા વૃક્ષનો આશ્રય કરેછે. અને કોઇવાર તૃષાથી ઝાંઝવાનાં પાણી માટે ચોતરફ દોડેછે. કોઇવાર પાણી વિનાની નદીઓમાં ઉતરેછે, જ્યાં પડી જવાથી શરીર ભાંગી જઇને શરીરમાં દુઃખ થાયછે, અને જળ મળતું નથી,

કોઇવાર રસ્તામાં અન્ન ખુટી જાયછે, ત્યારે સંઘના લોકો એક બીજાની પાસેથી અન્ન મેળવેછે. કોઇવાર દાવાનળની પાસે જતાં અગ્નિથી તપી જઇને અકળાયછે, અને કોઇવાર કોઇ ઠેકાણે યક્ષો પ્રાણ પણ હરી લેછે. કોઈવાર કોઇ ઠેકાણે વધારે બળવાન લોકો ધન ખુંચવી લેછે, તેથી સંઘ મનમાં ખિન્ન થાયછે, શોક કરેછે, મૂર્છિત થાયછે, કષ્ટ પામેછે અને કોઈવાર ગંધર્વપુરમાં દાખલ થઇને બે ઘડી સુખી પુરુષની પેઠે આનંદ પામેછે, કોઇવાર ચાલતાં ચાલતાં કાંટા તથા કાંકરીઓ પગમાં વાગવાથી પર્વત ઉપર ચઢવાની ઇચ્છા કરેછે, પરંતુ તે પાર ન પડવાથી મનમાં ઉદાસીનના જેવો થઇ જાયછે. ક્ષણે ક્ષણે અગ્નિવડે બહુ પીડા પામેછે, તથા કુટુંબમાં રહેલો પ્રાણી બીજા મનુષ્ય ઉપર કોપકરે છે. કોઇવાર અજગર સર્પવડે ગળાયલો પુરુષ, વનમાં નાંખી દીધેલાં શબની પેઠે કંઇ પણ જાણતો નથી. વળી કોઇ ઠેકાણે હિંસાવિહારી પ્રાણીઓ કરડેછે ત્યારે આંધળો થઇને ઉંડા તથા અંધારા કૂવામાં પડીને દુઃખમાં સડબડયા કરેછે. કોઈવાર કોઇ ઠેકાણે મધને શોધતાં શોધતાં મધમાખીઓના કરડવાથી પીડા પામેછે અને અપમાન પામે છે. કોઇવેળા મહાક્લેશથી તે મધને મેળવેછે, તો બીજાઓ તેની પાસેથી બળાત્કારે તે લઇજાયછે, અને તે જો તેઓની

સામે થાયછે, તો ત્રીજાઓજ તેની પાસેથી મધને પડાવી લેછે. કોઇવાર તાઢ, તડકો, વાયુ તથા વર્ષાદથી પોતાનું રક્ષણ કરવાનો ઉપાય કરવા જાયછે, પરંતુ તેમ કરી ન શકવાથી તેમજ બેસી રહેછે. કોઇવાર પરસ્પર ધનની લેવડ દેવડ કરતાં ધન વિષે ઠગાઇ કરવાથી સામાનો દ્વેષ-પાત્ર થઈ પડેછે. કોઇ ઠેકાણે નિર્ધન થઇ પડેલો પુરુષ ભવરૂપી વનમાં પલંગ, આસન, ઉતારાનું સ્થાન કે વાહન વિનાનો થઇ પડેછે, બીજાની પાસેથી માગણી કરતાં પણ તે વસ્તુઓ મળતી નથી, તેથી તેને પારકી વસ્તુ લેવાની ઇચ્છા થાયછે, અને તેમ કરવાથી અપમાન પામેછે. પરસ્પરમાં ધનને અદલબદલ કરવાથી વૈરાનુબંધ વધી પડે છે. વળી પરસ્પરમાં વિવાહ કરેછે. આમ આ ભવાટવીમાં ફરતાં ફરતાં ઘણાં દુઃખો અને નાણાંની ભીડો ભોગવેછે, તથા દ્વેષાદિકવડે મરણપ્રાય થઇ પડેછે. વળી તે વનમાં કોઇ કોઇ મરી જાયછે તેનો ત્યાગ કરીને, જે જે જન્મેલાં હોયછે તેઓને સાથે લઇને સંગ ભટકયા કરેછે. હે વીર રાજા! આપ્રમાણે ફરતાં ફરતાં જ્યાંથી પુરુષ નિકળ્યોછે, ત્યાં આગળ અદ્યાપિ કોઇ પણ સમર્થ પુરુષ આવતો નથી. તેમજ સંસારરૂપી માર્ગના છેડારૂપી યોગને પણ કોઇ પુરુષ પ્હોંચતો નથી. મનસ્વી તથા દિગ્ગજેન્દ્રોનો પરાજય કરનારા

સર્વ પુરુષો પણ પૃથ્વીને માટે પરસ્પરમાં વૈર કરીને "આ પૃથ્વી મારી છે, આ પૃથ્વી મારી છે" એવો દુરાગ્રહ બાંધી રણ ઉપર લઢીને મરી જાયછે; પરંતુ તેઓ વૈરવિનાનો સન્યાસી જે લોકમાં જાયછે તે લોકમાં જતા નથી. ઘાટા-વનમાં કોઇ ઠેકાણે લતાઓની શાખાઓનો આશ્રય કરીને, તેના ઉપર આસક્તિ કરેછે, અને લતા ઉપર વાસ કરનારાં પક્ષીઓના કલરવો સાંભળવાની ઇચ્છા કરેછે. કોઇ વખતે કોઇ ઠેકાણે સિંહનાં ટોળાથી ત્રાસ પામેછે, ત્યારે તે ત્રાસ દૂર કરવા માટે કોઇ પુરુષના લોભાવવા ઉપરથી બગલાં, કંગડા તથા ગરજોની સાથે સ્નેહ કરીને તેઓના ટોળામાં મળી જાય છે. તેઓ ઠગી લેછે ત્યારે તેઓને નિષ્ફળ માનીને હંસના ટોળામાં પેસેછે હંસોનો આચાર ન ગમવાથી વાનરોના ટોળામાં પેસેછે, અને ત્યાં વાનરોની રમત કરવાથી, સ્ત્રીઓની સાથે બેસીને એક બીજાનાં મુખો જોવાથી, તથા ઇંદ્રિયોના વિષયોમાં રચી પચી રહેવાથી મરણનો સમય વિસરી જાયછે. વૃક્ષોની ડાળીયો ઉપર રમવાની ઇચ્છા કરેછે, સ્ત્રી તથા પુત્રો ઉપર સ્નેહ રાખેછે, રતિસુખને માટે સ્ત્રી આગળ દીન થઇ જાયછે. આપ્રમાણે સંસારી વ્યવહારમાં વર્તતાં અંતે બંધાઇ જાયછે, તો તેમાંથી છૂટી શક્તો નથી. કોઇ વાર કોઇ ઠેકાણે પ્રમાદ કરવાથી પર્વ-

તની ગુફામાં પડી જાયછે અને તે ગુફામાં રહેનાર હાથીઓના ભયથી લતાને પકડીને ઉભો રહેછે. હે શત્રુને દમન કરનારા રાજા! એ આપત્તિમાંથી માંડમાંડ છૂટેછે એટલે તે પાછો પોતાનાં ટોળામાં દાખલ થાયછે. આપ્રમાણે માયાએ સંસારરૂપી આ ભયંકર વનમાં પ્રાણીને નાંખેલો છે, અને તે ભટક્યા કરેછે, પરંતુ હજીસૂધી તે કંઇ પણ સમજતો નથી. હે રહૂગણ રાજા! તને પણ માયાએ ભવાટવીમાં નાંખી દીધોછે; માટે તું અભિમાનનો ત્યાગ કરીને, સર્વ પ્રાણીઓની સાથે મિત્રતા કર, તથા સર્વ વિષયો ઉપરથી મનની આસક્તિને ઉઠાડી લઇને, શ્રીહરિની સેવાથી સજ કરેલી જ્ઞાનરૂપી તરવાર લઇ, આ ભવાટવીનાં માર્ગને કાપી નાંખ.

રહૂગણ રાજા કહેછે—ઓહોહોહોહો!!! સર્વ જન્મોમાં મનુષ્ય જન્મ ઉત્તમ છે. સ્વર્ગમાં કદાચ દેહાદિક બીજા અવતારો આવે તો તે શા કામના? કારણકે જે અવતારોમાં ભગવાનની કીર્તિથી મનને શોધનારા, આપના જેવા મહાત્મા પુરુષોનો ઘણો સમાગમ થતો નથી. તમારા ચરણકમલના પરાગથી પાપરહિત થયેલો જે હું, તેની અતીન્દ્રિય એવા ભગવાન વિષે નિર્મળ ભક્તિ થઇ તેમાં આશ્ચર્ય

નથી. કારણકે તમારા બે ઘડીના સમાગમથી મારો કુતર્કથી દૃઢ થયેલો અવિવેક દુર થયોછે. હું મોટાઓને નમસ્કાર કરું છું, શિશુવયનાં બાળકોને નમસ્કાર કરું છું, તરુણ પુરુષોને નમસ્કાર કરું છું, તથા બટુકસૂધીના સર્વને નમસ્કાર કરું છું. તથા બ્રહ્મના સ્વરૂપને જાણનારા જેઓ અવધૂતના વેશમાં આ પૃથ્વી ઉપર ફરેછે, તેઓ રાજાઓનું કલ્યાણ કરો!

શ્રીશુકદેવ કહેછે—હે પરીક્ષિત રાજા! રહૂગણ રાજાએ પોતાનું અપમાન કર્યું હતું, તોપણ મહાનુભાવવાળા અને બ્રહ્મવેત્તા બ્રહ્મર્ષિના પુત્ર જડભરતે, પરમ દયાળુપણાથી સિંધુ દેશના રાજા રહૂગણને, આત્મતત્વનો ઉપદેશ કર્યો અને રાજા રહૂગણે દીનતા સાથે, જડભરતના ચરણમાં પ્રણામ કર્યા. ત્યારપછી સંપૂર્ણ ભરેલો સાગર જેમ શાંત રહે તેમ, જેના અંતઃકરણની ઊર્મિઓ શાંત હતી એવા ભરતજી, આ પૃથ્વી ઉપર ફરવા લાગ્યા. સિંધુ—સૌવીર દેશના રાજા રહૂગણે પણ જડભરતની પાસેથી આત્માનું સત્ય સ્વરૂપ જાણીને, અવિદ્યાવડે આત્મસ્વરૂપમાં જે દેહબુદ્ધિ કરી હતી તેનો ત્યાગ કર્યો. હે પરીક્ષિત રાજા! આ પ્રમાણે ભગવાનનો આશ્રય કરનારા જડભરતનો આશ્રય

કરનારા રહૂગણ રાજાનો પ્રભાવ હતો. અર્થાત્ ભગવાનના ભક્તનો આશ્રય કરવાથી દેહાભિમાનનો નાશ થાયછે તે આ કથાનું તાત્પર્ય છે.

——:o:——

## જડભરતે રહૂગણના મનનો સંદેહ દૂર કર્યો.

### (જ્ઞાન વિષે.)

શ્રીમદ્ ભાગવતના પાંચમા સ્કંધમાં જડભરત રહૂગણને કહેછે—આ પ્રમાણે પાતળું, જાડું, નાનું, મોટું, કારણ, કાર્ય, ચેતન તથા જડ એ સર્વ દ્વૈતવસ્તુ દ્રવ્ય, સ્વભાવ, સંસ્કાર, કાળ અને અદૃષ્ટ, એ સર્વ મૂળતત્ત્વ જેનું નામ છે એવી માયાવડે બનેલાં છે એમ જાણવું. અર્થાત્ તે સર્વ મિથ્યા છે. ત્યારે સત્ય શું ? તેના ઉત્તરમાં કહેવાનું એ કે, એક જ્ઞાનસ્વરૂપ પરબ્રહ્મજ સત્ય છે, જે શુદ્ધ છે, એક છે, જેની બહાર તથા અંદર કંઇ પણ નથી, જે પરિપૂર્ણ સ્વરૂપ છે, જે આત્મારૂપ છે, વિકારરહિત છે, તથા વિદ્વાનો જેને ભગવાન્ અને વાસુદેવ કહેછે. હે રહૂગણ રાજા! એ સ્વસ્વરૂપનો લાભ પુરુષને વૈદિકકર્મો કરવાથી થતો નથી. તેમ પ્રાણીઓને અન્નાદિક આપવાથી પણ સ્વસ્વરૂપનો લાભ થતો નથી, પરોપકાર કરવાથી

પણ સ્વસ્વરૂપનો લાભ થતો નથી, વેદાભ્યાસ કરવાથી પણ સ્વસ્વરૂપનો લાભ થતો નથી, તથા જળ, અગ્નિ કે સૂર્યની ઉપાસના કરવાથી પણ સ્વસ્વરૂપનો લાભ થતો નથી. માત્ર મહા પુરુષોના ચરણરજની સેવા કરવાથીજ સ્વસ્વરૂપનો લાભ થાયછે. જે મહાત્મા પુરુષોના સમાગમમાં વિષયની વાતોનો નાશ કરનારી ભગવાનના ગુણની કથાજ થયા કરેછે, અને જે કથા સાંભળવાથી મુમુક્ષુ મનુષ્યને ભગવાન્ ઉપર સારી બુદ્ધિ થાયછે.

———:o:———

## નારદે વ્યાસને કહેલી હરિકીર્તનની મહત્તા વિષે.

નારદ કહેછે—જે જ્ઞાનવડે હું ભગવાન્ જગત્કર્તા વાસુદેવના પ્રભાવને સમજ્યો કે, જે જાણવાથી પુરુષો ઇશ્વરનાં પદને પામેછે.

માટે હે બ્રહ્મન્! સર્વના નિયંતા અને સ્વસ્વરૂપમાં સંપૂર્ણ રીતે રહેલા એવા ભગવાન્ વિષે, જો કર્મ અર્પણ કર્યું હોય તો તે અધ્યાત્મ, અધિદૈવ અને અધિભૂત નામના ત્રણ તાપને ટાળેછે, તે તમને કહ્યું.

હે સદાચારવાળા વ્યાસજી! પ્રાણીઓને જે પદાર્થથી રોગ થાયછે, તે પદાર્થ તે રોગને મટાડી શકતો નથી.

પરંતુ તે પદાર્થ બીજા પદાર્થોની સાથે મિશ્ર કરેલો હોય તો તે રોગને મટાડી શકેછે. આપ્રમાણે સર્વ કર્મો મનુષ્યને, જન્મ મરણના બંધનભૂત સંસાર આપનારાં છે, પરંતુ તે કર્મોને જો ઇશ્વરાર્પણ કરવામાં આવ્યાં હોય તો, તેઓ કર્મની નિવૃત્તિ કરવાને સમર્થ થઇ શકેછે. આ જગતમાં ભગવાનને પ્રસન્ન કરનારું જે કર્મ કરવામાં આવે છે, તે કર્મ ભક્તિયોગવાળું હોવાથીજ, ભગવાનના તત્ત્વને દર્શાવનારું શુદ્ધ જ્ઞાન ઉત્પન્ન કરેછે. જીવ જ્યારે ભગવાનની આજ્ઞા અનુસાર (યત્કરોષિ યદશ્નાસિ) સર્વ કર્મો ઇશ્વરાર્પણ કરેછે, ત્યારે તે શ્રીકૃષ્ણનો દૃઢ અનુરાગી થઇને, શ્રીકૃષ્ણના ગુણ તથા નામોનું કીર્તન કરેછે તથા તેનું સ્મરણ કરેછે. તમને ભગવાનને નમસ્કાર હો. વાસુદેવરૂપ એવા આપનું અમે ધ્યાન કરીએ છીએ. પ્રદ્યુમ્ન, અનિરુદ્ધ અને સંકર્ષણ મૂર્તિરૂપ આપને નમસ્કાર હો. આપ્રમાણે જે પુરુષ મૂર્તિઓનાં નામો લઇને નિરાકાર તથા મંત્રમૂર્તિવાળા યજ્ઞપુરુષને પૂજેછે, તે પુરુષને યથાર્થ જ્ઞાની જાણવો. હે બ્રહ્મન્! હું પણ આપ્રમાણે વર્તતો હતો, તેથી નારદ 'મારા ઉપદેશને યથાર્થ રીતે પામ્યોછે,' એમ જાણીને શ્રીકૃષ્ણ ભગવાને મને જ્ઞાન, ઐશ્વર્ય તથા પોતાના વિષે ભક્તિ, આટલી વસ્તુઓ આપી. માટે હે

બહુશ્રુત વ્યાસ! તમે પણ સમર્થ એવા ઇશ્વરના પ્રખ્યાત યશને વર્ણવો, કે જે જાણવાથી પંડિતોની સર્વ જિજ્ઞાસા પૂર્ણ થાય; પરંતુ ઇશ્વરના ગુણાનુવાદ ગાયા વિના, વારંવાર દુ:ખોથી પીડા પામતાં પ્રાણીઓના ક્લેશો બીજા કોઇ ઉપાયથી નાશ થતા હોય, એમ વિદ્વાનો જાણતા નથી.

——:o:——

## ભગવાન વિષે.

મનુ બોલ્યા—હે ધ્રુવ! એ કાળમૂર્તિ ભગવાન્ પોતે સ્વતંત્ર હોવાથી વધારા ઘટારા રહિત છે; અને તે પરાધીન એવાં પ્રાણીઓનાં આયુષ્યનો વધારો ઘટારો કર્યા કરેછે. એ સ્વતંત્ર ભગવાનને કેટલાએક કર્મ કહેછે, કેટલાએક સ્વભાવ કહેછે, કેટલાએક કાળ કહેછે, કેટલાએક દૈવ કહે છે અને કેટલાએક કામ પણ કહેછે. ઇંદ્રિયાદિકથી જાણવામાં ન આવતા, તથા પ્રમાણોથી પણ જાણવામાં ન આવતા, અને મહત્તત્વ આદિક સર્વ પદાર્થને ઉત્પન્ન કરનારા, તે ભગવાનનાં કર્તવ્યને કોઇ પણ જાણતું નથી; ત્યારે સ્વયંભુ ઇશ્વરને તો કોણ જાણી શકે? ઇશ્વરજ આ વિશ્વને સરજેછે, પાળેછે તથા તેનો નાશ કરેછે; તોપણ તે અહંકાર વિનાના હોવાથી તત્સંબંધી ગુણ અને કર્મવડે બંધાતા

નથી. એ પ્રાણીઓના ઇશ્વર અને પ્રાણીઓનું રક્ષણકર્તા ભગવાન્ પોતાની માયાશક્તિ યુક્ત થઇને આ વિશ્વને સરજે છે, પાળેછે તથા તેનો નાશ કરેછે. હે તાત! તેજ અભક્તોનો સંહારકરનારા, ભક્તોની રક્ષાકરનારા, અને જગતના પરમ આશ્રયરૂપ ભગવાનનેજ શરણે જા, કે જે ભગવાનની આજ્ઞામાં બંધાયલા પ્રજાપતિઓ, દોરીવડે નાકમાં નાથી લીધેલા બળદોની પેઠે જે પરમાત્માને બળિદાન અર્પણ કરેછે. માટે હે પુત્ર! ક્લેશરહિત, નિર્ગુણ, એક, અવિનાશી અને મનમાં વાસ કરતા સર્વ ઉપાધિરહિત, તે ઇશ્વરનીજ તું મુક્ત થઇ અંતરદૃષ્ટિ કરીને શોધ કર, કે જે પરમાત્માવિષે અનેક ભેદવાળું આ જગત્ મિથ્યા છતાં ખરા જેવું ભાસેછે. તું પરમાત્માની શોધ વખતેજ પ્રત્યેક મનુષ્યમાં આત્મારૂપે પ્રકાશતા, અનંત, આનંદરૂપ અને સર્વ શક્તિસંપન્ન એવા, ઇશ્વરવિષે પરમ ભક્તિ કર, કે જે ભક્તિથી તું ધીરે ધીરે 'મારું તથા હું' એવી અત્યંત દૃઢ થયેલી અજ્ઞાન ગ્રંથીને કાપી નાંખીશ. હે રાજા! ઔષધથી જેમ રોગનો નાશ કરવામાં આવે, તેમ ઘણાં શાસ્ત્ર શ્રવણથી કલ્યાણના કટ્ટા વૈરી ક્રોધને શમાવ અને તારું કલ્યાણ થાઓ.

——:o:——

# ભગવાનનો પ્રલ્હાદ ઉપર અનુગ્રહ.

પ્રહલાદ કહેછે—હું જન્મથીજ કામનાઓમાં બંધાચલો છું, માટે મને જૂદી જૂદી કામનાઓથી લોભાવો માં, હું કામનાઓના સંગથી ડરૂંછું, તેથી ખિન્ન થયોછું, અને મુક્તિની ઇચ્છાથી તમારે શરણે આવ્યોછું. મારામાં ભક્તનાં લક્ષણો છે કે નથી? એમ જાણવાની ઇચ્છાથી તમે મને ભક્તને કામના વિષે પ્રેરણા કરોછો, કે જે કામનાઓ હે પ્રભો! સંસારને ઉત્પન્ન કરવામાં બીજરૂપે છે તથા હૃદયમાં ગાંઠરૂપે રહેલીછે. હે સર્વ જગતના ગુરુ! મારી પરીક્ષા વિના આપ દયાળુને બીજું કોઇ પણ કારણ ઘટતું નથી. જે મનુષ્ય તમારો ભક્ત થઇને તમારી પાસેથી વરોની આશા રાખેછે, તેને ભક્ત જાણવો નહીં, પરંતુ વ્યાપારી જાણવો. જે સેવક પોતાના સ્વામી પાસેથી નાના પ્રકારની વસ્તુઓની ઇચ્છા રાખેછે, તેને સેવક જાણવો નહીં, તેમજ જે સ્વામી પોતાના સેવક પાસેથી સેવાની ઇચ્છા રાખીને તેને ઇષ્ટ પદાર્થો આપેછે, તેને સ્વામી જાણવો નહીં. હું તો કામના રહિત છું, તમારો ભક્ત છું અને તમે મારા કામના રહિત સ્વામી છો. રાજા અને તેના સેવકની પેઠે આપણી વચ્ચે કામનાદિકનું પ્રયોજન રહેલું નથી, છતાં પણ આપ કહેતા હો કે, તારા સંતોષને માટે તારે કંઇ

પણ માગવું જોઇએ, તો હે વરદાન આપનારાઓમાં ઉત્તમ ઇશ્વર! તમે મને માગેલા વર આપતા હો તો હું તમારી પાસેથી માગી લઉંછું કે, 'મારા હૃદયમાં કોઇ દિવસ કામનાનો અંકુર ફુટે નહીં તેવું કરો.' કારણકે, કામનાની ઉત્પત્તિથી ઇંદ્રિયો, મન, પ્રાણ, આત્મા, ધર્મ, ધૈર્ય, બુદ્ધિ, લજ્જા, લક્ષ્મી, તેજ, સ્મૃતિ તથા સત્ય નાશ પામેછે. મનુષ્ય જ્યારે મનમાં સ્થિર થઇને રહેલી કામનાઓનો ત્યાગ કરેછે, ત્યારેજ હે કમલનયન! તે પરમાત્મા સ્વરૂપ થાય છે. મહાત્મા પુરુષમૂર્તિ ભગવાન્ એવા તમને નમસ્કાર કરું છું. અદ્ભુત સિંહનું સ્વરૂપ ધારણ કરનારા પરમાત્મા પરબ્રહ્મરૂપ શ્રીહરિ એવા આપને નમસ્કાર કરું છું.

શ્રીનૃસિંહ ભગવાન્ બોલ્યા—હે નિર્દોષ બાળક! કુળને પવિત્ર કરનારો તું મહાત્મા જ્યારથી એના ઘરમાં જન્મ્યો છે, ત્યારથી તારો પિતા પોતાની એકવીશ પેઢી સાથે પ્રવિત્ર થયોછે. જ્યાં જ્યાં શાંત, સમાન દૃષ્ટિવાળા, સાધુ તથા સદાચારવાળા મારા ભક્તો અવતાર ધારણ કરેછે, તે અપવિત્ર દેશ પણ પવિત્ર થાયછે, તથા હલકા પુરુષો પણ પવિત્ર થાયછે. હે દૈત્યેન્દ્ર! મારી ભક્તિવડે ઇચ્છા વિનાના થયેલા મહાત્મા પુરુષો, પ્રાણીઓને વિષે કોઇ પણ રીતે કોઇ પણ પ્રાણીની હિંસા કરતા નથી, અર્થાત્ કોઇને પણ દુઃખ

દેતા નથી. આ જગતમાં તુને અનુસરનારા પુરુષો પણ મારા ભક્ત થશે અને તું ખરેખર મારા સર્વ ભક્તોમાં ઉપમા દેવા યોગ્ય છે.

——:૦:——

## સત્વ, રજો તથા તમો ગુણ વિષે.

શ્રીભગવાન કહેછે—હે ઉદ્ધવ! બ્રહ્મવેત્તા લોકો સત્વગુણથી ઉપર ઉપરના લોકોમાં જાયછે. તમોગુણથી સ્થાવર સૂધીના નીચા નીચા અવતારોને પામે છે, અને રજોગુણથી પાછો મનુષ્યનો અવતાર પામેછે. સત્વગુણની વૃદ્ધિ થઈ હોય ત્યારે મરેલાં મનુષ્યો સ્વર્ગમાં જાયછે, રજોગુણની વૃદ્ધિ થઇ હોય ત્યારે મરણ પામેલાં મનુષ્યો નર લોકમાં જાયછે, તમોગુણની વૃદ્ધિ થઇ હોય ત્યારે મરણ પામેલાં મનુષ્યો નરકમાં પડેછે અને નિર્ગુણ મનુષ્ય મને જ પામે છે. પોતાનું જે કર્મ મારી પ્રીતિ મેળવવા માટે અથવા તો દાસભાવથી કર્યું હોય તેને સાત્વિક કર્મ જાણવું. ફળનો સંકલ્પ કરીને જે કર્મ કર્યું હોય તેને રજોગુણી જાણવું. જેમાં હિંસા ઘણી આવતી હોય તે તથા જે દંભ અને મત્સરાદિકવાળું હોય તે કર્મને તમોગુણી જાણવું. આત્મા દેહાદિકથી જૂદો છે, આમ જાણવું, તેને સાત્વિક

જ્ઞાન જાણવું. આત્મા દેહાદિકથી જૂદો નથી આમ જાણવું તેને રજોગુણી જ્ઞાન સમજવું, અને જે બાળક તથા મુંગાના જેવું પ્રાકૃત જ્ઞાન હોય, તેને તમોગુણી જ્ઞાન જાણવું, તથા મારા સ્વરૂપનું જે જ્ઞાન તેને નિર્ગુણ જ્ઞાન જાણવું. વનમાં વાસ કરવો, તે સત્વગુણી ગણાયછે, ગામમાં વસવું, તે રજોગુણી ગણાયછે, જુગારખાનામાં રહેવું, તે તમોગુણી ગણાયછે અને મંદિરમાં રહેવું, એ નિર્ગુણી ગણાયછે. જે ફળમાં આસક્ત ન થઇને કર્મો કરેછે, તેને સત્વગુણી કર્તા જાણવો. જે બહુજ આસક્તિથી આંધળો થઇને કર્મ કરેછે, તેને રજોગુણી કર્તા જાણવો. જે પૂર્વાપરના પ્રસંગો ભૂલી જઇને કર્મ કરેછે, તેને તમોગુણી કર્તા જાણવો, અને જે મારો આશ્રય ગ્રહણ કરીને નિરહંકારીપણાથી કર્મ કરેછે તેને નિર્ગુણકર્તા જાણવો. વેદાંતશાસ્ત્ર ઉપર જે શ્રદ્ધા થાય તે સાત્વિકી શ્રદ્ધા જાણવી, કર્મ ઉપર જે શ્રદ્ધા થાય તેને રાજસી શ્રદ્ધા જાણવી, અધર્મને ધર્મ માનીને તેના ઉપર જે શ્રદ્ધા થાય તેને તામસી શ્રદ્ધા જાણવી, અને મારી સેવામાં જે શ્રદ્ધા થાય, તેને નિર્ગુણ શ્રદ્ધા જાણવી. જે આહાર પરિણામે હિતકારી હોય, પવિત્ર હોય અને પરિશ્રમ વિના પોતાની મેળે મળી આવે, તેને સાત્વિક આહાર જાણવો, ને જે આહાર ઇંદ્રિયોને રુચિકારક હોય,

કડવો, ખાટો તથા ખારો વિગેરે હોય, તેને રાજસ આહાર જાણવો, જે આહાર દીનતાથી મળ્યો હોય અને અશુદ્ધ હોય તેને તામસી આહાર જાણવો, તથા જે આહાર મને નિવેદન કરવામાં આવ્યો હોય તે આહારને નિર્ગુણ જાણવો. આત્મા સર્વથી જૂદો છે, આમ જાણીને જે આનંદ થાય તેને સાત્વિક આનંદ જાણવો, વિષયો સેવન કરતાં જે આનંદ થાય તેને રાજસ આનંદ જાણવો, મોહથી તથા દીનતાથી જે આનંદ થાય તેને તમોગુણી આનંદ જાણવો અને શુદ્ધ બ્રહ્મના જ્ઞાનથી જે આનંદ થાય, તેને નિર્ગુણ આનંદ જાણવો. આરીતે આહારાદિક સર્વ પદાર્થો, વનાદિક સ્થાનો, સુખાદિક ફળો, કાળ, જ્ઞાન, કર્મ, કર્ત્તા, શ્રદ્ધા જાગ્રદાદિક અવસ્થા, દેવતા આદિક આકૃતિઓ તથા સ્વર્ગાદિકની પ્રાપ્તિરૂપ નિષ્ઠા, આ સર્વે ત્રણ ગુણવાળા છે. હે પુરુષોમાં શ્રેષ્ઠ ઉદ્ધવ! માત્ર ઉપર કહ્યા તેટલા પદાર્થો નહીં પરંતુ પુરુષ અને પ્રકૃતિમય જે જે પદાર્થો જોવામાં આવેછે, જે જે પદાર્થો સાંભળવામાં આવેછે અને જે જે પદાર્થો બુદ્ધિથી વિચારવામાં આવેછે તે સર્વે પદાર્થો ત્રણ ગુણવાળા છે. જીવને ગુણો તથા કર્મોમાં બંધાવાર્થ

ઉપર કહેલા અવતારો આવેછે. હે શાંતગુણી ઉદ્ધવ! જે જીવ ઉપર કહેલા ગુણો તથા કર્મોને જિતેછે. તેઓ ભક્તિના સંબંધથી મારે વિષે નિષ્ઠાવાળા થઇને મોક્ષના પદને પામે છે, તેટલા માટે જ્ઞાન તથા વિજ્ઞાનને આપનારા આ દેહને પ્રાપ્ત કરીને વિવેકી જનોએ, ગુણોનો સંગ છોડી દઇને મારું ભજન કરવું. તે આ પ્રમાણે કે, વિદ્વાન્ મનુષ્યે ઇંદ્રિયોને જિતી, સર્વનો સંગ ત્યાગ કરી, તથા સાવધાન થઇને મારું ભજન કરવું. શાસ્ત્રનું ચિંતન કરનારા તે મુનિએ, સત્વગુણની સેવા કરીને તેનાથી રજોગુણનો તથા તમોગુણનો પરાજય કરવો, અને ઉપશમરૂપ સત્વગુણ ધારણ કરીને શાંત બુદ્ધિવાળા પુરુષે, સત્વગુણનો પણ વિજય કરવો, કે જેથી વિક્ષેપ ઉપજે નહીં. આરીતે ગુણોમાંથી છૂટો થયેલો જીવ, જીવપણું લિંગ શરીરમાંથી તથા ચિત્તમાં ઉત્પન્ન થતા ગુણોમાંથી છૂટો થઇને, મારા બ્રહ્મસ્વરૂપવડેજ પરિપૂર્ણ રહેછે, તેથી તે બહારના વિષયોનો ઉપભોગ કરતો નથી, તેમ અંતરમાં તેઓને સંભારતો પણ નથી.

——:o:——

# ધ્રુવને થએલો પશ્ચાતાપ.

મૈત્રેય કહેછે—આપ્રમાણે જેનો સત્કાર કરવામાં આવ્યો હતો એવા ગરુડધ્વજ ભગવાન્, બાળક એવા ધ્રુવને પોતાનું સ્થાન આપીને તેના દેખતાં પોતાના ધામમાં પધાર્યા. તે ધ્રુવ પણ જેમાં સર્વ સંકલ્પો સમાપ્ત થાયછે એવો મનોરથ, વિષ્ણુના ચરણની સેવાથી સંપાદન કરીને બહુ પ્રસન્ન થયો નહીં, પણ અણમાણતો પોતાના નગર તરફ ગયો.

વિદુર પૂછેછે–માયાવી ભગવાનના મહાદુર્લભ પરમ-પદને, ભગવાનના ચરણની સેવાથી એક જન્મમાંજ મેળવ્યા છતાં, પણ પુરૂષાર્થ જાણનારા ધ્રુવે, પોતાનો મનોરથ પૂરો થયો નથી તેમ શા માટે માન્યું હતું?

મૈત્રેય કહેછે—અપર માતાનાં વાકયરૂપી બાણોથી હૃદયમાં વિંધાઈ ગયેલો, અને તે વચનરૂપી બાણોનું વારંવાર સ્મરણ કરતો, ધ્રુવ મુક્તિપતિ ભગવાન્ પાસેથી મોક્ષ માગી શક્યો નહતો તેથી તેને સંતાપ થતો હતો. ધ્રુવ પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો કે, સનકાદિક નૈષ્ઠિક બ્રહ્મચારીઓ પણ અનેક જન્મો સુધી સમાધિ ચઢાવીને જેમના પરમ પદને જાણેછે અર્થાત્ પામેછે, તે ભગવાનનાં ચરણની છાયાને હું છ મહિનામાં પામ્યો હતો, છતાં પણ

ભેદ બુદ્ધિ કરવાથી હું ત્યાંથી પાછો આલોકમાં આવ્યો છું. અરેરે!!! મારા મંદભાગ્યવાળાનું અજ્ઞાન તો જુઓ!! મેં સંસારનાં બંધન તોડનારા ભગવાનનાં ચરણકમળને પામ્યા છતાં પણ નાશવંત સુખ માગી લીધું. ખરેખર મારાથી નિચેના લોકમાં રહેનારા દેવતાઓએ ઇર્ષ્યાથી મારી બુદ્ધિ ફેરવી નાંખીછે! જેથી મેં મહા અધમે નારદનાં હિતકારી વચનને સ્વીકાર્યું નહીં. નિદ્રાવશ મનુષ્યની પેઠે દૈવી માયાનો આશ્રમ કરીને, બીજી વસ્તુ નથી છતાંપણ મારો ભાઇ, મારો શત્રુ એવા હૃદયરોગને લીધે ભેદદૃષ્ટિ-વાળો હું, રાત્રિદિવસ સંતાપ પામ્યા કરું છું. મેં તપશ્ચર્યા કરીને સંસારના જન્મ મરણનાં બંધન તોડનારા અને મહા-દુ:ખે પ્રસન્ન થનારા જગતના આત્મારૂપ પરમાત્માને પ્રસન્ન કર્યા, અને મેં ભાગ્હીને તેની પાસેથી સંસારસુખ માગી લીધું, પણ મારી તે પ્રાર્થના મરવાને તૈયાર થયેલા પુરુષને કરેલી ચિકિત્સા જેમ વ્યર્થ જાયછે તેમ વ્યર્થ છે. અરેરે!!! ઇશ્વર તો મને મોક્ષ આપતા હતા, પરંતુ નિર્ધન મનુષ્ય જેમ ચક્રવર્તી રાજા પાસેથી ફોતરાંવાળા ચોખા માગી લે, તેમ પુણ્યહીને મેં પણ મૂર્ખપણાનેલીધે, ભગવાન્ પાસેથી અભિમાન માગી લીધું.

———:૦:———

# ભરતખંડની મોટાઇનું વર્ણન.

જન્મ ધારણ કરનારા પુરુષો પોતે કરેલાં સાત્વિક, રાજસ તથા તામસ કર્મોવડે અનુક્રમે સ્વર્ગમાં, મર્ત્ય લોકમાં અને નરકમાં અનેક અવતારો ધારણ કરેછે; કારણ કે કર્મ પ્રમાણે સર્વ કોઇને સર્વ જાતના અવતારો આવેછે. પરંતુ વર્ણ તથા આશ્રમનો ધર્મ, મોક્ષનાં સાધનો તથા મોક્ષનો લાભ એ માત્ર ભરતખંડમાંજ છે, બીજા દેશમાં તે નથી. રાગાદિકથી રહિત, વાણીથી પણ અગોચર, તથા પોતાનોજ એક આશ્રય કરનારા, ભગવાન્ વાસુદેવ ઉપર જે નિષ્કામ ભક્તિ થવી, એ મોક્ષનું સ્વરૂપ છે અને તે મોક્ષ, જ્યારે નાના પ્રકારના અવતારો આપનારું દેહાભિમાન છૂટી જઇને, શ્રીભગવાનના ભક્તોની સાથે ઉત્તમ પ્રસંગ થાયછે ત્યારેજ મળેછે. દેવતાઓ ભરતખંડમાં જન્મેલાં પ્રાણીઓને માટે આપ્રમાણે ગાયછે—ઓહો હો હો!!! જેઓએ ભરતખંડમાં ભગવાનની સેવામાં ઉપયોગી એવો મનુષ્યાવતાર લીધોછે, તેઓએ એવું તે શું પુણ્ય કર્મ કર્યું હશે? અથવા તો ભગવાન શ્રીહરિ પોતેજ શું એઓના ઉપર પ્રસન્ન થયા હશે? કારણકે અમને પણ એવા અવતારની તો ઇચ્છા થાયછે. કોઇનાથી બની શકે નહીં તેવા યજ્ઞો કરવાથી, તપો કરવાથી, વ્રતો કરવાથી, તથા દાનાદિક

તુચ્છ એવાં સ્વર્ગનો કદાચ વિજય કર્યો તોપણ એમાં શું લાભ થયો! કારણકે જ્યાં આગળ ઇંદ્રિયોને અતિશય સુખ મળવાથી, ભગવાન્ નારાયણના ચરણારવિંદનું સ્મરણ થતું નથી એટલુંજ નહીં પણ તે વિસરી જવાયછે. આ સ્વર્ગમાં અવતાર આવવાથી આપણે એક કલ્પપર્યંત જીવશું, પરંતુ ફરીને પણ આપણો જન્મ થશે માટે, તેવા જન્મ કરતાં ભરતખંડની ભૂમિમાં અવતાર લઇને અલ્પ સમય આયુષ્ય ભોગવવું એ ઉત્તમ છે. કારણકે બુદ્ધિશાળી પુરુષો ભરતખંડમાં મનુષ્ય દેહને લીધે, એક ક્ષણમાંજ સર્વ કર્મનો ત્યાગ કરીને શ્રીહરિનાં અભય એવાં ચરણારવિંદને સારી રીતે પામેછે. જ્યાં ભગવાનની કથારૂપી અમૃતની નદીઓ વહેતી નથી, જ્યાં ભગવાનનો આશ્રય કરનારા ઉત્તમ ભક્તજનો હોતા નથી, જ્યાં મહા ઉત્સવોવાળી ભગવાન્ યજ્ઞનારાયણની પુજાઓ થતી નથી, તે સ્થાન જોકે બ્રહ્મલોક હોય તોપણ ત્યાં રહેવું જોઇએ નહીં. જે પ્રાણીઓ જ્ઞાન, જ્ઞાનને માટે ઉપયોગી ક્રિયાઓ, અને ક્રિયાઓને ઉપયોગી એવા પદાર્થોથી ભરપૂર એવા મનુષ્યના અવતારને મેળવ્યા છતાં પણ, મોક્ષમાટે પ્રયત્ન કરતા નથી, તેઓ પારધીના હાથમાંથી છૂટી ગયેલાં પક્ષીઓ જેમ પાછાં પણ ઝાડ ઉપર ગાફલ થઇને વિહાર કરે તો બંધાઇ જાયછે, તેમ તે પ્રાણી પણ ફરીને બંધન પામે

છે. ઓહોહો!!! ભરતખંડના લોકોનું કેટલું મોટું ભાગ્ય છે. કારણકે જે લોકો શ્રદ્ધાથી યજ્ઞમાં 'अग्नये जुष्टं निर्वपामि । इन्द्राय जुष्टं निर्वपामि ॥' વિગેરે જુદા જુદા વિભાગો પ્રમાણે વિધિથી મંત્રો ભણીને, ચરુ તથા પુરોડાશ જુદા જુદા દેવતાઓને 'न मम' એમ કહીને અર્પણ કરેછે, તે પદાર્થને શ્રીહરિ જે પૂર્ણ કામનાવાળા છે, તથા જેને ઇંદ્રાદિકના જૂદાં જૂદાં નામોથી બોલાવવામાં આવેછે, છતાં પણ સર્વ કામનાના સ્વામી એવા તે પ્રભુ, પ્રસન્ન થઇને તુરતજ ગ્રહણ કરેછે. ઉપર કહેલા સકામ પુરુષો કરતાં નિષ્કામ પુરુષો વધારે ઉત્તમ છે; કારણકે ભગવાનની પાસે યાચના કરનારને ભગવાન્ તેની ઇચ્છા પ્રમાણે માંગેલી વસ્તુ આપેછે એ વાત ખરી છે, પરંતુ તે પ્રમાણે યાચના કરવાથી ભગવાન્ મોક્ષ આપતા નથી. કારણકે એક વસ્તુ માગ્યા પછી, ફરીને મનુષ્ય બીજી વસ્તુ પણ માંગેછે. માટે જેઓ નિષ્કામપણે ભગવાનની સેવા કરેછે, તેઓની તો ભગવાન્ પોતેજ સર્વ ઇચ્છાઓને પરિપૂર્ણ કરનારું પોતાનું ચરણપલ્લવ (મોક્ષ) આપેછે. અમે સ્વર્ગનું જે સુખ ભોગવ્યું છે, તેમાંથી જો કંઇ પણ બાકી રહ્યું હોય તો તે ઉત્તમ શ્રેષ્ઠ ફળને લીધે, તથા સારા વ્યાખ્યાનના અને યજ્ઞયાગાદિકના શ્રેષ્ઠ ફળને લીધે, અમારો જન્મ ભરતખંડમાં થાઓ,

અને ત્યાં આગળ અમને ભગવાનના ચરણનું સ્મરણ રહો. કારણકે જ્યાં પોતાને ભજનારા લોકોનું શ્રીહરિ કલ્યાણ કરેછે.

---:o---

## અર્જુન સ્તુતિ કરેછેઃ—

હે દેવ ! તમારા આ વિશ્વરૂપ શરીરમાં દેવતાઓને, સઘળાં પ્રાણીઓને, બ્રહ્માને, શંકરને, રૂષિયોને અને દિવ્ય સર્પોને હું જોઉંછું.

હે વિશ્વના સ્વામી ! અનેક હાથ, પેટ, મુખ, તથા નેત્રોવાળા, અનંત રૂપવાળા અને આખું વિશ્વ જેમને રહેવાનું સ્થાન છે એવા આપ સર્વત્ર જણાવોછો; પરંતુ આપનું આદિ, મધ્ય તેમજ અંત જણાતું નથી.

મુકુટને ધારણ કરનારા, ગદાધારી, ચક્રધારી, તેજના ભંડાર, ચોતરફથી પ્રકાશમાન, દિવ્ય કાંતિવાળા, સામું જોઈ શકાય નહીં તેવા સ્વરૂપવાળા, માપમાં આવો નહીં એવા આપ દશે દિશાઓમાં વ્યાપી રહેલાછો.

તમે અવિનાશી અને મહાન છો, સર્વને જાણવા યોગ્ય છો, આ વિશ્વના મોટામાં મોટા આધારભૂત છો, કોઇ

પણ કાળે ફેરફાર નહીં પામનારા છો, ધર્મના રક્ષક છો, અને સનાતન પુરૂષ છો.

હે પરમાત્મન્! તમે આદિ, મધ્ય અને અંત વિનાના છો, અનંત પરાક્રમવાળા છો, હજારો હાથવાળા છો, અનેક સૂર્ય ચંદ્રના જેવી આંખોવાળા છો. અને મુખમાંથી અગ્નિની જ્વાળાઓ કાઢોછો; અને તમે તમારા અંગમાંથી નીકળતી કાંતિથી આખા વિશ્વને તપાવોછો.

હે અંતરાત્મા! આકાશમાં, પાતાલમાં અને બધી દિશાઓમાં એક તમેજ વ્યાપી રહ્યાછો, આપનું આ રૂપ અદ્‌ભુત અને ભયંકર છે, અને તે જોઇને ત્રણે લોક અત્યંત ભયભીત થયાછે. દેવતાઓ તમને આવા અદ્‌ભુત શક્તિવાળા જોઇને તમારે શરણે આવેછે, અને તેઓમાંના કેટલાકો ભયભીત થયેલા હોવાથી, હાથ જોડીને તમારી પ્રાર્થનાઓ કરેછે, અને મહર્ષિયો તથા સિદ્ધ પુરૂષો જયજયકાર કરી તમારી અનેક રીતે સ્તુતિયો કરેછે. તેમજ તમને આવા અદ્‌ભુત રૂપવાળા જોઇને રૂદ્રો, આદિત્યો (સૂર્યો), વસુઓ, દેવો, અશ્વિનીકુમારો, પવનો, પિતૃઓ, ગંધર્વો, યક્ષો, અને અસુરો વિસ્મય પામેછે.

હે સર્વ શક્તિમાન્ પરમાત્મા! તમારૂં આ રૂપ અગણિત મુખવાળું, હજારો નેત્રવાળું હજારો હાથ પગ અને

સાથળવાળું, મોટા પેટવાળું અને ઘણી ભયંકર ડાઢોવાળું છે; અને તે જોઇને ત્રણે લોક ભયભીત થયાછે, અને તેઓની સાથે હું પણ ભયભીત થયેલોછું.

આકાશમાં વ્યાપી રહેલા, તેજોમય, અનેક રંગો-વાળા, ઉઘાડાં મુખવાળા, અને પ્રકાશિત મોટાં નેત્રોવાળા આપને જોઇને, હે વિષ્ણુ ! મારૂં મન ભયથી વ્યાકુળ થયું છે અને મને ધીરજ તથા શાંતિ રહેતી નથી.

ડાઢોવડે ભયંકર દેખાતા અને પ્રલય વખતના અગ્નિ જેવા તેજસ્વી સ્વરૂપવાળા, એવા આપને જોઇને હું, દિશા-ઓનું ભાન ભુલી ગયોછું અને મને શાંતિ રહી નથી, માટે હે દેવોના દેવ તથા જગત્ના આધારભૂત પરમાત્મા ! તમે મારા ઉપર પ્રસન્ન થાઓ.

બધા રાજાઓ, દુર્યોધનાદિ ધૃતરાષ્ટ્રના પુત્રો, ભીષ્મ, દ્રોણ, કર્ણ તથા અમારા મુખ્ય મુખ્ય યોદ્ધાઓ તમારા ઉગ્ર મુખોમાં પડેછે અને તેઓ ત્યાંજ ચવાઇ જાયછે.

હે વિષ્ણુ ! નદીઓના પ્રવાહો જેમ સમુદ્ર તરફ વહેછે અને અંતે તેમાંજ પ્રવેશ કરેછે, અને પતંગીઆઓ જેમ પોતાનાજ નાશને માટે અગ્નિમાં ઝંપલાવેછે, તેમ આ સઘળા શૂરવીરો પોતાનાજ નાશ માટે, તમારા ઉગ્ર મુખોમાં પ્રવેશ કરેછે, તથા તમે બળતાં મુખોવડે તેઓને ગળી જાઓછો.

હે દેવતાઓમાં શ્રેષ્ઠ! તમારાં વિરાટ્ સ્વરૂપમાં મારી ગતિ પહોંચી શકતી નથી; તમારાં તેજથી આખું જગત તપેછે માટે આવું ઉગ્રરૂપ ધરનારા તમે કોણ છો તે મને કહો. હું તમને નમસ્કાર કરૂં છું. મારા ઉપર પ્રસન્ન થાઓ.

હે ઇન્દ્રિયોના સ્વામી! તમારાં નિર્મળ યશ સાંભળીને સિદ્ધો, દેવતાઓ અને મહર્ષિયો પ્રફુલ્લિત થઇને આનંદમાં રહે, અને એક આપનેજ નમસ્કાર કરે તેમાં કાંઈ આશ્ચર્ય નથી; કારણકે હે પરમાત્મા! તમે તો બ્રહ્માના પણ આદિકર્તા છો.

હે અનંત! હે દેવોના નિયંતા! હે વિશ્વાધાર! તમે નાશ નહીં પામો એવા છો, કાર્ય કારણરૂપ છો, તેમજ કાર્ય કારણથી પર પરબ્રહ્મરૂપ પણ આપજ છો.

હે અનંત સ્વરૂપવાળા! તમે આદિ દેવ અને પુરાણ પુરૂષ છો, આ વિશ્વના આધારભૂત છો, બધુ જાણનારા છો, જીવને જાણવા યોગ્ય છો, અનહદ પ્રકાશવાળા છો અને સર્વવ્યાપક છો.

આપ બ્રહ્માના પિતા છો, પ્રજાના પતિ છો, તથા વાયુ, યમ, અગ્નિ, વરૂણ, અને ચંદ્રરૂપ છો, અને તેથી હું તમને નમું છું, ફરીને નમું છું તથા હજારો હજાર વાર નમસ્કાર કરૂં છું.

હે સર્વાત્મા! તમારૂં સામર્થ્યે ક્ષીણ ન થાય તેવું છે, તમારાં પરાક્રમો ગણાય નહીં તેવાં છે અને તમે સર્વત્ર વ્યાપી રહ્યાછો, માટે હે સર્વ સ્વરૂપ! તમને આગળ, પાછળ અને દશે દિશાઓમાં નમસ્કાર હો.

હે ઉપમા આપી શકાય નહીં એવા પ્રભાવવાળા! તમે ચરાચર જગત્‌ના પિતા છો, પૂજા કરવા યોગ્ય છો, ગુરૂઓના પણ ગુરૂ છો, અને ત્રણે ભુવનમાં તમારા જેવો બીજો કોઇજ નથી ત્યારે અધિક તે ક્યાંથીજ હોય? માટે હે જગત્‌ના ઇશ! હે સ્તુતિ કરવા યોગ્ય! પિતા જેમ પુત્રના અને મિત્ર જેમ મિત્રના અપરાધો ક્ષમા કરેછે, તેમ હે દેવ! આપને દંડવત્ પ્રણામ કરીને હું એજ માગું છું કે, હું આપનો પ્રિય હોવાથી આપ મારા અપરાધો ક્ષમા કરવાને યોગ્ય છો.

હે દેવોના નિયંતા! હે જગત્‌ના આધારરૂપ! કદીપણ કોઇએ ન જોયેલા એવા તમારા આ વિશ્વરૂપના દર્શનથી હું ઘણોજ આનંદ પામ્યોછું, તેમજ ભયભીત પણ થયેલો છું. માટે હે વિશ્વરૂપધારી! મારા ઉપર પ્રસન્ન થઇને હાથમાં શંખ, ચક્ર, ગદા અને પદ્મ, તેમજ મસ્તકપર મુકુટને ધારણ કરનારૂં તમારૂં ચતુર્ભુજ સ્વરૂપ જોવા હું ચાહું છું. માટે હે હજારો હાથવાળા! આ વિશ્વરૂપ આપનું સ્વરૂપ સંકેલીને આપ મારી સામે ચતુર્ભુજ સ્વરૂપે ફરીથી પ્રગટ થાઓ.

—:o:—

## શુકદેવજીએ કરેલી ભગવાનની સ્તુતી.

**શુકદેવજી સ્તુતિ કરેછે**–જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા લયરૂપ લીલા કરવા માટે, સાત્વિક, રાજસ અને તામસ એવી માયાની ત્રણ પ્રકારની શક્તિને ગ્રહણ કરનારા, સર્વ પ્રાણીઓના અંતર્યામી અને તેને લીધેજ ઇંદ્રિયાદિકથી જાણવામાં નથી આવતો માર્ગ જેનો એવા, અપાર મહિમાવાળા, સર્વ કરતાં શ્રેષ્ઠ પુરૂષરૂપ ભગવાનને હું નમુંછું. ધર્મનિષ્ઠ એવા સત્પુરૂષોનાં પાપોનો નાશ કરનારા, અધર્મિયોનો સંહાર કરનારા, સંપૂર્ણ સત્વ મૂર્તિવાળા, પરમહંસોના આશ્રમમાં રહેલા, પુરૂષોએ જડ વસ્તુનો ત્યાગ કરીને શોધવા યોગ્ય એવા, આત્મતત્વને આપનારા એવા આપ ભગવાનને ફરીને નમુંછું. ભક્તજનોનું પાલન કરનારા, કુયોગીઓથી અર્થાત્ ભક્તિહીન યોગીઓથી જેની દિશા પણ દૂર છે એવા, જેના સમાન તેમજ અધિક કોઇ નથી એવા, ઐશ્વર્યથી સ્વરૂપ પરબ્રહ્મમાં વિહાર કરનારા એવા, તમો ભગવાનને વારંવાર નમસ્કાર હો. જેમનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ તથા પૂજન લોકોનાં પાપોનો તુરત નાશ કરેછે, તે કલ્યાણ કીર્તિવાળા પરમાત્માને વારંવાર નમસ્કાર કરૂંછું. વિવેકીજનો જેમનાં ચરણારવિંદનો આશ્રય કરીને, આલોકનાં તથા પરલોકનાં સુખમાંથી

મનની આસક્તિને ઉઠાડી મુકીને, પરિશ્રમ વિના પરબ્રહ્મની ગતિને પામેછે, એવા કલ્યાણકારી યશવાળા ભગવાનને વારંવાર નમસ્કાર કરૂંછું. તપસ્વીઓ, દાતાઓ, યશસ્વીઓ, યોગીઓ, મંત્રનો જપ કરનારાઓ તથા સદાચારવાળા પુરૂષો, પોતાનાં તપ આદિ કર્મો, જેમને અર્પણ કર્યા વિના ક્ષેમ પામતા નથી, તે કલ્યાણકારી યશવાળા ભગવાનને હું વારંવાર નમુંછું. ભિલ્લ, ચંડાલ, યવન વિગેરે નીચ જાતિના લોકો જે ભગવાનના ભક્તોનો આશ્રય કરીને પાપ રહિત થયાછે, તે મહાસમર્થ ભગવાનને હું નમસ્કાર કરૂંછું. ધીર પુરૂષોના આત્મા, ત્રણ વેદરૂપ, ધર્મમૂર્તિ, તપોમૂર્તિ, તથા કપટ રહિત બ્રહ્મા, શંકર વિગેરે ભક્તો, અતિ આશ્ચર્યપૂર્વક જેના સ્વરૂપને જાણી શકેછે એવા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. લક્ષ્મીના પતિ, યજ્ઞના પતિ, પ્રજાના પતિ, બુદ્ધિના પતિ, લોકના પતિ, પૃથ્વીના પતિ, અધિપતિ તથા સત્પુરૂષોના પતિ એવા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. જ્ઞાની પુરૂષો જેમનાં ચરણારવિંદની ધ્યાનરૂપી સમાધિવડે બુદ્ધિને શુદ્ધ કરીને, તે બુદ્ધિદ્વારા આત્મસ્વરૂપનાં દર્શન કરેછે અને પંડિતો પોતપોતાની મતિ પ્રમાણે, જેને સગુણ નિર્ગુણ કહેછે, તેજ ભગવાન મુકુંદ મારા ઉપર પ્રસન્ન થાઓ. પૂર્વે કલ્પના

આરંભમાં જે ભગવાને બ્રહ્માના હૃદય વિષે, સૃષ્ટિ રચવા સંબંધી સ્મૃતિ લાવવા માટે પ્રેરણા કરી હતી, તે જ્ઞાન આપનારાઓમાં શ્રેષ્ઠ એવા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. જે સર્વવ્યાપક પરમપુરૂષ, પંચ મહાભૂતોદ્વારા આ સર્વ શરીરોને રચીને તેઓમાં જીવરૂપે વાસ કરોછો, તથા સોળ પદાર્થોને ચેતન કરનારા જે ભગવાન, અંતર્યામીપણાથી અગીયાર ઇંદ્રિયો અને પંચમહાભૂતોરૂપ સોળ કળાનો પ્રકાશ કરોછો, તે ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ.

---:o:---

## બ્રહ્માએ કરેલી સ્તુતિ.

બ્રહ્મા સ્તુતિ કરેછે—વિકારરહિત, સત્ય, અનંત, આદિપુરૂષ, સર્વની બુદ્ધિના સાક્ષી, ઉપાધિરહિત, તર્કમાં આવો નહીં તેવા, મનનાં કરતાં વિશેષ વેગવાળા, વાણીના અગોચર, દેવતાઓમાં ઉત્તમ અને સ્તુતિ કરવા યોગ્ય એવા આપને પ્રણામ કરીએ છીએ. પ્રાણ, મન, બુદ્ધિ તથા અહંકારને જાણનારા, વિષયોથી અને ઇંદ્રિયોથી પ્રકાશતા, સ્વપ્નદ્રષ્ટાની પેઠે અજ્ઞાન રહિત, દેહ રહિત, અવિનાશી, આકાશની પેઠે વ્યાપક, ત્રણે યુગમાં પ્રગટ થનારા, જીવનો પક્ષપાત કરનારી વિદ્યા તથા અવિદ્યાથી રહિત, એવા આપ ભગવાનને શરણે આવ્યા છીએ. જે પરમાત્મા જ્ઞાનસ્વરૂપ

છે, પ્રકૃતિથી પર છે, અદૃશ્ય છે, નિર્વિકલ્પ છે, દેશ તથા કાળના માપમાં આવે નહીં તેવા છે, તથા જે જીવની પાસે તેના નિંયતા તરિકે રહેછે, અને ધીર પુરૂષો યોગદ્વારા જેની ઉપાસના કરેછે, તે ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ. જે ભગવાનની માયાને કોઇ પણ મનુષ્ય તરી શકતો નથી, વળી જેની માયાથી મોહિત થઇને મનુષ્ય આત્મ-સ્વરૂપ જાણતો નથી, જેણે માયાને તથા માયાના ગુણોને જીતી લીધાછે, તથા સર્વ પદાર્થોમાં એકસરખી રીતે રહેછે, તે પરમાત્માને અમે નમસ્કાર કરીએ છીએ. અમે દેવ-તાઓ અને ઋષિયો જેમના પ્રિય એવા સત્વગુણી શરીર-માંથી સરજાયલા છીએ, છતાં પણ અમે જેમની બહાર તથા અંદર, સત્તા અને પ્રકાશવડે, પ્રગટ સ્વરૂપવાળા છતાં પણ, સૂક્ષ્મ સ્વરૂપને જાણતા નથી, ત્યારે રજોગુણ અને તમોગુણવાળા દૈત્યાદિકો તો ક્યાંથીજ જાણે (?) તે પર-માત્માને અમે પ્રણામ કરીએ છીએ. ભગવાને પોતે રચેલી આ પૃથ્વી કે જેમાં ચાર પ્રકારની ભૂત સૃષ્ટિ રહેલીછે, તે પૃથ્વી જેના ચરણ છે, તે સ્વતંત્ર, મહા ઐશ્વર્યવાળા, અખંડ સ્વરૂપ ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ. દેવતાઓનાં અન્નરૂપ અને તેને લીધે બળ તથા આયુષ્ય આપનારા, વૃક્ષોના અધિપતિ અને પ્રજાને ઉત્પન્ન કરનારા, ચંદ્રમા,

જે ભગવાનનું મન છે આમ વેદો કહેછે, તે મહા ઐશ્વર્ય-વાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. ધનને ઉત્પન્ન કરનારો, યજ્ઞાદિક ક્રિયાકાંડની પ્રવૃત્તિ માટે ઉત્પન્ન થયેલો, પેટમાં રહેલાં અન્નોને પચાવનારો, તથા સમુદ્રના જળને શોષણ કરનારો અગ્નિ જેમનું મુખ છે, તે મહા ઐશ્વર્ય-વાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. વેદમય, પર-બ્રહ્મની ઉપાસનાના સ્થાનરૂપ, મુક્તિના દ્વારરૂપ, પવિત્ર લોકરૂપ અને કાળમૂર્તિરૂપ, સૂર્ય જેમના નેત્ર કહેવાયછે, એવા મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. સ્થાવર જંગમના પ્રાણરૂપ અને ઇંદ્રિય, મન તથા શરીરની શક્તિરૂપ વાયુ જેમના પ્રાણથી ઉત્પન્ન થયોછે, અને સેવકો જેમ ચક્રવર્તિની સેવા કરેછે, તેમ અમે જેમની સેવા કરીએ છીએ તે, મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. જે પુરૂષરૂપ ભગ-વાનની કર્ણેન્દ્રિયમાંથી દશ દિશાઓ ઉત્પન્ન થઇછે, જેમના હૃદયમાંથી દેહનાં છિદ્રો થયાંછે, જેમની નાભિમાંથી પ્રાણ, ઇંદ્રિય, મન તથા શરીરના આધારરૂપી આકાશ થયુંછે, તે મહા ઐશ્વર્યવાલા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. જેમના બળમાંથી મહેંદ્ર થયાછે, પ્રસાદમાંથી દેવતાઓ થયાછે, ક્રોધમાંથી શંકર થયાછે, બુદ્ધિમાંથી બ્રહ્મા થયાછે,

અને છિદ્રોમાંથી વેદ તથા ઋષિયો થયાછે, તે મહા ઐશ્વર્ય-વાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. બ્રાહ્મણો તથા ગુપ્ત એવા વેદો, જેમનાં મુખમાંથી થયાછે, ક્ષત્રિય તથા બળ જેમની ભુજાઓમાંથી થયેલાંછે, વૈશ્ય તથા વ્યાપાર જેમનાં સાથળમાંથી થયેલા છે, અને શૂદ્ર તથા સેવા જેમનાં ચરણ-માંથી થયેલાંછે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. પાંચ મહાભૂતો, કાળ, કર્મ, ગુણો તથા ભૌતિક પ્રપંચ, આ સર્વ જાણવામાં આવતાં નથી, તેમ વિદ્વાનોનો તર્ક પણ જયાં આગળ પ્હોંચી શકતો નથી, આ સર્વ જે ભગવાનની યોગમાયાએ રચેલાંછે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ. શાંત શક્તિવાળા, સ્વસ્વરૂપના આનંદના લાભથી પરિપૂર્ણ, માયાએ રચેલા વિષયોમાં વૃત્તિયોથી ના બંધાતા, તથા વાયુના જેવી લીલા કરનારા તે આપ ભગવાનને પ્રણામ હો. હે વ્યાપક પરમાત્મા! આપ ભગવાન સમયે સમયે ઇચ્છા પ્રમાણે અનેક અવતારો ધારણ કરીને, અમારાથી થઇ શકે નહીં તેવા કર્મ કરોછો. આપ અનંત, અતર્ક્ય કાર્ય કરનારા, નિર્ગુણ, ગુણોના સ્વામી તથા હમણાં સત્વ ગુણમાં રહેલાછો, તે આપને અમે પ્રણામ કરીએ છીએ.

———:૦:———

## શિવે કરેલી ભગવાનની સ્તુતિ.

શ્રીશંકર સ્તુતિ કરેછે—આપ શબ્દ બ્રહ્મમાં ગુહ્ય અને પ્રકાશોને પણ પ્રકાશ કરનારા પરબ્રહ્મ છો. નિર્મળ બુદ્ધિવાળા પુરૂષો આપને આકાશની પેઠે નિર્ગુણ જુવેછે, અર્થાત્ આ અજ્ઞાની તમારા સ્વરૂપને જાણતો નથી. તમારા નિર્ગુણ સ્વરૂપનું જ્ઞાન તો એક તરફ રહ્યું, પરંતુ તમે લીલાવડે ગ્રહણ કરેલા વિરાટ્ સ્વરૂપને પણ જાણતો નથી. તમારા વિરાટ્ સ્વરૂપમાં આકાશ તમારી નાભિ છે, અગ્નિ તમારૂં મુખ છે, સ્વર્ગ મસ્તક છે, દિશાઓ કાન છે, પૃથ્વી ચરણ છે, ચંદ્ર મન છે, સૂર્ય દૃષ્ટિયો છે, હું (શિવ) અહંકાર છું, સમુદ્ર પેટ છે, ઇંદ્રાદિક લોકપાળો ભુજાઓ છે, ઔષધિયો રૂવાંડા છે, મેઘ કેશ છે, બ્રહ્મા બુદ્ધિ છે, અને ધર્મ હૃદયરૂપ છે. આપ્રમાણે બ્રહ્માંડરૂપે કલ્પાયેલા આપ પરમપુરૂષ છો. હે અખંડ કાંતિવાળા! ધર્મની રક્ષા માટે અને જગત્‌ના કલ્યાણ માટે તમારો આ અવતાર છે. અને અમે સર્વે આપથી રક્ષાતા સાત લોકની રક્ષા કરીએ છીએ. તમે આદિ પુરૂષ છો, શુદ્ધ છો, સ્વયંપ્રકાશ છો, એક સ્વરૂપ છો, સર્વના કારણરૂપ છો, અને આપ કારણ રહિત છો, છતાં પણ સર્વ વિષયોને પ્રકાશ કરવા માટે, માયાવડે પ્રત્યેક દેહમાં તે તે દેહ પ્રમાણે જીવરૂપે પ્રતીત થાઓછો, હું, બ્રહ્મા,

દેવતાઓ, નિર્મળ અંતઃકરણવાળા મુનિયો, સંપૂર્ણ ભાવથી ચૈતન્ય, પ્રિય અને સમર્થ એવા આપને ભજીએ છીએ. આપ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ છો, સમદૃષ્ટિવાળા છો, શાંતરૂપ છો, સર્વના હિતૈષી છો, આત્મારૂપ છો, અને ઇશ્વરરૂપ છો, તથા જગત્‌ના તથા જીવના અધિષ્ઠાનરૂપ છો. હે મહા પુરૂષ! સર્વ ગુણોને પ્રકાશ કરનારા, અનંત તથા માપમાં આવો નહીં તેવા ભગવાનને નમસ્કાર કરૂંછું. હે ભજવા યોગ્ય પરમેશ્વર! તમે સમસ્ત ઐશ્વર્યના પરમ આશ્રયરૂપ ભક્તોને, પોતાના અત્યંત દયાળુ સ્વરૂપનું દર્શન આપનારાછો, સંસારને ટાળનારાછો તથા આપનારાછો, તમારૂં ચરણ એક શરણરૂપ છે એવા આપને હું ભજુંછું. વેદનાં મંત્રો તમને આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરનારા, અને ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયથી રહિત એવા અનંત કહેછે. આપનાં હજારો મસ્તકોમાં કોઇ એક સ્થાનમાં આ ભૂમંડળ સર્ષવની પેઠે રહેલુંછે, તે આપના જાણવામાં પણ નથી. હે દેવના દેવ! હે જગત્ વ્યાપક! હે જગત્‌ના સ્વામી! હે જગન્મય! તમે સર્વ પદાર્થોના આત્મારૂપ છો, કારણરૂપ છો અને ઇશ્વર છો. જગત્‌ના આદિ, અંત તથા મધ્ય જેનાથી ઉત્પન્ન થાયછે, તથા અવિનાશી જે ભગવાનના આદિ, અંત અને મધ્ય નથી તે

ચૈતન્યઘન પરબ્રહ્મ આપ છો. મોક્ષની ઇચ્છાવાળા મુનિયો, નિષ્કામ થઇને આલોકની અને પરલોકની, આસક્તિ છોડી તમારાંજ ચરણારવિંદની ઉપાસના કરેછે. તમે પરિપૂર્ણ છો, સર્વ સુખરૂપ છો, ને ગુણ રહિત છો, તેથી શોક વિનાના અને વિકાર રહિત છો, આનંદ સ્વરૂપ છો, સર્વ સ્વરૂપ છો, અને સર્વથી ભિન્ન એવા પરબ્રહ્મ છો; તથાપિ આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ અને લય કરનારાછો, જીવોને જુદાં જુદાં ફળ આપનારાછો. તમારે કોઇની પણ અપેક્ષા નથી, પરંતુ જીવોને તમારી અપેક્ષા છે; માટે તમારૂં જે ઐશ્વર્ય છે તે ભક્તોના અનુગ્રહ માટે છે, પણ તમારે પોતાને માટે નથી. વેદાંતી લોકો આપને પરબ્રહ્મ માનેછે; મીમાંસક લોકો આપને ધર્મરૂપ માનેછે; સાંખ્ય મતવાળા લોકો આપને કાર્ય-કારણથી ભિન્ન પુરૂષ માનેછે; પંચરાત્રને માનનારાઓ આપને નવશક્તિવાળા પરબ્રહ્મ માનેછે; અને યોગ શાસ્ત્રીઓ આપને સ્વતંત્ર અવિનાશી મહા પુરૂષ માનેછે. હું, બ્રહ્મા તથા મરીચિ વગેરે ઋષિયો કે જે આ સત્વગુણની સૃષ્ટિ છીએ, તેઓ તમે રચેલા આ જગત્‌ને યથાર્થ રીતે જાણતા નથી; ત્યારે આપને તો કયાંથીજ જાણીએ? હે ઇશ્વર! જ્યારે બ્રહ્માદિક જાણતા નથી ત્યારે તમારી માયાથી મોહ પામેલા, અને નિરંતર રજોગુણ તથા તમોગુણથી

ઉત્પન્ન થયેલા દુરાચારી દૈત્યો, તથા મનુષ્યો, આદિ જગત્‌ને જાણે નહીં તેમાં શું કહેવું ? તે તમે જ્ઞાન સ્વરૂપ હોવાથી સર્વના આત્મારૂપ છો, તેને લીધે તમે રચેલાં આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયને, પ્રાણીઓની ભિંન્ન ભિન્ન ચેષ્ટાઓને, તથા જગત્‌ના બંધ અને મોક્ષને જાણોછો; તથા વાયુ જેમ સ્થાવર જંગમમાં તથા આકાશમાં વ્યાપ્તછે; તેમજ તમે પણ સ્થાવર જંગમમાં તથા આકાશમાં વ્યાપ્તછો, તેથી સર્વને જાણોછો.

—:૦:—

## દેવતાઓએ કરેલી સ્તુતિ.

દેવતાઓ સ્તુતિ કરેછે—હે ભગવાન ! યજ્ઞ જેમનું સામર્થ્ય છે એવા આપને નમસ્કાર કરીએ છીએ. કાળરૂપ એવા આપને નમસ્કાર કરીએ છીએ. દૈત્યોના ઉપર ચક્રનો પ્રહાર કરનારા આપને નમસ્કાર કરીએ છીએ. તથા ઘણા 'સુંદર નામવાળા' આપને નમસ્કાર કરીએ છીએ. હે ઇશ્વર ! તમે ત્રણ ગુણના નિયંતા છો; સૃષ્ટિમાં ઉત્પન્ન થયેલો પ્રાકૃત મનુષ્ય, તમારા ત્રણ ગુણથી પર નિર્ગુણ સ્વરૂપને જાણવા સમર્થ નથી. હે ભગવાન ! હે નારાયણ ! હે વાસુદેવ ! હે આદિ પુરૂષ ! હે મહા પુરૂષ ! હે મહા પ્રભાવવાળા !

હે પરમ મંગળ! હે પરમ કલ્યાણ! હે પરમ કારૂણિક! હે કેવળ સ્વરૂપ! હે જગદાધાર! હે ત્રણ લોકના એકનાથ! હે સર્વેશ્વર! હે લક્ષ્મીનાથ! પરમહંસ એવા સન્યાસીઓ, મનને એકાગ્ર કરીને આપના ભજનનો પ્રત્યક્ષ અભ્યાસ કરેછે, તેથી તેઓનાં ચિત્તનાં અજ્ઞાનરૂપી બારણાં ઉઘડી જાય છે, ત્યારે સ્વસ્વરૂપનો પ્રત્યક્ષ પ્રકાશ થાયછે, તેમાં તેઓને પોતાની મેળે જે સુખનો અનુભવ થાયછે, તે સુખના અનુભવરૂપ આપજ છો, એવા આપને અમે નમસ્કાર કરીએ છીએ. તમારી આ લીલાનો પ્રકાશ જાણી શકાય નહીં તેવો છે; કારણકે આધાર રહિત, શરીર રહિત, તથા ગુણ રહિત, આપ અમારી સહાયતાની ગરજ રાખ્યા વિના નિર્વિકાર સ્વરૂપ વડેજ, આ સગુણ વિશ્વને સરજોછો, પાળોછો, તથા તેનો સંહાર કરોછો. આપ સ્વતંત્ર છો; આપનું માહાત્મ્ય વિચાર કરતાં પણ જણાય નહીં તેવું છે; તમે એકજ છો; સર્વ વસ્તુઓમાં સત્સ્વરૂપે રહેલાછો; સર્વના ઇશ્વર છો, સર્વ જગત્‌ના કારણના પણ કારણરૂપ છો; તથા અંતર્યામીપણાને લીધે ષટ્‌વિષયોને પ્રકાશ કરોછો, તેથી જાણવામાં આવોછો અને શ્રુતિયો 'नेति नेति' કરીને છેવટે એક આપનેજ બાકી રાખે છે. એટલા માટે આપના મહિમારૂપી અમૃત રસના સમુદ્રના બિન્દુને એકવારજ

ચાખવાથી, જેઓના મનમાં અખંડ સુખ ઝર્યાં કરેછે, અને તેથી જેઓ આલોકનું તથા પરલોકનું અલ્પ અને તુચ્છ વિષય સુખ વિસરી ગયેલાછે, તથા જેઓ સ્વાર્થકુશળ છે, અને જેઓનાં મન નીરંતર સર્વ પ્રાણીઓના પ્રિય મિત્ર છે, તથા સર્વના આધારરૂપ, આપને વિષે રહેવાથી અત્યંત નિવૃત્તિ સુખને પામેલાંછે એવા, અને આપનેજ પોતાના પ્રિય બંધુઓ માનનારા એકાંતિક ભક્તજનો, હે મધુસૂદન, આપના ચરણારવિંદની સેવાને વારંવાર કેમ છોડી દે? કારણકે જે સેવા કરવાથી આ સંસારમાં પાછો જન્મ ધરવા માટે ફેરો પડતો નથી. હે ત્રણ લોકના આત્મા! હે ત્રણ લોકના આશ્રયરૂપ! હે ત્રિવિક્રમ! હે ત્રણ લોકને ચલાવનારા! હે ત્રણ લોકને મનોહર લાગે તેવા પ્રભાવવાળા! હે પિતા! હે પિતામહ! અમે તમારા છીએ, તમને પ્રણામ કરીએ છીએ. હે ભગવાન! આપ સર્વ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયમાં નિમિત્તરૂપ છો, બુદ્ધિ વગેરે સર્વ પદાર્થોના સાક્ષી છો, નિરાકાર છો, તથા સાક્ષાત્ પરબ્રહ્મ અને પરમાત્મા છો. શુદ્ધ હૃદયરૂપી આકાશમાં રહેનારાં બુદ્ધિ વિગેરેના સાક્ષી, સદાનંદ સ્વરૂપ, શુદ્ધ અને મનોહર યશવાળા, અનાદિ, સત્પુરૂષોએ ગ્રહણ કરવા યોગ્ય, અને સંસારમાં

ભટકનારા વટેમાર્ગુને પોતાનું શરણ મળ્યા પછી, છેવટે સર્વમાં શ્રેષ્ઠ એવી ઉત્તમ ગતી આપનારા, એવા આપ શ્રીહરીને અમે નમસ્કાર કરીએ છીએ.

—:०:—

## માર્કંડેય ઋષિયે કરેલી ભગવાનની સ્તુતિ.

માર્કંડેય સ્તુતિ કરેછે—હે વ્યાપક પરમાત્મા! જેમની પ્રેરણાથી પ્રાણીઓનો, બ્રહ્માનો, શંકરનો તથા મારો પ્રાણ નિત્ય ચાલ્યા કરેછે, અને તેની પાછળ વાણી, મન તથા ઇંદ્રિયો પણ ચાલેછે, તે આપની હું સ્તુતિ કરૂંછું. તમારા વિના બીજું કોઇ પણ સ્વતંત્ર નથી, તથા તમે ચલાવતા પ્રાણાદિકવડે તમારી સ્તુતિ કરનારાઓના આત્માના તમે બંધુરૂપ છો. તમે જગત્‌ની રક્ષા કરવા માટે જેમ અનેક અવતારો ધારણ કરોછો, તેમજ તમે આ બંને મૂર્તિયો પણ જગત્‌ની રક્ષા કરવા માટે, દુઃખ ટાળવા માટે તથા મોક્ષ આપવા માટે ધારણ કરેલીછે; જેમ પાલનાદિક તમારૂં કામ છે, તેમ ઉત્પત્તિ તથા લય પણ તમારૂંજ કામ છે. કરોળીઓ જેમ મુખમાંથી લાળને કાઢીને પાછી ગળી જાયછે, તેમ તમે પણ આ વિશ્વને ઉત્પન્ન કરીને પાછું તેને ગળી જાઓછો. રક્ષાકરનારા અને સ્થાવર જંગમના ઇશ્વર

એવા આપના ચરણનું મૂળ, કે જેનો આશ્રય કરનારાને કર્મ, ગુણ તથા કાળના મેલ અડી શક્તા નથી, અને વેદના તાત્પર્યને જાણનારા મુનિયો જેને પામવા માટે નમેછે, પૂજેછે, વારંવાર સ્તુતિ કરેછે અને ધ્યાન કરેછે, તે આપના ચરણના મૂળને હું સેવુંછું. હે ઇશ્વર! જેના માથા ઉપર ચોતરફ ભય ફર્યા કરેછે એવા લોકોને, મોક્ષરૂપી આપના ચરણના લાભ વિના, બીજું કોઇ પણ નિર્ભય સ્થાન હોય એમ અમે જાણતા નથી. જેનો લોક બે પરાર્ધ વર્ષ સુધી રહેછે, તે બ્રહ્મા પણ આપની ભ્રકુટિના પાતરૂપી કાળથી અત્યંત ડરેછે; ત્યારે બ્રહ્માએ રચેલાં પ્રાણીઓ ડરે તેમાં તો શુંજ કહેવું? માટે સ્વરૂપનું આવરણ કરનારા, નિષ્ફળ, તુચ્છ, નાશવંત, અને અસત્ય હોવાથી સ્વરૂપથી ભિન્ન ન દેખાતા, આ દેહાદિકના ભજનનો ત્યાગ કરીને સત્ય, જ્ઞાન-સ્વરૂપ, જીવના નિયંતા તથા સર્વથી જુદા એવા આપના ચરણ મૂળને સેવુંછું. પુરૂષ જો આપની સેવા કરેછે, તો આપની પાસેથીજ તે પોતાનાં સર્વ મનોવાંચ્છિતને મેળવે છે. હે ઇશ! હે જીવના બંધુ! આ જગતની ઉત્પત્તિ, સ્થિતિ, તથા પ્રલયના કારણરૂપ, સત્વગુણ, રજોગુણ તથા તમોગુણ તમારી માયાએ રચેલાંછે. હે પ્રભો! કુશળપુરૂષો

આલોકમાં તમારી શુદ્ધ, પોતાને વહાલી અને સત્વગુણી નારાયણ નામની મૂર્તિને, તથા તમારા ભક્તોના મનમાં વાસ કરનારી શુદ્ધ, સત્વગુણી નરનામની મૂર્તિને ભજેછે; કારણ કે, જે સત્વગુણી મૂર્તિનું ભજન કરવાથી વૈકુંઠલોક, અને તેમાં પણ અભય એવું આત્મસુખ પામેછે. હે ભગવાન! આપ પુરુષરૂપ છો, વ્યાપક છો, વિશ્વમૂર્તિ છો, વિશ્વના ગુરૂ છો, પરમ દૈવત છો, શુદ્ધ મૂર્તિ છો, વાણીના નિયંતા છો, વેદના પ્રવર્તક છો, નરમાં ઉત્તમ એવા આપ નારાયણ ભગવાનને હું નમસ્કાર કરૂંછું. નિષ્ફળ એવા ઇંદ્રિઓના માર્ગોવડે વિક્ષિપ્ત બુદ્ધિવાળો, અને આપની માયાવડે જેની બુદ્ધિ ઢંકાઇ ગઇ હતી, એવો પુરૂષ પોતાની ઇંદ્રિયોમાં, પ્રાણોમાં, હૃદયમાં અને દૃષ્ટિએ જોવામાં આવતા પદાર્થોમાં, નિયંતારૂપે રહેલા આપને જાણતો નથી તે હું આપને પ્રણામ કરૂંછું; કારણકે બ્રહ્મા પોતે પણ પ્રથમ અજ્ઞાનીજ હતા, તેને સર્વના ગુરૂ આપની પાસેથી વેદના અભ્યાસ કર્યા પછીજ, આપના સ્વરૂપનું જ્ઞાન થયું હતું, તે આપ મહાપુરૂષને હું નમસ્કાર કરૂંછું.

———:०:———

## નારદે કરેલી ભગવાનની સ્તુતિ.

નારદ સ્તુતિ કરેછેઃ—હે વ્યાપક! સર્વ વિશ્વનાથ! હે વેદોથી બહુ બહુ ગવાયલા પરમાત્મા! આપ સર્વ મનુષ્યો સાથે મિત્રતા રાખોછો, અને ખળ લોકોને શિક્ષા કરોછો તેમાં આશ્ચર્ય નથી. આપ જગત્‌ના કલ્યાણ માટે તથા સ્થિતિ અને પાલન માટે, ઇચ્છાનુસાર અવતાર ધરોછો, એ અમે સારી રીતે સમજીએ છીએ. હે મહારાજ! મેં આપના બંને ચરણારવિંદનાં દર્શન કર્યાં, જે ચરણારવિંદનું અગાધ જ્ઞાનવાળા, બ્રહ્માદિક દેવતાઓ હૃદયમાં ધ્યાન કર્યાં કરેછે, જે જનોને મુક્તિ આપનારાં છે, તથા સંસારરૂપી કૂવામાં પડેલા મનુષ્યને, બહાર નીકળવા માટે એક આધારરૂપ છે, તે આપના ચરણારવિંદનું હું ધ્યાન કરતો ત્રણ લોકમાં ફરૂંછું, માટે આપનું મને સ્મરણ રહે એવી રીતે આપ મારા ઉપર અનુગ્રહ કરો.

શાંત સ્વભાવવાળા, અહંકાર વિનાના, નિષ્કિંચન પુરૂષોના ધનરૂપ, ઋષિયોમાં શ્રેષ્ઠ, પરમહંસોના પરમગુરૂ તથા જ્ઞાનીઓના અધિપતિ, એવા ભગવાન નરનારાયણને વારંવાર નમસ્કાર કરૂંછું. સર્વ સંગથી મુક્ત, શુદ્ધ તથા સર્વના સાક્ષી એવા ભગવાનને નમસ્કાર કરૂંછું. હે યોગેશ્વર! અંતકાળે આ દુષ્ટ દેહનું અભિમાન છોડી દઇને,

આપના નિર્ગુણ સ્વરૂપમાં ભક્તિવડે મનને ધારણ કરવું, એજ યોગવિદ્યાનું ડહાપણ છે. એમ ભગવાન બ્રહ્માએ કહ્યું હતું. માટે હે અતીંદ્રિય! હે પ્રભો! અમારી તમારી વિષે સહજ વાસના રહે તેવો યોગ તમેજ આપો, કે જેથી અમે આ દુષ્ટ દેહ વિષે તમારી માયાએ કરાવેલી, અને ઘણા કષ્ટે ભેદી શકાય એવી અહંતા મમતાને ઝટ ભેદી નાંખીએ.

હે વ્યાપક દેવ! હે સમર્થ દેવ! આપ વિશ્વસ્રષ્ટા બ્રહ્માને પણ મોહ ઉપજાવનારા છો, પોતાની શક્તિઓથી સર્વ પ્રાણીઓમાં અંતર્યામીરૂપે રહેલાછો, અને કાષ્ટમાં રહેલા અગ્નિની પેઠે ગુપ્ત પ્રકાશવાળા છો. આ જગત્ મિથ્યા છે, છતાં પણ તમારી વિદ્યમાન માયાવડે ખરા જેવું ભાસેછે, તે જગત્‌ને પોતાની માયાથી સરજતા તથા નાશ કરતા, એવા આપનું કર્તવ્ય કયો પુરૂષ સારી રીતે જાણવા યોગ્ય છે? કોઇ પણ જાણતો નથી. તે આપ કે જે સ્વસ્વરૂપથી વિચારમાં આવો નહીં તેવા છો, તે આપને હું પ્રણામ કરૂંછું. આ સંસારમાં જન્મમરણ પામ્યા કરતા, અને અનર્થ કરનારા આ શરીરમાંથી કેવી રીતે છુટવું? તેને ન જાણનારા જીવનું અજ્ઞાનરૂપી અંધારૂં દૂર કરવા માટે, તમે લીલાવડે અવતારો ધારણ કરીને પોતાનો યશરૂપી દીવો પ્રગટ કર્યો છે, તે આપને હું શરણે આવું છું.

—:o:—

## ગજેંદ્રે કરેલી ભગવાનની સ્તુતિ.

ગજેંદ્ર સ્તુતિ કરેછે:—જેમનાથી આ જગત્ ચૈતન્યવાળું થાયછે, જે સર્વના દેહના કારણરૂપે રહેલાછે, જે આદિ કારણરૂપ તથા પરમેશ્વર છે, તે ભગવાનને નમસ્કાર કરીએ છીએ. આ જગત્ જેને વિષે રહેલુંછે, આ જગત્ જેમાંથી ઉત્પન્ન થાયછે, આ જગત જેણે કરીને ઉત્પન્ન થાયછે, તથા જે પોતે આ જગદ્રૂપ છે, અને જે કાર્ય તથા કારણથી પર છે, તે સ્વતઃસિદ્ધ શ્રીભગવાનને હું શરણે જાઉંછું. અખંડ જ્ઞાનવાળા તથા સાક્ષીરૂપ જે ભગવાન, પોતાની માયાએ ઉત્પન્ન કરેલાં, અને કોઇ વખતે દેખાતાં તથા પ્રલય વખતે ન દેખાતાં, કાર્ય કારણરૂપ આ જગત્‌ને જુવેછે, તે સ્વયંપ્રકાશ તથા ચક્ષુરાદિક ઈંદ્રિયોના પ્રકાશક, એવા ભગવાન મારૂં રક્ષણ કરો. સર્વે લોકો, લોકપાલો તથા તેઓનાં કારણો, કાળે કરીને નાશ પામેછે, ત્યારે ગહન તથા ગંભીર એવું અંધારૂ હોયછે, તે અંધારાના છેડામાં જે વ્યાપક ભગવાન પ્રકાશ કરેછે, તે મારૂં રક્ષણ કરો. લોકો જેમ અનેક આકારોથી રમત કરનારા નટનાં સ્વરૂપને જાણતા નથી, તેમજ અનેક આકારોથી લીલા કરનારા ભગવાનનાં સ્વરૂપને દેવતાઓ અથવા તો ઋષિયો જાણતા નથી, ત્યારે

બીજો કયો જીવ તેમનાં સ્વરૂપને જાણવાને, અથવાતો વર્ણવાને શક્તિમાન થઇ શકે, એવા અને અવર્ણ્ય ચરિત્રવાળા ભગવાન મારી રક્ષા કરો. જે ભગવાનનાં અતિ મંગળકારક સ્વરૂપને જાણવાની ઇચ્છાવાળા મુનિયો, તથા મહાત્મા પુરૂષો સર્વનો સંગ ત્યાગ કરીને, સર્વ પ્રાણીઓને પોતાના આત્મા સમાન માનીને, તથા સર્વની સાથે મિત્રતા રાખીને, વનમાં અખંડ એવું બ્રહ્મચર્યાદિક વ્રત પાળેછે, તે ભગવાન મારી ગતિ થાઓ. જે ભગવાનને જન્મ અથવા તો કર્મ, નામ અથવાતો રૂપ, તથા ગુણ અથવાતો દોષ, એમાંનું કંઇ નથી, તોપણ જે ભગવાન સમયાનુસાર લોકોનો સંહાર કરવા માટે, તથા લોકોને ઉત્પન્ન કરવા માટે, પોતાની માયાવડે અવતારો ધારણ કરેછે, તે પરબ્રહ્મ, પરમેશ્વર, અનંત શક્તિવાળા ભગવાનને હું નમસ્કાર કરૂંછું. રૂપરહિત છતાં અનંત રૂપવાળા, અને આશ્ચર્યકારક કર્મ કરનારા ભગવાનને હું નમસ્કાર કરૂંછું. આત્મા વિના બીજા પ્રકાશથી જોવામાં ન આવનારા, સાક્ષીરૂપ પરમાત્માને નમસ્કાર કરૂંછું. મન, વાણી તથા મનની વૃત્તિયોથી પણ દૂર રહેનારા ભગવાનને નમસ્કાર કરૂંછું. વિદ્વાનોએ સંન્યાસવડે મેળવવા યોગ્ય, મોક્ષના સ્વામી, તથા મોક્ષ સુખના અનુભવ મૂર્તિ ભગવાનને નમસ્કાર કરૂંછું. જીવના મૂળરૂપ, સર્વના અધ્યક્ષ,

સાક્ષી, અનાદિ કાળથી એકના એક સ્વરૂપ, પૂર્ણ સ્વરૂપ, તથા માયાના પણ કારણરૂપ તે ભગવાનને વારંવાર નમસ્કાર હો. તમે સર્વના કારણરૂપ છો, છતાં વિકાર રહિત છો; સર્વ શાસ્ત્રોના તથા વેદના મહાસાગર છો, મોક્ષની મૂર્તિ છો અને ઉત્તમ લોકોના આશ્રયરૂપ છો, એવા આપને નમસ્કાર કરૂંછું. તમે ગુણરૂપી અરણીમાં ઢંકાયલા જ્ઞાનાગ્નિ છો. વિધિ—નિષેધનો ત્યાગ કરનારા જ્ઞાનીઓને વિષે આપ પોતાની મેળે જે પ્રગટ થાઓછો, તે આપને હું નમસ્કાર કરૂંછું. મારા જેવા શરણાંગતને પાશમાંથી છોડાવનારા, મુક્ત, અપાર દયાવાળા અને દયા કરવામાં આળસ વિનાના, આપને નમસ્કાર કરૂંછું. દેહ, પુત્ર, સગા, સંબંધીઓ, ઘર, ધન તથા મનુષ્યોમાં આસક્તિવાળા, મનુષ્યોને મળો નહીં તેવા, ગુણોનો સંગ ત્યાગકરનારા, દેહાદિકની આસક્તિ છોડી દેનારા, પુરૂષોએ પોતાના હૃદયમાં ચિંતવન કરાતા જ્ઞાનાત્મા ભગવાનને નમસ્કાર કરૂંછું. ધર્મ, અર્થ, કામ, તથા મોક્ષની ઇચ્છાવાળા પુરૂષો, જે ભગવાનની સેવા કરવાથી ઇષ્ટ ગતિને પામેછે, એટલુંજ નહીં, પરંતુ બીજી કામનાઓને તથા અવિનાશી દેહને પણ પામેછે, તે અપાર દયાળુ ભગવાન શ્રીહરિ મારો સંસારમાંથી મોક્ષ કરો. જે સર્વજ્ઞ ભગવાનના એકાંતિક ભક્તો, કોઇપણ વસ્તુની ઇચ્છા

કરતા નથી, પરંતુ કેવળ ભગવાનની સેવા કરેછે, અને ભગવાનનાં મહા આશ્ચર્યજનક, તથા મહા મંગળકારક ચરિત્ર ગાતા થકા, આનંદ સમુદ્રમાં મગ્ન રહેછે, તે અવિનાશી, પરબ્રહ્મ, પરમેશ્વર, ઇંદ્રિયાદિકથી જણાય નહીં તેવા, આત્મજ્ઞાનવડે જાણવામાં આવે તેવા, ઇંદ્રિયાદિકથી અગોચર, સૂક્ષ્મ સ્વરૂપ, અતિ દૂર હોય તેવા જણાતા, અનંતરૂપ, આદિ પુરૂષ તથા પરિપૂર્ણ એવા ભગવાનની સ્તુતિ કરૂંછું. જે ભગવાનની અલ્પ કળામાંથી બ્રહ્માદિક દેવતાઓ, ચાર વેદો તથા સ્થાવર જંગમાત્મક લોકો, નામ અને રૂપના ભેદથી રચાયલા છે, તે ઇશ્વર વિજય પામો. અગ્નિમાંથી વારંવાર જેમ જ્વાળાઓ નિકળેછે, અને પાછી અગ્નિમાંજ સમાય છે, તથા સૂર્યનાં કિરણો જેમ વારંવાર સૂર્યમાંથી નિકળેછે, અને પાછાં સૂર્યના તેજમાંજ સમાયછે, તે પ્રમાણે મન, ઇંદ્રિયો તથા શરીરની સૃષ્ટિયો, સ્વયંપ્રકાશ એવા આપ પરમાત્મામાંથી વારંવાર ઉત્પન્ન થાયછે અને પાછી આપને વિષેજ સમાયછે. હું તો કાળે કરીને પણ જેનો નાશ થતો નથી એવા, આત્મસ્વરૂપને ઢાંકનારા અજ્ઞાનમાંથી છુટવાની ઇચ્છા રાખુંછું, તેટલા માટે તેમાંથી મુક્ત થવા હું જગત્‌ના સ્રષ્ટા, વિશ્વરૂપ, વિશ્વથી જુદા, વિશ્વના આત્મારૂપ, અજન્મા તથા પરમ પદરૂપ પરબ્રહ્મને પ્રણામ કરૂંછું.

યોગથી કર્મનો નાશ કરનારા, યોગીઓ યોગાભ્યાસથી શુદ્ધ થયેલા અંતઃકરણમાં, જે પરમાત્માનાં દર્શન કરેછે, તે યોગેશ્વર ભગવાનને હું નમસ્કાર કરૂંછું. શરણાગતનુ રક્ષણ કરનારા, અપાર શક્તિવાળા, તથા દુષ્ટ પ્રાણીએ જેમના માર્ગને પ્હોંચી શકતા નથી એવા, આપને વારંવા નમસ્કાર કરૂંછું. લોકો જે ભગવાનની માયા વડે અભિ માનથી ઢંકાયલા પોતાના આત્માને જાણતા નથી એવા તથા જાણી શકાય નહીં તેવા માહાત્મ્યવાળા ભગવાનને હુ શરણે જાઉંછું.

——:o——

## પ્રહ્લાદે કરેલી ભગવાનની સ્તુતિ.

પ્રહ્લાદ સ્તુતિ કરેછેઃ-બ્રહ્માદિક દેવતાઓ, મુનિરે તથા સત્વગુણને વિષેજ જેની બુદ્ધિ વિસ્તાર પામેલીછે એવા સિદ્ધ લોકો, વચનોના પ્રવાહોથી તથા ઘણા ગુણોથી અદ્યાપિ સુધી આપનું આરાધન કરવાને સમર્થ થયા નથી ત્યારે હું આસુરી પુરૂષ શ્રીહરિને કેવી રીતે પ્રસન્ન ક શકું ? પરંતુ હું માનુંછું કે, ધન, ઉત્તમ કુળમાં જન્મ રૂપ, તપ, પંડિતપણું, ઇંદ્રિયોની કુશળતા, કાંતિ, પ્રતા બળ, ઉદ્યમ, બુદ્ધિ તથા અષ્ટાંગયોગ, આ સર્વે પરમાત્મા

પ્રસન્ન કરવા માટે સમર્થ થતા નથી. ભગવાન શ્રીહરિ એક ભક્તિવડેજ પ્રસન્ન થાયછે. બ્રાહ્મણ જાતિનો હોય અને ઉપર કહેલા બાર ગુણોવાળો હોય છતાં પણ તે જો ભગવાનથી વિમુખ હોય, તો તેના કરતાં ભગવાનને વિષે મન, વચન, કર્મ, ધન તથા પ્રાણને અર્પણ કરનારા ચંડાળને હું ઉત્તમ માનુંછું; કારણકે, તે પોતાનાં કુળને પવિત્ર કરેછે, અને ઘણાં માનવાળો બ્રાહ્મણ પોતાને પણ પવિત્ર કરી શકતો નથી, તો બીજાની તો વાતજ શી કરવી? માટે નીચ તથા માયાવડે સંસારમાં પડેલો હું, નિર્ભય થયો છતાં સર્વ પ્રયત્નથી બુદ્ધિ અનુસાર ઇશ્વરનો મહિમા ગાઉંછું, કે જે મહિમા ગાવાથી પુરૂષ પવિત્ર થાયછે. હે ઇશ્વર! તમારાથી ઉદ્વેગ પામતા આ સર્વે બ્રહ્માદિક દેવતાઓ સત્વગુણના નિધિરૂપ જે તમે તેના દાસ છો. આપના મનોહર અવતારો વડે કરેલી લીલા, આ જગત્‌ના કલ્યાણ માટે, ઐશ્વર્ય માટે તથા સુખ માટે હોયછે. હે કૃપાવત્સલ! અસત્ય તથા ઉગ્ર એવા સંસારચક્રના દુઃખથી ભય પામુંછું. આ સંસારચક્રમાં પણ મને મારાં પોતાના કર્મોવડે બાંધીને હિંસક કુળમાં નાંખ્યોછે, માટે હે શ્રેષ્ઠ! હે સુંદર! આપ પ્રસન્ન થઇને મોક્ષરૂપ તથા શરણરૂપ, તમારા ચરણકમળમાં મને ક્યારે બોલાવશો? પ્રિય પદાર્થોના વિયોગથી તથા અપ્રિય

પદાર્થોના લાભથી થતા શોકાગ્નિવડે, સર્વ અવતારોમાં હું બળ્યા કરૂંછું. આ સંસારમાં દુઃખ દૂર કરવાના જે ઉપાય છે તે પણ દુઃખદાયી છે, છતાં પણ હે ભૂમન! હું દેહાદિકના અભિમાનથી ભટક્યા કરૂં છું; મને તમારી સેવા બતાવો. હે દેવ! તમારી સેવા કરનારો હું ગુણના બંધનોમાંથી મુક્ત થઇ, તમારાં ચરણારવિંદમાં રહેનારા જ્ઞાની પુરૂષોનો સંગ કરીશ અને પ્રિય, સંબંધી, પરમ દેવ એવા આપની બ્રહ્માએ ગાયેલી ચારિત્ર કથાઓને ગાવાથી શ્રમ વિના દુઃખોને તરી જઇશ. હે વિભો! આ જગત્‌માં દુઃખી મનુષ્યનાં દુઃખનો ઉપાય જ્યાંસુધી જેને શ્રમ વિના લાગુ પડે છે, તેને જ્યાંસુધી તમે પ્રાણીઓની ઉપેક્ષા કરી નથી ત્યાંસુધી લાગુ પડેછે, પરંતુ તમે ઉપેક્ષા કરોછો ત્યારે માતા પિતા બાળકનું રક્ષણ કરી શકતા નથી. ઔષધ રોગીનું રક્ષણ કરી શકતા નથી અને સમુદ્રમાં ડુબતા મનુષ્યનું નૌકા રક્ષણ કરી શકતી નથી. હે અજન્મા! તમારા ભક્ત વના બીજા કોણ તરી શકે? પોતાની ચૈતન્ય શક્તિવડે બુદ્ધિના ગુણોનો નિત્ય વિજય કરનારા, માયાને પ્રેરનારા, કાર્ય તથા કારણોની શક્તિને વશ કરનારા, આપની માયાએ આ સંસારકૂપમાં નંખાયલો હું, જે શેરડીની પેઠે પીલાઉંછું અને તમારે શરણે આવ્યોછું, તેને તમારી પોતાની પાસે લો.

પ્રાણીઓના વૈભવોનાં પરિણામને જાણનારો હું, બ્રહ્માદિકથી માંડીને સર્વ પ્રાણીઓનાં આયુષ્યની, લક્ષ્મીની તથા ઇંદ્રિયોથી ભોગવતાં સુખોની ઇચ્છા રાખતો નથી. તેમજ મોટા પરાક્રમવાળી તમારી કાળમૂર્તિથી નાશ પામતી સિદ્ધિયોને પણ ઇચ્છતો નથી; મને તો તમારી સેવામાં લ્યો. હે ઇશ! આ અધિક તમોગુણવાળા દૈત્યના કુળમાં રજોગુણથી ઉત્પન્ન થયેલો હું ક્યાં, તથા તમારી દયા ક્યાં? તમે મારા મસ્તક ઉપર પુરૂષાર્થ આપનારો જે કરકમળ અર્પણ કર્યો, તે કરકમળ બ્રહ્માના, શંકરના તથા લક્ષ્મીના મસ્તક ઉપર પણ ધર્યો ન હતો. સામાન્ય પ્રાણીની પેઠે આ બ્રહ્માદિક દેવતાઓ છે તથા આ અધમ અસુર છે, એવી આપને વિષમ દૃષ્ટિ નથી; કારણકે, તમે જગત્‌ના આત્મા અને પ્રિય છો, તથાપિ કલ્પ વૃક્ષની પેઠે તમારી સેવા કરવાથી તમારો અમારા ઉપર અનુગ્રહ થાય છે. આ સર્વ જગદ્રૂપ તમે એકજ છો, કારણકે તમે જગત્‌ના આદિમાં તથા અંતમાં જુદા અવશેષ રહોછો અને તેથી મધ્યમાં પણ તમે છો. તમે પોતાની માયાવડે ગુણોના પરિણામરૂપ, આ જગત્‌ને સરજીને તેમાં પ્રવેશ કરેલોછે. હે ઇશ્વર! આ સદ્અસદ્રૂપ જગત્ તમારૂંજ રૂપ છે, પરંતુ તમે તે જગત્‌થી જુદાજ છો. હે પ્રભુ! હે મહાપુરૂષ! મનુષ્ય,

પશુ, પક્ષી, દેવ તથા મત્સ્યાવતારો ધારણ કરીને, તમે લોકોની રક્ષા કરોછો, અને જગત્‌નો દ્વેષ કરનારા પાપી લોકોનો નાશ કરોછો, અને યુગે યુગે ચાલ્યા આવતા ધર્મનું પાલન કરોછો. હે વૈકુંઠનાથ! પાપવડે દૂષિત થયેલું, બહિર્મુખ, અસ્થિર, કામનાથી આતુર, હર્ષ, શોક, ભય તથા તૃષ્ણાથી આતુર એવું મારૂં આ મન, તમારી કથાથી પ્રસન્ન થતું નથી. માટે હું દીન મારી ગતિનો મારા મનમાં કેવી રીતે વિચાર કરી શકું? હે અચ્યુત! તૃપ્તિ ન પામતી જિહ્વા એક તરફથી મને ખેંચેછે; બીજી તરફથી ત્વચા ઇંદ્રિય સ્પર્શ સુખ માટે મને ખેંચે છે; ત્રીજી તરફથી પેટ આહાર માટે ખેંચેછે; ચોથી તરફથી શ્રવણેંદ્રિય મધુર શબ્દો સાંભળવા માટે મને ખેંચે છે; પાંચમી તરફથી ઘ્રાણેંદ્રિય (નાસિકા) સુગંધ લેવા માટે મને ખેંચેછે; છઠ્ઠી તરફથી ચપળ એવાં નેત્ર સુંદરરૂપ જોવા માટે મને ખેંચેછે; તે પ્રમાણે કર્મેન્દ્રિયો પોતપોતાના વિષયો તરફ મને ખેંચેછે. અર્થાત્‌ ઘણી સોક્યો જેમ પોતાના ભર્તારને ઉતરડી નાંખે, તેમજ ઇંદ્રિયો મને ઉતરડી નાંખે છે. હે મહારાજ! હુંજ કેવળ આવી દુઃખી દશાને પામ્યોછું એમ નથી, પરંતુ એ પ્રમાણેજ બીજા મનુષ્ય પણ દુખી છે. તેઓ સંસારરૂપી વૈતરણી નદીમાં પડેલાં

છે. માટે હે નિત્ય મુક્ત પ્રભુ! આવાં મૂઢ મનુષ્યો ઉપર કૃપા કરીને, તેઓને સંસારરૂપી વૈતરણીમાંથી બહાર કાઢી તેની રક્ષા કરો. હે અખિલ ગુરૂ! હે ભગવાન્! આપ સર્વ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરોછો, તે તમને આ સર્વ જગત્‌નો ઉદ્ધાર કરવામાં શું શ્રમ પડવાનો છે? હે આતુર જનના બંધુ! મૂઢ મનુષ્યો ઉપર અનુગ્રહ કરવો એમાંજ મહત્તા સમાયલીછે; પરંતુ તમારા ભક્તજનોની સેવા કરનારા અમ લોકોનો તમે ઉધ્ધાર કરશો, તેમાં નવાઇ શી! હે પરમાત્મા! આપનાં પરાક્રમોનાં ગાયનરૂપી મહા અમૃતમાં મારૂં મન ડુબેલું છે, તેથી હું તો તરી શકાય નહીં તેવી સંસારરૂપી વૈતરણી નદીથી ઉદ્વેગ પામતો નથી; પરંતુ જેઓનુ મન તમારી કથાથી વિમુખ છે, તથા જેઓ ઇંદ્રિયોનાં મિથ્યા સુખને માટે કુટુંબોનો ભાર વહ્યા કરેછે તેવા મૂઢ લોકોનો હું શોક કરૂં છું. હે દેવ! આટલું બધું આપને કહેવાનું કારણ એ છે કે, આ સંસારાટવીમાં ભટકતા લોકોને તમારા વિના બીજો આશ્રય હું જોતો નથી. મથન કરવાથી જેમ લાકડામાં રહેલો અગ્નિ જોવામાં આવે છે, તેમજ જીતેંદ્રિય પુરૂષો યોગાભ્યાસથી કાર્ય-કારણ બન્નેમાં રહેલા તમને સાક્ષાત્ જુવેછે. હે વ્યાપક દેવ! વાયુ, અગ્નિ, પૃથ્વી, આકાશ, પાણી, શબ્દાદિક વિષયો, પ્રાણ, ઇંદ્રિયો,

મન, ચિત્ત, અહંકાર, સ્થૂળ તથા સૂક્ષ્મ, એ સર્વ તમેજ છો; મનવડે તથા વચનવડે જે કંઈ પ્રકાશિત થાયછે, તે સર્વ તમારાથી જુદું નથી. દેવતાઓ અને મનુષ્યો, આદિ તથા અંતવાળા છે, તેઓ હે મહાકીર્તિવાળા ઇશ્વર! આદિ તથા અંત રહિત તમારાં સ્વરૂપને જાણતા નથી, આમ વિચાર કરીને બુદ્ધિશાળી પુરૂષો, અધ્યયનાદિકનો ત્યાગ કરીને કેવળ તમારીજ ઉપાસના કરેછે.

——:o:——

## ધ્રુવે કરેલી ભગવાનની સ્તુતિ.

ધ્રુવ સ્તુતિ કરેછે:—સંપૂર્ણ જ્ઞાનશક્તિ તથા ક્રિયાશક્તિને ધારણ કરનારા, તમે મારા અંતઃકરણમાં પ્રવેશ કરીને, પોતાની ચૈતન્ય શક્તિવડે લીન થયેલી મારી વાણીને સજીવન કરોછો, તથા હાથ, પગ, કાન ત્વચા વિગેરે સર્વ ઇંદ્રિયોને પણ જીવાડોછો, તે અંતર્યામીરૂપ આપ પુરૂષમૂર્તિ ભગવાનને હું નમસ્કાર કરૂંછું. હે ભગવાન તમે પુરૂષરૂપ એકજ છો તોપણ, પોતાની ઘણા ગુણવાળી માયા નામની શક્તિવડે, મહત્તત્વ આદિક સર્વ જગત્‌ને ઉત્પન્ન કરીને તેમાં પ્રવેશ કરોછો, અને લાકડામાં રહેલો અગ્નિ જેમ અનેક પ્રકારનો દેખાયછે તેમ, તમે પણ માયિક ઇંદ્રિયોમાં રહીને અનેક દેવતારૂપે ભાસોછો. હે નાથ! તમારે

શરણે આવેલા બ્રહ્માએ નિદ્રામાંથી જાગૃત થયેલા પુરૂષની પેઠે, તમે આપેલાં જ્ઞાનવડે આ વિશ્વને જોયું હતું. માટે હે દીન બંધુ! ઉપકારને જાણનારો પુરૂષ, ભક્તજનના પણ આશ્રયરૂપ, આપ ભગવાનનાં ચરણારવિંદને શામાટે વિસરી જાય? જેઓ સંસારના જન્મ મરણમાંથી મોક્ષ આપનારા, આપને કામાદિક વિષયોની ઇચ્છાથી ભજેછે, તેઓ ખરે-ખર તમારી માયાથી બુદ્ધિહીન થયાછે એમ હું જાણું છું; કારણકે તેઓ એક શબને ઉપયોગ કરવા યોગ્ય, જે વિષ-યોની સેવા કરવાની ઇચ્છાથી કલ્પતરૂ જેવા આપની સેવા કરેછે, અને જે વિષયોનું સુખ મનુષ્યોને નરકમાં પણ મળેછે. જે નિવૃતિ સુખ તમારા ચરણારવિંદના ધ્યાનથી, અથવા તો તમારા ભક્તજનની કથા સાંભળવાથી મળેછે, તે નિવૃતિ સુખ, હે નાથ! સ્વસ્વરૂપ પરબ્રહ્મમાં પણ મળતું નથી, ત્યારે કાળના પ્રવાહથી નાશ પામતા, ને વિમાનમાંથી નીચે પડતા દેવતાઓને તો કેમજ મળે? હે અનંત! નિર્મળ અંતઃકરણવાળા, તથા વારંવાર તમારી ભક્તિ કરનારા મહાત્મા પુરૂષોનો મને પ્રસંગ થાઓ, જે પ્રસંગમાં આપના ગુણાનુવાદરૂપી કથામૃતનું પાન કરીને, મત્ત થયેલો હું પરિશ્રમ વિના ભયંકર તથા મોટા દુઃખદાયી સંસારસાગરને તરી જઇશ. હે ઇશ્વર! જેઓ આપના ચરણારવિંદની સુગં-

ધમાં લુબ્ધ મનના ભક્તજનો સાથે પ્રસંગ રાખેછે તેઓ હે પદ્મનાભ! અત્યંત પ્રિય એવા મનુષ્યદેહને, તેમજ તેની પાછળ રહેલાં પુત્ર, સંબંધી, ઘર, ધન તથા સ્ત્રીઓને પણ સંભારતા નથી. હે જન્મ રહિત ભગવાન! પશુ, વૃક્ષ, પર્વત, પક્ષીઓ, સર્પો, દેવો, દૈત્યો, તથા મનુષ્યો વિગેરેથી ભરપૂર થયેલાં સત્ તથા અસત્રૂપ વિશેષવાળાં, મહત્તત્વ વિગેરે અનેક કારણવાળાં, તમારાં ઉત્તમ સ્થૂળ શરીરને હું જાણું છું; પણ જેમાં શબ્દની પણ પ્રવૃતિ થતી નથી એવા પરબ્રહ્મને હું જાણતો નથી. પ્રલય સમયે પુરષરૂપ તમે આખા વિશ્વને પેટમાં ધારણ કરી, શેષનાગના મિત્ર થઇને તેના ઉપર પોઢોછો, અને તમારા નાભિરૂપી મહાનંદમાં ઉગેલાં, સોનેરી રંગના લોકાત્મક કમળમાં, બ્રહ્મા ઉત્પન્ન થાયછે તે ભગવાનને હું પ્રણામ કરૂં છું. તમે જીવ કરતાં જુદા પ્રકારનાજ છો. તમે નિત્યમુક્ત છો અને જીવ તમારી કૃપાથી મુક્ત થાયછે, તમે શુદ્ધ છો અને જીવ મલિન છે, તમે જ્ઞાની છો અને જીવ અજ્ઞાની છે, તમે વિકાર વિનાના છો અને જીવ વિકારી છે, તમે સર્વના આદિ પુરૂષ છો અને તે આદિમાન એટલે પૂર્વજોવાળો છે, તમે ભાગ્યવાળા છો અને તે ભાગ્યહિન છે, તમે ત્રણ લોકના અધિપતિ છો અને તે પરતંત્ર છે—આ પ્રમાણે તેનાથી તમારાં વિલક્ષણપ-

ણામાં કારણ એ છે કે, તમે અખંડિત એવી ચૈતન્ય શક્તિવડે બુદ્ધિની, તે તે અવસ્થાઓને જોનારાછો તથા જગતનું પાલન કરાવા માટે વિષ્ણુરૂપે થયાછો. નિત્ય પરસ્પર વિરૂદ્ધ વર્તનારી વિદ્યા અવિદ્યા વિગેરે, અનેક શક્તિઓ અનુક્રમે જે પરમાત્માથી નિરંતર ઉત્પન્ન થાય છે, તે વિશ્વનું પાલન કરનારા, અંતરહિત, આદિપુરૂષ, આનંદમૂર્તિ, વિકાર રહિત એક પરબ્રહ્મને હું શરણે જાઉં છું. હે ભગવાન! પરમાનંદ મૂર્તિરૂપ આપના ચરણકમળનું લોકો નિષ્કામપણે ભજન કરેછે, તે લોકોને આપનાં ચરણકમળજ ખરાં સુખરૂપ છે. છતાં પણ, હે નાથ! તુરત વીયાએલી ગાય જેમ વાછરડાંને દૂધ પાયછે તથા તેનાં નાળ વિગેરેની રક્ષા કરેછે, તેમ તમે પણ અનુગ્રહ કરવા માટે આતુર થઇને અમારી દીનની રક્ષા કરોછો.

——:o:——

## અક્રૂરે કરેલી ભગવાનની સ્તુતિ.

અક્રૂર સ્તુતિ કરેછે:—સર્વ કારણના પણ કારણ, આદિ પુરૂષ અને અવિનાશી એવા નારાયણને હું પ્રણામ કરૂંછું, કે જેમની નાભિમાંથી ઉત્પન્ન થયેલા કમળ કોશમાંથી બ્રહ્મા પ્રગટ થયા હતા, અને તેમાંથી આ જગત્ ઉત્પન્ન થયુંછે. પૃથ્વી, પાણી, તેજ, વાયુ, આકાશ,

અહંકાર, મહત્તત્વ, માયા, પુરૂષ, મન, ઇંદ્રિયો, ઇંદ્રિયોના સર્વ વિષયો, સર્વ દેવતાઓ જે કંઇ સર્વે જગત્‌ના કારણ-રૂપ છે, તે સર્વે આપના અંગમાંથી ઉત્પન્ન થયાછે. બ્રહ્મા માયાના ગુણોથી વિંટાયલાછે, તેથી માયાના ગુણોથી પર એવા આપના સ્વરૂપને જાણતા નથી, છતાં પણ આપને જાણવાના ઘણા માર્ગો છે. મહાત્મા યોગીઓ, ગોળકના, ઇંદ્રિયોના તથા દેવતાઓના સાક્ષીરૂપ, તે સર્વના અંતર્યામી તથા નિયંતા એવા આપને સાક્ષાત્ સેવેછે. કેટલાએક કર્મકાંડી બ્રાહ્મણો વેદવિદ્યાથી, મોટા વિસ્તારવાળા યજ્ઞો કરીને, તેમાં ઇન્દ્ર, વરૂણ, અગ્નિ વગેરે અનેક રૂપધારી દેવતાઓના નામથી તમારૂં પૂજન કરેછે. કેટલાએક જ્ઞાની લોકો સર્વ કર્મોને ત્યાગ કરીને, વિરામ પામ્યા થકા, જ્ઞાન યજ્ઞવડે જ્ઞાનમૂર્તિ એવા આપનું યજન કરેછે. કેટલા-એક દીક્ષાથી સંસ્કાર પામેલા પુરૂષો, પંચરાત્રમાં કહેલા વિધિક્ષ વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરૂદ્ધ એમ અનેક રૂપધારી એક નારાયણ રૂપ આપને ભજેછે. વળી હે ભગવાન! કેટલાએક શંકરે જુદા જુદા આચાર્યો રૂપે કહેલા, પાશુપતાદિક માર્ગોથી આપનું શિવરૂપે ભજન કરે છે. હે પ્રભુ! તેઓ બીજા દેવતાઓના ભક્તો છે, તેઓની બુદ્ધિ જોકે બીજાઓમાં આસક્ત હોયછે, તોપણ હે સર્વ

દેવતામય! તે સર્વ ખરી રીતે જોતાં આપ ઈશ્વરનુંજ ભજન કરેછે. હે પ્રભુ! જેમ પર્વતમાંથી ઉત્પન્ન થયેલી નદીઓ, વરસાદનાં પાણીથી ભરાઇને વહેવા માંડેછે, ત્યારે તે ચોતરફથી સમુદ્રમાં જઈ મળેછે; તેમજ આ ભજનના માર્ગોપણ, પરિણામે તમારે વિષેજ વિરામ પામેછે. જેમની બુદ્ધિ ગુણોથી બંધાયલી નથી, એવા સર્વના આત્મરૂપ, સર્વની બુદ્ધિયોના સાક્ષી એવા આપને નમસ્કાર કરૂંછું. અગ્નિ આપનું મુખ, પૃથ્વી આપનાં ચરણ, સૂર્ય આપનાં નેત્ર, આકાશ આપની નાભિ, દિશાઓ આપના કાન, સ્વર્ગલોક આપનું મસ્તક, દેવતાઓ આપના હાથ, સમુદ્રો આપનું પેટ, અને વાયુ આપના પ્રાણ તથા બળ કલ્પાયલા છે. વૃક્ષો તથા ઔષધિયો આપનાં રૂંવાટાં છે, મેઘ આપણા કેશ છે, પર્વતો આપનાં હાડકાં તથા નખો છે, અને રાત્રિ તથા દિવસ આપનું મટકું છે. હે નાશરહિત દેવ! ઘણા જીવોથી વ્યાપ્ત થયેલા આ લોકપાલ સહિત લોકો, મનની વૃત્તિથી જાણવામાં આવતા આપના સ્વરૂપને વિષે કલ્પાયલા છે, અને પાણીમાં રહેલા સૂક્ષ્મ જીવ જંતુઓ, અને ઉંબરાના ફળમાં રહેલા ઝીણા મચ્છરો જેમ ફર્યા કરેછે, તેમજ આપના સ્વરૂપમાં પણ એક બીજાની વાતને ન જાણતાં અનેક બ્રહ્માંડો ફર્યા કરેછે. હે ભગવાન્! આ જીવલોક

તમારી માયાવડે મોહિત થયોછે. તેથી 'હું અને આ મારૂં', એવો મિથ્યા આગ્રહ કરીને કર્મના માર્ગમાં ભટક્યા કરેછે. હે વ્યાપક ભગવાન! હું મૂર્ખ, આ દેહ, પુત્ર, ઘર, સ્ત્રી, ધન અને સ્વજન વિગેરે સ્વપ્ન સરખા મિથ્યા પદાર્થોને, સાચા માનીને સંસારમાં ભટક્યા કરૂંછું. અનિત્ય એવાં કર્મના ફળને નિત્ય માનનાર, અનાત્મા દેહના આત્મા માનનાર, દુઃખરૂપ ઘરબાર વગેરેને સુખરૂપ માનનાર, સુખ દુઃખમાંજ રમનાર, અને અજ્ઞાનથી ભરેલો હું, પ્રેમનાં ધામરૂપ અને આત્મારૂપ આપને જાણતો નથી. મૂર્ખ મનુષ્ય જેમ ખડ વગેરેથી ઢંકાયલા ખરા પાણીનો ત્યાગ કરીને, ઝાંઝવાનાં પાણી તરફ દોડેછે, તેમજ હું પણ આપને છોડીને દેહાદિક મિથ્યા વસ્તુ તરફ દોડુંછું. કામ તથા કર્મથી પરાજય પામેલાં, મારાં મનને બળવાન ઇંદ્રિયો વિષયો તરફ ઘસડી જાયછે, તે મનને કૃપણ બુદ્ધિ-વાળો હું રોકી શકતો નથી, તે હું, હે ઇશ્વર! દુરાત્માઓને દુર્લભ એવા તમારા ચરણમાં શરણે આવ્યોછું, અને તે પણ તમારો અનુગ્રહ છે, એમ હું માનુંછું. હે કમળ-નાભ! પુરૂષનો જ્યારે સંસારમાંથી છુટકો થવાનો હોય ત્યારે, સત્પુરૂષોની સેવાથી તમારી ભક્તિ કરવાની મતિ થાયછે. કેવળ વિજ્ઞાનમૂર્તિ, સર્વજ્ઞાનના કારણરૂપ, પુરૂષનં

સુખદુઃખાદિક આપનારા, કાળ, કર્મ તથા સ્વભાવાદિકના નિયંતા અને અનંત શક્તિવાળા આપ પરબ્રહ્મને નમસ્કાર કરૂંછું. સર્વ પ્રાણીઓના નિવાસસ્થાન આપ વાસુદેવને નમસ્કાર કરૂંછું. હે ઇંદ્રિયોના અધિપતિ! તમને નમસ્કાર કરૂંછું. હે પ્રભો! મને શરણાગતને પાળો.

———:૦:———

## પ્રચેતાઓએ કરેલી ભગવાનની સ્તુતિ.

પ્રચેતાઓ સ્તુતિ કરેછેઃ—ક્લેશનો નાશ કરનારા, મન, વચનના વેગ કરતાં પણ અધિક વેગવાળા, સર્વ ઇંદ્રિયોથી પણ જાણવામાં ન આવો તેવા, અને વેદે જેમના ઉદાર ગુણો તથા નામો નિરૂપણ કર્યાછે એવા, આપને નમસ્કાર કરીએ છીએ. તમે સ્વસ્વરૂપમાં રહેવાથી શુદ્ધ અને શાંત છો, તથા મનને લીધે જેમને વિષે મિથ્યા જગત્‌ની સ્ફુરણા થાયછે, એવા આપને નમસ્કાર કરીએ છીએ. તમે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવા માટે, માયાના ગુણોવડે બ્રહ્માદિક સ્વરૂપોને ધારણ કરોછો, તે તમને નમસ્કાર કરીએ છીએ.

તમે શુદ્ધ સત્વગુણી સ્વરૂપના જ્ઞાનથી અજ્ઞાનનો નાશ કરનારાછો, વાસુદેવ એવા શ્રીકૃષ્ણરૂપ છો, તથા સર્વ સાત્વત્ કુળના અથવા તો ભક્તજનના પ્રભુ છો, તમને નમ-

સ્કાર કરીએ છીએ. નાભિને વિષે બ્રહ્માંડરૂપી કમળને ધારણ કરનારા, કંઠમાં કમળની માળાને ધારણ કરનારા, કમળના સરખા ચરણવાળા આપને નમસ્કાર કરીએ છીએ. સર્વ પ્રાણીઓના નિવાસરૂપ, અને સર્વના સાક્ષીરૂપ આપને નમસ્કાર કરીએ છીએ. હે અમંગળનો નાશ કરનારા ભગવાન! દીન ઉપર પ્રેમ રાખનારા મહાપુરૂષોએ, સમય ઉપર દીન જનોને પોતાના ગણીને તેઓને સંભારવા, આટલુંજ મહા પુરૂષોનું કર્તવ્ય છે; કારણકે મહાપુરૂષો દીનજનોને સંભારેછે તેથીજ પ્રાણીઓને શાંતી થાયછે. હે જગત્પતિ! અમને તો જે વરની ઇચ્છા છે તે એ કે, મોક્ષનો માર્ગ દેખાડનારા આપ ભગવાન અમારા ઉપર પ્રસન્ન થયા, તેમજ સદા સર્વદા પ્રસન્ન રહો. તોપણ હે નાથ! કારણના પણ કારણરૂપ આપની પાસેથી એક વર અમે માંગીએ છીએ. આપની વિભૂતિયોનો છેડો નથી, અને એટલા માટેજ આપ અનંતના નામથી જગત્માં ગવાઓછો. પુરૂષ પારિજાતકનું વૃક્ષ મળ્યા પછી, જેમ બીજા વૃક્ષનું સેવન કરતો નથી, તેમજ અમે પણ આપનાં સાક્ષાત્ ચરણારવિંદને પ્રાપ્ત કરીને હવે કઇ વસ્તુ માંગીએ? છતાં પણ અમે તમારી પાસેથી માગી લઇએ છીએ કે, અમે આ સંસારમાં તમારી માયાથી ઘેરાઇને, જ્યાંસુધી અમારાં કર્મોવડે ભટકીએ ત્યાં

સુધી, જન્મે જન્મે અમને તમારા ભકતજનોનો પ્રસંગ થાઓ. અમે આપના ભક્તજનના એક ક્ષણભર થયેલા સંગને પણ, સ્વર્ગની કે મોક્ષની સમાન ગણતા નથી, ત્યારે મનુષ્યોનાં રાજ્યાદિક સુખોની તો વાતજ શી કરવી ? જે સત્સંગના પ્રસંગમાં તૃષ્ણાને ટાળનારી પવિત્ર હરિકથાઓ થાય, પ્રાણીઓની ઉપર પ્રીતિ બંધાય, તેમજ જ્યાં આગળ જરા પણ ખેદ થાય નહિ, વળી જ્યાં સંસાર સંગનો ત્યાગ કરનારા જે ભકતજનો, વારંવાર ઉત્તમ કથાઓમાં, સન્યાસીની ગતિરૂપ સાક્ષાત્ ભગવાન નારાયણની સ્તુતિ કરેછે, આવા તમારા ભકતો તીર્થોને પણ પવિત્ર કરવાની ઇચ્છાથી પગપાળા ફર્યા કરેછે, તેઓનો સત્સંગ, સંસારથી ડરેલા પુરૂષને કેમ ન ગમે? અવશ્ય ગમેજ. મનુ, બ્રહ્મા, ભગવાન શંકર, તથા તપ અને જ્ઞાનથી શુદ્ધ અંતઃકરણવાળા બીજા માહાત્માઓ, જેઓ તમારા મહિમાના પારને જાણતા નથી, તેઓ પોતાની બુદ્ધિ પ્રમાણે તમારી સ્તુતિ કરેછે, એટલા માટે અમે અજ્ઞાનીઓ પણ તમારી સ્તુતિ કરીએ છીએ. સર્વમાં અંતર્યામીરૂપે સમાન રહેનારા, શુદ્ધ સ્વરૂપવાળા, પરમ પુરૂષ, વાસુદેવ તથા સત્વગુણમય એવા આપ ભગવાનને, અમે નમસ્કાર કરીએ છીએ.

——:o:——

# શ્રી નારાયણ કવચ.

ૐ ગરૂડની પીઠ ઉપર ચરણ કમળને ધારણ કરનારા, આઠ સિદ્ધિયોવાળા, આઠ બાહુવાળા અને તે આઠ બાહુઓ વિષે શંખ, ચક્ર, ઢાલ, તલવાર, ગદા, બાણ, ધનુષ્ય, તથા પાશને ધારણ કરનારા શ્રી હરિ સર્વ પ્રકારે રક્ષા કરો. જળમાં મત્સ્યાવતારધારી ભગવાન જળજંતુરૂપ વરૂણની પાશથી મારી રક્ષા કરો. માયાવડે બટુક બનેલા વામનજી સ્થળમાં મારી રક્ષા કરો. અસુરના અધિપતિઓના શત્રુ ભગવાન નૃસિંહ, સંકટહારક રણવગડાઓમાં તથા સંગ્રામ વિગેરેમાં મારી રક્ષા કરો. પોતાની ડાઢવડે પાતાળમાંથી પૃથ્વીનો ઉદ્ધાર કરનારા, ભગવાન યજ્ઞમૂર્તિ વરાહજી માર્ગમાં મારી રક્ષા કરો. પરશુરામ પર્વતોના શિખરો ઉપર મારી રક્ષા કરો, અને ભરતના વડાભાઇ રામ તથા લક્ષ્મણ પ્રવાસમાં મારી રક્ષા કરો. અભિચાર વિગેરે સર્વ ઉગ્ર ધર્મથી તથા પ્રમાદથી, નારાયણ ભગવાન મારી રક્ષા કરો. નર ભગવાન ગર્વથી મારી રક્ષા કરો. યોગના સ્વામી દત્તાત્રેય યોગના વિનાશથી મારી રક્ષા કરો. ગુણના સ્વામી કપિલદેવ કર્મનાં બંધનથી મારી રક્ષા કરો. સનત્કુમાર કામદેવથી મારી રક્ષા કરો. હયગ્રીવ ભગવાન રસ્તામાં જતા દેવતાઓને, પ્રણામ ન કરવારૂપી અપરાધ

થાય, તે અપરાધમાંથી મારી રક્ષા કરો. દેવર્ષિયોમાં વડા મુનિ નારદ ભગવાનની પૂજામાં, જે કંઇ વિઘ્ન નડે તેમાંથી મારી રક્ષા કરો. અને કચ્છપાવતારી શ્રીહરિ સર્વ પ્રકારના નરકમાંથી મારી રક્ષા કરો. ભગવાન ધન્વંતરિ કુપથ્યમાંથી મારી રક્ષા કરો. જીતેંદ્રિય ભગવાન ઋષભદેવ કામક્રોધાદિકના ભયમાંથી મારી રક્ષા કરો. યજ્ઞાવતારી ભગવાન લોકાગવાદથી મારી રક્ષા કરો. બળભદ્ર મનુષ્ય તરફથી થનારા ઉપદ્રવોમાંથી રક્ષા કરો. અને શેષનાગ ક્રોધવશ નામના સર્પગણોથી મારી રક્ષા કરો. ભગવાન વેદવ્યાસ અજ્ઞાનથી મારી રક્ષા કરો. ભગવાન બુદ્ધ પ્રમાદવાળા પાખંડીઓનાં ટોળાંથી મારી રક્ષા કરો. ધર્મની રક્ષા કરવા માટે અવતાર લેનારા ભગવાન, કલ્કિ કાળના મળરૂપ કલિયુગથી મારી રક્ષા કરો. કેશવ ભગવાન પ્રભાતમાં ગદાવડે મારી રક્ષા કરો. બંસી ધારણ કરનારા ભગવાના ગોવિંદ સંધ્યાકાળમાં મારી રક્ષા કરો. સોંગને ધારણ કરનાર ભગવાન નારાયણ પૂર્વાહ્ણ કાળમાં મારી રક્ષા કરો. ચક્રધારી ભગવાન વિષ્ણુ મધ્યાહ્ન કાળમાં મારી રક્ષા કરો. ઉગ્ર ધનુષ્યધારી મધુ દૈત્યને મારનારા ભગવાન અપરાહ્ણ કાળમાં મારી રક્ષા કરો. બ્રહ્મા, વિષ્ણુ તથા રૂદ્ર એ ત્રણ મૂર્તિવાળા ભગવાન માધવ સાયંકાળમાં મારી રક્ષા કરો.

ઇંદ્રિયોના સ્વામી ભગવાન પ્રદોષ કાળમાં મારી રક્ષા કરો. પદ્મનાભ ભગવાન એકલાજ અર્ધરાત્રિ સુધી મારી રક્ષા કરો. શ્રીવત્સનું જેને ચિહ્ન છે એવા ભગવાન પાછલી રાત્રે મારી રક્ષા કરો. તરવારધારી ભગવાન જનાર્દન મળસ્કામાં મારી રક્ષા કરો. દામોદર ભગવાન પ્રભાતમાં મારી રક્ષા કરો. કાળમૂર્તિ ભગવાન વિશ્વેશ્વર સર્વ સંધીઓમાં મારી રક્ષા કરો.

અમને ગ્રહોથી, કેતુઓથી, મનુષ્યોથી, સર્પોથી, ડાઢવાળાં પશુઓથી તથા પાપોથી જે ભય થાયછે, તે સર્વે તથા જેઓ અમારા સુખમાં વિઘ્ન કરનારા છે તે સર્વે, ભગવાનના નામરૂપી અસ્ત્રના કીર્તનથી તુરતજ ક્ષય પામો. બૃહદ્રથંતર વિગેરે સામનાં સ્તોત્રોથી સ્તુતિ કરાતા વેદમય સમર્થ એવા ગરૂડ ભગવાન, સર્વ સંકટોમાંથી મારી રક્ષા કરો. શ્રીહરિનાં નામ, રૂપ તથા નાના પ્રકારનાં આયુધો, સર્વ આપત્તિયોમાંથી અમારી રક્ષા કરો. ભગવાનના મુખ્ય પાર્ષદો અમારી બુદ્ધિ, ઇંદ્રિય, મન તથા પ્રાણની રક્ષા કરો. આ સાકાર નિરાકાર જે કંઇ જગત્ છે, તે સર્વ ખરેખર ભગવાનનુંજ સ્વરૂપ છે; આ સત્ય વાર્તાથી અમારા સર્વ ઉપદ્રવો નાશ પામો. ભગવાન પોતે અભેદ દૃષ્ટિવાળા મનુષ્યોને ભેદ રહિત જોવામાં આવેછે, તોપણ તે પોતાની

માયાવડે આભૂષણો, આયુધો, તથા ચિહ્ન નામની શક્તિયોને ધારણ કરેછે તે સત્ય વાર્તા છે. તે સત્ય પ્રમાણ વડેજ સર્વજ્ઞ તથા સર્વ વ્યાપક ભગવાન શ્રીહરિ, સર્વ પ્રકારનાં રૂપ વડે સર્વત્ર ઠેકાણે સર્વદા અમારી રક્ષા કરો. નૃસિંહના નામની ગર્જનાથી લોકોના ભયનો નાશ કરનારા, તથા પોતાના પ્રભાવથી દિગ્ગજ, ઝેર, શસ્ત્ર, પાણી, વાયુ, અગ્નિ વિગેરેના પ્રભાવને ગળી જનારા ભગવાન પ્રહ્લાદ, દિશાઓમાં, ખુણાઓમાં, ઉંચે, નીચે, અંદર, બહાર તથા ચોતરફ મારી રક્ષા કરો.

———:o:———

## શ્રીનરનારાયણની સ્તુતિ.

હે વ્યાપક પરમાત્મા! જેમની પ્રેરણાથી પ્રાણીઓનો, બ્રહ્માનો, શંકરનો તથા મારો પ્રાણ નિત્ય ચાલ્યા કરેછે, અને તેની પાછળ વાણી, મન તથા ઇંદ્રિયો પણ ચાલેછે, તે આપની હું સ્તુતિ કરૂંછું.

તમે જગત્‌ની રક્ષા કરવા માટે જેમ અનેક અવતારો ધારણ કરોછો, તેમજ તમે આ બંને મૂર્તિયો પણ જગત્‌ની રક્ષા કરવા માટે, દુઃખ ટાળવા માટે તથા મોક્ષ આપવા માટે ધારણ કરેલીછે. જેમ પાલનાદિક તમારૂં કામ છે, તેમ ઉત્પત્તિ તથા લય પણ તમારૂંજ કામ છે. કરોળીઓ જેમ મુખમાંથી લાળને કાઢીને પાછી ગળી

જાયછે, તેમ તમે પણ આ વિશ્વને ઉત્પન્ન કરીને પાછું તેને ગળી જાઓછો.

હે ઇશ્વર! જેના માથા ઉપર ચોતરફ ભય ફર્યા કરેછે એવા લોકોને, મોક્ષરૂપી આપના ચરણના લાભ વિના બીજું કોઇ પણ નિર્ભય સ્થાન હોય એમ અમે જાણતા નથી. જેનો લોક બે પરાર્ધ વર્ષ સુધી રહેછે, તે બ્રહ્મા પણ આપની ભ્રકુટિના પાતરૂપી કાળથી અત્યંત ડરેછે, ત્યારે બ્રહ્માએ રચેલાં પ્રાણીઓ ડરે તેમાં તો શું જ કહેવું?

પુરૂષ જો આપની સેવા કરેછે, તો આપની પાસેથીજ તે પોતાનાં સર્વ મનોવાંચ્છિતને મેળવેછે. હે ઇશ! હે જીવના બંધુ! આ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણ-રૂપ, સત્વગુણ, રજોગુણ તથા તમોગુણ તમારી માયાએ રચેલાંછે. હે પ્રભો! કુશળપુરૂષો આલોકમાં તમારી, શુદ્ધ, પોતાને વહાલી અને સત્વગુણી નારાયણ નામની મૂર્તિને તથા તમારા ભક્તોના મનમાં વાસ કરનારી, શુદ્ધ, સત્વગુણી નર નામની મૂર્તિને ભજેછે.

હે ભગવાન! આપ પુરૂષરૂપ છો, વ્યાપક છો, વિશ્વ-મૂર્તિ છો, વિશ્વના ગુરૂ છો, પરમ દૈવત છો, શુદ્ધ મૂર્તિ છો, વાણીના નિયંતા છો, વેદના પ્રવર્તક છો, નરમાં ઉત્તમ એવા આપ નારાયણ ભગવાનને હું નમસ્કાર કરૂંછું.

નિષ્ફળ એવા ઇંદ્રિયોના માર્ગોવડે વિક્ષિપ્ત બુદ્ધિવાળો, અને આપની માયાવડે, જેની બુદ્ધિ ઢંકાઇ ગઇ હતી એવો પુરૂષ પોતાની ઇંદ્રિયોમાં, પ્રાણોમાં, હૃદયમાં અને દૃષ્ટિએ જોવામાં આવતા પદાર્થોમાં નિયંતારૂપે રહેલા, આપને જાણતો નથી તે હું, આપને પ્રણામ કરૂં છું; કારણકે બ્રહ્મા પોતે પણ પ્રથમ અજ્ઞાનીજ હતા, તેને સર્વના ગુરૂ આપની પાસેથી વેદના અભ્યાસ કર્યા પછીજ, આપના સ્વરૂપનું જ્ઞાન થયું હતું. આપ મહાપુરૂષને હું નમસ્કાર કરૂં છું.

શાંત સ્વભાવવાળા, અહંકાર વિનાના, નિષ્કિંચન પુરૂષોના ધનરૂપ, ઋષિયોમાં શ્રેષ્ટ, પરમહંસોના પરમગુરૂ, તથા જ્ઞાનીઓના અધિપતિ, એવા ભગવાન નરનારાયણને વારંવાર નમસ્કાર કરૂં છું. સર્વ સંગથી મુક્ત, શુદ્ધ તથા સર્વના સાક્ષી એવા ભગવાનને નમસ્કાર કરૂં છું. હે યોગેશ્વર ! અંતકાળે આ દુષ્ટ દેહનું અભિમાન છોડી દઇને આપના નિર્ગુણ સ્વરૂપમાં ભક્તિવડે મનને ધારણ કરવું, એજ યોગવિદ્યાનું ડહાપણ છે, એમ ભગવાન બ્રહ્માએ કહ્યું હતું. માટે હે અતીંદ્રિય ! હે પ્રભો ! અમારી તમારે વિષે સહજ વાસના રહે તેવો યોગ તમેજ આપો, કે જેથી અમે આ દુષ્ટ દેહ વિષે તમારી માયાએ કરાવેલી, અને ઘણા કષ્ટે ભેદી શકાય એવી, અહંતા મમતાને ઝટ ભેદી નાંખીએ.

——:o:——

# પ્રહ્લાદે બીજાઓ માટે કરેલી સ્તુતિ.

હું માનુંછું કે ધન, ઉત્તમ કુળમાં જન્મ, રૂપ, તપ, પંડિતપણું, ઇંદ્રિયોની કુશળતા, કાંતિ, પ્રતાપ, બળ, ઉદ્યમ, બુદ્ધિ તથા અષ્ટાંગયોગ, આ સર્વે પરમાત્માને પ્રસન્ન કરવા માટે સમર્થ થતા નથી; ભગવાન શ્રીહરિ એક ભક્તિવડેજ પ્રસન્ન થાયછે. બ્રાહ્મણ જાતિનો હોય અને ઉપર કહેલા બાર ગુણોવાળો હોય છતાં પણ, તે જો ભગવાનથી વિમુખ હોય, તો તેનાં કરતાં ભગવાનને વિષે મન, વચન, કર્મ, ધન તથા પ્રાણને અર્પણ કરનારા ચંડાળને હું ઉત્તમ માનુંછું; કારણકે તે પોતાનાં કુળને પવિત્ર કરેછે, અને ઘણાં માનવાળો બ્રાહ્મણ પોતાને પણ પવિત્ર કરી શકતો નથી, તો બીજાની તો વાતજ શી કરવી ?

હે ઇશ ! આ અધિક તમોગુણવાળા દૈત્યના કુળમાં રજોગુણથી ઉત્પન્ન થયેલો હું ક્યાં, તથા તમારી દયા ક્યાં ? તમે મારા મસ્તક ઉપર પુરૂષાર્થ આપનારો જે કરકમળ અર્પણ કર્યો, તે કરકમળ બ્રહ્માના, શંકરના તથા લક્ષ્મીના મસ્તક ઉપર પણ ધર્યો ન હતો. સામાન્ય પ્રાણીની પેઠે આ બ્રહ્માદિક દેવતાઓ છે તથા આ અધમ અસુર છે, એવી આપને વિષમ દૃષ્ટિ નથી; કારણકે, તમે જગત્‌ના

આત્મા અને પ્રિય છો; તથાપિ કલ્પવૃક્ષની પેઠે તમારી સેવા કરવાથી તમારો અમારા ઉપર અનુગ્રહ થાયછે.

તૃપ્તિ ન પામતી જિહ્વા એક તરફથી મને ખેંચે છે; બીજી તરફથી ત્વચા ઇંદ્રિય સ્પર્શ સુખ માટે મને ખેંચે છે; ત્રીજી તરફથી પેટ આહાર માટે ખેંચેછે; ચોથી તરફથી શ્રવણેંદ્રિય મધુર શબ્દો સાંભળવા માટે મને ખેંચે છે; પાંચમી તરફથી ઘ્રાણેંદ્રિય ( નાસિક ) સુગંધ લેવા માટે મને ખેચેછે; અને છઠ્ઠી તરફથી ચપળ એવા નેત્ર સુંદરરૂપ જોવા માટે મને ખેંચેછે; તે પ્રમાણે કર્મેંદ્રિયો પોતપોતાના વિષયો તરફ મને ખેંચેછે; અર્થાત્ ઘણી સોક્યો જેમ પોતાના ભર્તારને ઉતરડી નાંખે, તેમજ ઇંદ્રિયો મને ઉતરડી નાંખેછે. હે મહારાજ! હુંજ કેવળ આવી દુઃખી દશાને પામ્યોછું એમ નથી, પરંતુ એ પ્રમાણેજ બીજાં મનુષ્ય પણ દુઃખી છે. તેઓ સંસારપી વૈતરણી નદીમાં પડેલાંછે. માટે હે નિત્ય મુક્ત પ્રભુ! આવાં મૂઢ મનુષ્યો ઉપર કૃપા કરીને, તેઓને સંસારરૂપી વૈતરણીમાંથી બહાર કાઢી તેની રક્ષા કરો.

હે અખિલ ગુરૂ! હે ભગવાન્! આપ સર્વ જગતની ઉત્પત્તિ, તથા પ્રલય કરોછો, તે તમને આ સર્વ જગતનો

ઉદ્ધાર કરવામાં શું શ્રમ પડવાનો છે? હે આતુર જનના બંધુ! મૂઢ મનુષ્યો ઉપર અનુગ્રહ કરવો એમાંજ મહત્તા સમાયલીછે, પરંતુ તમારા ભક્તજનોની સેવા કરનારા અમ લોકોનો તમે ઉદ્ધાર કરશો, તેમાં નવાઇ શી?

પરંતુ જેઓનું મન તમારી કથાથી વિમુખ છે, તથા જેઓ ઈંદ્રિયોનાં મિથ્યા સુખને માટે કુટુંબોનો ભાર વહ્યા કરેછે, તેવા મૂઢ લોકોનો હું શોક કરૂંછું. માટે હે પ્રભુ! આપ તેવાઓ ઉપર કૃપા કરવા યોગ્ય હોવાથી તેઓનો ઉદ્ધાર કરો.

———:o:———

## પ્રચેતાઓની સત્સંગ વિષે સ્તુતિ.

ક્લેશનો નાશ કરનારા, મન, વચનના વેગ કરતાં પણ અધિક વેગવાળા, સર્વ ઈંદ્રિયોથી પણ જાણવામાં ન આવો તેવા, અને વેદે જેમના ઉદાર ગુણો તથા નામો નિરૂપણ કર્યાંછે એવા, આપને નમસ્કાર કરીએ છીએ.

તમે જગતની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલય કરવા માટે માયાના ગુણોવડે, બ્રહ્માદિક સ્વરૂપોને ધારણ કરોછો, તે તમને નમસ્કાર કરીએ છીએ.

નાભિને વિષે બ્રહ્માંડરૂપી કમળને ધારણ કરનારા, કંઠમાં કમળની માળાને ધારણ કરનારા, કમળના સરખા ચરણવાળા આપને નમસ્કાર કરીએ છીએ.

હે જગત્પતિ! અમને તો જે વરની ઇચ્છા છે તે એ કે, મોક્ષને માર્ગ દેખાડનારા આપ ભગવાન અમારા ઉપર પ્રસન્ન થયા, તેમજ સદા સર્વદા પ્રસન્ન રહો. તોપણ હે નાથ! કારણના પણ કારણરૂપ આપની પાસેથી એક વર અમે માંગીએ છીએ, કે અમે આ સંસારમાં તમારી માયાથી ઘેરાઇને, જ્યાંસુધી અમારાં કર્મોવડે ભટકીએ ત્યાંસુધી, જન્મે જન્મે અમને તમારા ભક્તજનોનો પ્રસંગ થાઓ.

જે સત્સંગના પ્રસંગમાં તૃષ્ણાને ટાળનારી પવિત્ર હરિકથાઓ થાય, પ્રાણીઓની ઉપર પ્રીતિ બંધાય, તેમજ જ્યાં આગળ જરા પણ ખેદ થાય નહિ; વળી જ્યાં સંસાર સંગનો ત્યાગ કરનારા જે ભક્તજનો, વારંવાર ઉત્તમ કથાઓમાં સન્યાસીની ગતિરૂપ સાક્ષાત્ ભગવાન નારાયણની સ્તુતિ કરેછે, આવા તમારા ભક્તો તીર્થોને પણ પવિત્ર કરવાની ઇચ્છાથી પગપાળા ફર્યા કરેછે, તેઓનો સત્સંગ, સંસારથી ડરેલા પુરૂષને કેમ ન ગમે? અવશ્ય ગમેજ.

———:o:———

## શ્રીમદ્ ભાગવતમાં કરેલી ભગવાનની સ્તુતિ.

જેમનું કીર્તન, સ્મરણ, દર્શન, વંદન, શ્રવણ તથા પૂજન લોકોનાં પાપોનો તુરત નાશ કરેછે, તે કલ્યાણ કીર્તિવાળા પરમાત્માને વારંવાર નમસ્કાર કરૂંછું.

તપસ્વીઓ, દાતાઓ, યશસ્વીઓ, યોગીઓ, મંત્રનો જપ કરનારાઓ તથા સદાચારવાળા પુરૂષો, પોતાનાં તપ આદિ કર્મો, જેમને અર્પણ કર્યા વિના ક્ષેમ પામતા નથી, તે કલ્યાણકારી યશવાળા ભગવાનને હું વારંવાર નમુંછું.

ભિલ્લ, ચંડાલ, યવન વિગેરે નીચ જાતિના લોકો જે ભગવાનના ભક્તોનો આશ્રય કરીને પાપ રહિત થયા છે, તે મહાસમર્થ ભગવાનને હું નમસ્કાર કરૂંછું.

લક્ષ્મીના પતિ, યજ્ઞના પતિ, પ્રજાના પતિ, બુદ્ધિના પતિ, લોકના પતિ, પૃથ્વીના પતિ, અધિપતિ તથા સત્પુરૂષોના પતિ એવા ભગવાન મારા ઉપર પ્રસન્ન થાઓ.

વિકારરહિત, સત્ય, અનંત, આદિપુરૂષ, સર્વની બુદ્ધિના સાક્ષી, ઉપાધિરહિત, તર્કમાં આવો નહીં તેવા, મનનાં કરતાં વિશેષ વેગવાળા, વાણીના અગોચર, દેવતાઓમાં ઉત્તમ અને સ્તુતિ કરવા યોગ્ય એવા આપને પ્રણામ કરીએ છીએ.

જેમના બળમાંથી મહેંદ્ર થયાછે, પ્રસાદમાંથી દેવતાઓ થયાછે, ક્રોધમાંથી શંકર થયાછે, બુદ્ધિમાંથી બ્રહ્મા થયાછે, અને છિદ્રોમાંથી વેદ તથા ઋષિયો થયાછે તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ.

બ્રાહ્મણો તથા ગુપ્ત એવા વેદો જેમનાં મુખમાંથી થયાછે, ક્ષત્રિય બળ જેમની ભુજાઓમાંથી થયેલાછે, વૈશ્ય તથા વ્યાપાર જેમના સાથળમાંથી થયેલાછે, અને શુદ્ર તથા સેવા જેમનાં ચરણમાંથી થયેલાંછે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ.

જે પરમાત્મા જ્ઞાનસ્વરૂપ છે, પ્રકૃતિથી પર છે, અદૃશ્ય છે, નિર્વિકલ્પ છે, દેશ તથા કાળના માપમાં આવે નહીં તેવા છે, તથા જે જીવની પાસે તેના નિયંતા તરીકે રહેછે, અને ધીર પુરૂષો યોગદ્વારા જેની ઉપાસના કરેછે, તે ભગવાનને અમે નમસ્કાર કરીએ છીએ.

જે પુરૂષરૂપ ભગવાનની કર્ણેન્દ્રિયમાંથી દશ દિશાઓ ઉત્પન્ન થઇછે, જેમના હૃદયમાંથી દેહનાં છિદ્રો થયાંછે, જેમની નાભિમાંથી પ્રાણ, ઇંદ્રિય, મન તથા શરીરના આધારરૂપી આકાશ થયુંછે, તે મહા ઐશ્વર્યવાળા ભગવાન અમારા ઉપર પ્રસન્ન થાઓ.

આ જગત્ જેને વિષે રહેલું છે, આ જગત્ જેમાંથી ઉત્પન્ન થાયછે, આ જગત્ જેણે કરીને ઉત્પન્ન થાયછે, તથા જે પોતે આ જગદ્રૂપ છે અને જે કાર્ય તથા કારણથી પર છે, તે સ્વતઃસિદ્ધ શ્રીભગવાનને હું શરણે જાઉંછું.

રૂપરહિત છતાં અનંત રૂપવાળા, અને આશ્ચર્યકારક કર્મ કરનારા ભગવાનને હું નમસ્કાર કરૂંછું.

મન, વાણી તથા મનની વૃત્તિયોથી પણ દૂર રહેનારા ભગવાનને હું નમસ્કાર કરૂંછું.

જીવના મૂળરૂપ, સર્વના અધ્યક્ષ, સાક્ષી, અનાદિ કાળથી એકના એક સ્વરૂપ, પૂર્ણ સ્વરૂપ, તથા માયાના પણ કારણરૂપ તે ભગવાનને વારંવાર નમસ્કાર હો.

તમે સર્વના કારણરૂપ છો, છતાં વિકાર રહિત છો; સર્વ શાસ્ત્રોના તથા વેદના મહા સાગર છો, મોક્ષની મુર્તિ અને ઉત્તમ લોકોના આશ્રયરૂપ છો, એવા આપને નમસ્કાર કરૂંછું.

તમે જીવ કરતાં જુદા પ્રકારનાજ છો. તમે નિત્યમુક્ત છો અને જીવ તમારી કૃપાથી મુક્ત થાય છે, તમે શુદ્ધ છો અને જીવ મલિન છે, તમે જ્ઞાની છો અને જીવ અજ્ઞાની છે, તમે વિકાર વિનાના છો અને જીવ વિકારી

છે, તમે સર્વના આદિ પુરૂષ છો, અને તે આદિમાન એટલે પૂર્વજોવાળો છે, તમે ભાગ્યવાળા છો અને તે ભાગ્યહિન છે, તમે ત્રણ લોકના અધિપતિ છો અને તે પરતંત્ર છે—આ પ્રમાણે તેનાથી તમારાં વિલક્ષણપણામાં કારણ એ છે કે, તમે અખંડિત એવી ચૈતન્ય શક્તિવડે બુદ્ધિની તે તે અવસ્થાઓને જોનારાછો, તથા જગતનું પાલન કરવા માટે વિષ્ણુરૂપે થયાછો.

કેટલાએક કર્મકાંડી બ્રાહ્મણો, વેદવિદ્યાથી મોટા વિસ્તારવાળા યજ્ઞો કરીને તેમાં ઇન્દ્ર, વરૂણ, અગ્નિ વગેરે અનેક રૂપધારી દેવતાઓના નામથી તમારૂં પુજન કરેછે. કેટલાએક જ્ઞાની લોકો સર્વ કર્મોને ત્યાગ કરીને વિરામ પામ્યા થકા, જ્ઞાનયજ્ઞ વડે જ્ઞાનમૂર્તિ એવા આપનું યજન કરેછે. કેટલાએક દીક્ષાથી સંસ્કાર પામેલા પુરૂષો, પંચરાત્રમાં કહેલા વિધિથી વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન તથા અનિરૂદ્ધ એમ અનેક રૂપધારી એક નારાયણ રૂપ આપને ભજેછે. વળી હે ભગવાન! કેટલાએક શંકરે જુદા જુદા આચાર્યો રૂપે, કહેલા પશુપતાદિક માર્ગોથી આપનું શિવરૂપે ભજન કરેછે. હે પ્રભુ! તેઓ બીજા દેવતાઓના ભક્તો છે, તેઓની બુદ્ધિ જોકે બીજાઓમાં આસક્ત હોય છે, તોપણ હે સર્વદેવતામય! તે સર્વ ખરી રીતે જોતાં

આપ ઇશ્વરનુંજ ભજન કરેછે. હે પ્રભુ, જેમ પર્વતમાંથી ઉત્પન્ન થયેલી નદીઓ વરસાદના પાણીથી ભરાઇને વહેવ માંડેછે, ત્યારે તે ચોતરફથી સમુદ્રમાં જઇ મળેછે; તેમજ આ ભજનના માર્ગો પણ પરિણામે તમારે વિષેજ વિરામ પામેછે.

આપ અનંત, અતર્ક્ય કાર્ય કરનારા, નિર્ગુણ, ગુણોના સ્વામી તથા હમણાં સત્વગુણમાં રહેલાછો, તે આપને અમે પ્રણામ કરીએ છીએ.

તમારા વિરાટ્ સ્વરૂપમાં આકાશ તમારી નાભિ છે, અગ્નિ તમારૂં મુખ છે, સ્વર્ગ મસ્તક છે, દિશાઓ કાન છે, પૃથ્વી ચરણ છે, ચંદ્ર મન છે, સૂર્ય દૃષ્ટિયો છે, શિવ અહંકાર છે, સમુદ્ર પેટ છે, ઇંદ્રાદિક લોકપાળો ભુજાઓ છે, ઔષધિયો રૂવાંડા છે, મેઘ કેશ છે, બ્રહ્મા બુદ્ધિ છે, અને ધર્મ હૃદયરૂપ છે. આપ્રમાણે બ્રહ્માંડરૂપે કલ્પાયલા આપ પરમપુરૂષ છો.

વિરાટ પુરૂષનું ચિત્ત ધર્મનું, બ્રહ્માનું, શિવનું નારદનું, સનક આદિ કુમારોનું, બુદ્ધિનું તથા સત્વગુણનુ ઉત્તમ સ્થાન છે. બ્રહ્મા, નારદ, શંકર, તથા પ્રથમ ઉત્પન્ન થયેલા સનકાદિક કુમારો, મરીચિમિશ્ર વિગેરે મુનિઓ દેવ, દૈત્ય, મનુષ્ય, નાગ, ખેચર, પક્ષીઓ, હરણ, પેટ

ચાલનારાં કાકીડા, સર્પ વગેરે પ્રાણીઓ, ગંધર્વો, અપ્સરાઓ, યક્ષો, રાક્ષસો, ભૂતગણો, સર્પો, પશુઓ, પિતૃઓ, સિદ્ધો, વિદ્યાધરો, ચારણો, વૃક્ષો, બીજાં અનેક જળચરો, સ્થળચરો, તથા આકાશચારી જીવો, ગ્રહો, નક્ષત્રો, કેતુઓ, તારાઓ, વિજળી, મેઘ, ભૂત, ભવિષ્ય તથા વર્તમાનરૂપ આ સર્વ દેખાતો પ્રપંચ વિરાટ પુરૂષરૂપ છે; તેનાથી જુદી કોઇ પણ વસ્તુ નથી. તે વિરાટ પુરૂષે આખા વિશ્વને વ્યાપી લીધેલું છે. જેટલા અંશમાં જગત્ છે તેથી અધિક અંશ જગત્ના સ્પર્શથી રહિત છે. સૂર્ય પોતાનાં મંડળને પ્રકાશ કરતો જેમ બહારથી સર્વ વસ્તુઓનો પણ પ્રકાશ કરેછે, તેમ વિરાટ પુરૂષ પણ બ્રહ્માંડને ઉત્પન્ન કરતો થકો, બ્રહ્માંડની અંદરના તથા બહારના સર્વ પદાર્થોને પ્રકાશ કરેછે. તે વિરાટ પુરૂષ જન્મ મરણને આપનારાં કર્મનાં ફળોને ઉલ્લંઘન કરી ગયા છે, અર્થાત્ તે વૈષયિક સુખથી અળગા છે. માટે તે કેવળ સર્વાત્મા છે એમ નથી, પરંતુ તે નિજાનંદના તથા અભયના (મોક્ષના) સ્વામી છે.

તમે આદિ પુરૂષ છો, શુદ્ધ છો, સ્વયંપ્રકાશ છો, એક સ્વરૂપ છો, સર્વના કારણરૂપ છો, અને આપ કારણ રહિત છો, છતાં પણ સર્વ વિષયોને પ્રકાશ કરવા માટે માયાવડે પ્રત્યેક દેહમાં તે તે દેહ પ્રમાણે જીવરૂપે પ્રતીત થાઓછો.

શંકર, બ્રહ્મા, દેવતાઓ, નિર્મળ અંતઃકરણવાળા મુનિયો, સંપૂર્ણ ભાવથી ચૈતન્ય, પ્રિય અને સમર્થ એવા આપને ભજેછે. આપ જગત્‌ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયના કારણરૂપ છો, સમદૃષ્ટિવાળા છો, શાંતરૂપ છો, સર્વના હિતૈષી છો, આત્મારૂપ છો, અને ઇશ્વરરૂપ છો તથા જગત્‌ના તથા જીવના અધિષ્ઠાનરૂપ છો. હે મહા પુરૂષ! સર્વ ગુણોને પ્રકાશ કરનારા, અનંત તથા માપમાં આવો નહીં તેવા ભગવાનને નમસ્કાર કરૂંછું.

હે ભજવા યોગ્ય પરમેશ્વર! તમે સમસ્ત ઐશ્વર્યના પરમ આશ્રયરૂપ ભક્તોને, પોતાના અત્યંત દયાળુ સ્વરૂપનું દર્શન આપનારા છો, સંસારને ટાળનારા છો તથા આપનારા છો, તમારૂં ચરણ એક શરણરૂપ છે એવા આપને હું ભજુંછું.

હે દેવના દેવ! હે જગત્‌વ્યાપક! હે જગત્‌ના સ્વામી! હે જગન્મય! તમે સર્વ પદાર્થોના આત્મારૂપ છો, કારણરૂપ છો અને ઇશ્વર છો. જગતના આદિ, અંત તથા મધ્ય જેનાથી ઉત્પન્ન થાયછે, તથા અવિનાશી જે ભગવાનના આદિ, અંત અને મધ્ય નથી, તે ચૈતન્યઘન પરબ્રહ્મ આપ છો. મોક્ષની ઇચ્છાવાળા મુનિયો, નિષ્કામ થઇને આ-લોકની અને પરલોકની આસક્તિ છોડી, તમારાંજ ચરણા-રવિંદની ઉપાસના કરેછે, એવા આપને હું નમસ્કાર કરૂંછું.

વેદાંતી લોકો આપને પરબ્રહ્મ માનેછે, મીમાંસક લોકો આપને ધર્મરૂપ માનેછે, સાંખ્ય મતવાળા લોકો આપને કાર્યકારણથી ભિન્ન પુરૂષ માનેછે, પંચરાત્રને માનનારાઓ આપને નવશક્તિવાળા પરબ્રહ્મ માનેછે, અને યોગ શાસ્ત્રીઓ આપને સ્વતંત્ર અવિનાશી મહાપુરૂષ માનેછે. શંકર, બ્રહ્મા તથા મરીચિ વિગેરે ઋષિયો કે જે, આ સત્વગુણની સૃષ્ટી છે, તેઓ તમે રચેલા આ જગત્‌ને યથાર્થ રીતે જાણતા નથી, ત્યારે આપને તો ક્યાંથીજ જાણે? હે ઇશ્વર! જ્યારે બ્રહ્માદિક જાણતા નથી, ત્યારે તમારી માયાથી મોહ પામેલા, અને નિરંતર રજોગુણ તથા તમોગુણથી ઉત્પન્ન થયેલા, દુરાચારી દૈત્યો તથા મનુષ્યો આદિ જગત્‌ને જાણે નહીં તેમાં શું કહેવું? તે તમે જ્ઞાનસ્વરૂપ હોવાથી, સર્વના આત્મરૂપ છો એવા આપને હું નમસ્કાર કરૂં છું.

હે ભગવાન! હે નારાયણ! હે વાસુદેવ! હે આદિ પુરૂષ! હે મહા પુરૂષ! હે મહા પ્રભાવવાળા! હે પરમ મંગળ! હે પરમ કલ્યાણ! હે પરમ કારૂણિક! હે કેવળ સ્વરૂપ! હે જગદાધાર! હે ત્રણ લોકના એકનાથ! હે સર્વેશ્વર! હે લક્ષ્મીનાથ! આપ સ્વતંત્ર છો, આપનું માહાત્મ વિચાર કરતાં પણ જણાય નહીં તેવું છે, તમે એકજ છો, સર્વ વસ્તુઓમાં સત્સ્વરૂપે રહેલાછો, સર્વના ઇશ્વર છો,

સર્વ જગત્નાં કારણના પણ કારણરૂપ છો, તથા અંતર્યામીપણાને લીધે ષટ્ વિષયોને પ્રકાશ કરોછો, તેથી જાણવામાં આવોછો અને શ્રુતિયો 'नेति नेति' કરીને છેવટે એક આપનેજ બાકી રાખેછે.

હે ત્રણ લોકના આશ્રયરૂપ! હે ત્રિવિક્રમ! હે ત્રણ લોકને ચલાવનારા! હે ત્રણ લોકને મનોહર લાગે તેવા પ્રભાવવાળા! હે પિતા! હે પિતામહ! અમે તમારા છીએ, તમને પ્રણામ કરીએ છીએ.

હે ભગવાન! આપ સર્વ જગત્ની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયમાં નિમિત્તરૂપ છો. અને સંસારમાં ભટકનારા વટેમાર્ગુઓને પોતાનું શરણ મળ્યા પછી, છેવટે સર્વમાં શ્રેષ્ઠ એવી ઉત્તમ ગતિ આપનારા એવા આપ, શ્રીહરિને અમે નમસ્કાર કરીએ છીએ.

ભગવાન વાસુદેવ અને વિષ્ણુરૂપ આપને નમસ્કાર કરૂંછું. આદિ બીજરૂપ તથા પૂર્ણજ્ઞાનરૂપ આપને નમસ્કાર કરૂંછું. અજન્મા, આ જગત્ને ઉત્પન્ન કરનારા, પરબ્રહ્મ અને અનંત શક્તિવાળા આપને નમસ્કાર કરૂંછું. હે કાર્ય તથા કારણના આત્મા! હે પ્રાણીઓના આત્મા! હે પરમાત્મા! તમને નમસ્કાર કરૂંછું. હે પ્રભુ! તમે જયારે જગત્ને સરજવાની ઇચ્છા કરોછો, ત્યારે વૃદ્ધિ

પામેલા રજોગુણને ધારણ કરોછો, જ્યારે જગત્‌નો નાશ કરવાની ઇચ્છા કરોછો, ત્યારે ભયંકર એવા તમોગુણને ધારણ કરોછો, અને જ્યારે આ જગત્‌ને પાલન કરવાની ઇચ્છા કરોછો, ત્યારે સત્વગુણ ધારણ કરોછો. હે જગત્પતિ! કાલ પ્રધાન તથા પુરૂષ તમારાં રૂપ છે, પરંતુ તમે તેનાથી પર છો. પાણી, તેજ, પવન, આકાશ, શબ્દાદિક પાંચ તન્માત્રાઓ, દેવતાઓ, મન, ઇંદ્રિયો, અહંકાર, મહત્તત્વ, એમ સર્વ સ્થાવર—જંગમ જગત્, હે ભગવાન! એક એવા આપ પરમાત્મા વિષે છે, આ ભ્રમ છે, અર્થાત્ આપના સ્વરૂપ વિના બીજું સર્વ મિથ્યા છે.

વેદો નારાયણથી ઉત્પન્ન થયાછે, દેવતાઓ નારાયણના અંગમાંથી ઉત્પન્ન થયાછે, સ્વર્ગાદિક લોક નારાયણના આનંદના અંશભૂત છે, અને યજ્ઞો પણ સર્વે નારાયણમાંથીજ ઉત્પન્ન થયાછે. પ્રાણાયામ વિગેરે નારાયણ પરાયણ છે, અર્થાત્ ભગવાનને પ્રાપ્ત કરવાનાં સાધનો છે. તપસ્યા પણ નારાયણ પરાયણ છે, તપસ્યાથી સાધ્ય એવું જ્ઞાન પણ નારાયણ પરાયણ છે, અને જ્ઞાનથી સાધ્ય મોક્ષ પણ નારાયણ પરાયણજ છે, એટલા માટે સર્વ કંઇ નારાયણરૂપ છે.

——:o:——

# શ્રી ભગવાનની વિભૂતિયોનું વર્ણન.

ઉદ્ધવજી કહેછે—હે મહારાજ! આદિ અને અંતરહિત, સ્વતંત્ર, સર્વે પદાર્થોની ઉત્પત્તિ, સ્થિતિ, અને નાશ કરનારા, સાક્ષાત્ પરબ્રહ્મરૂપ આપ છો. હે ભગવાન! મનને ન જિતનારા પુરૂષો, નાના મોટા સર્વ પદાર્થોમાં રહેલા આપને જાણતા નથી, પરંતુ બ્રાહ્મણો યથાર્થ રીતે નાના મોટા પદાર્થોમાં રહેલા આપને જાણીને, આપની ઉપાસના કરેછે, જેમ પંચમહાભૂતો કેટલાએક શરીરમાં કોઇ કોઇ ગુણને લીધે વિશેષ રહેછે, અને કેટલાએકમાં કોઇ કોઇ ગુણોથી થોડા રહેછે, તેમ આપ કયા કયા પદાર્થોમાં અધિક અને કયા કયા પદાર્થોમાં ન્યૂન રહેલા છો? તથા મહર્ષિઓ જે જે પદાર્થોમાં ભક્તિપૂર્વક આપની ઉપાસના કરવાથી, સિદ્ધિ પામેછે તે તે પદાર્થોનાં નામો મને કહો. હે પ્રાણીઓની રક્ષા કરનારા! આપ સર્વ પ્રાણીઓના આત્મારૂપ છો, તથા આપ સર્વને વિષે ગુપ્ત ફરોછો; છતાં પણ તમારી માયાવડે મોહિત થયેલાં પ્રાણીઓ, સર્વના દ્રષ્ટા આપને દેખતાં નથી, માટે હું આપની વિભૂતિઓ પૂછુંછું. હે મોટી વિભૂતિવાળા! પૃથ્વીમાં, સ્વર્ગમાં, પાતાળમાં તથા દિશાઓમાં, આપની વિશેષ શક્તિથી જોડાયલી જે કોઇ શક્તિઓ હોય,

તે સર્વ મને કહો. હું આપના તીર્થરૂપ ચરણકમળને પ્રણામ કરૂંછું.

શ્રીભગવાન કહેછે-હે પ્રશ્ન જાણનારાઓમાં શ્રેષ્ઠ! કુરૂક્ષેત્રમાં શત્રુઓની સાથે યુદ્ધ કરવા માટે, ઇચ્છા રાખતા અર્જુને આ પ્રમાણેજ મને પ્રશ્ન પૂછયો હતો, તે સમયે મેં રણભૂમિ ઉપર અર્જુનને જે ઉપદેશ આપ્યો હતો, તે હું તમને ફરીને કહુંછું.

હું આ સર્વ પ્રાણીઓના આત્મા, મિત્ર તથા ઇશ્વર છું, તેમજ સર્વ પ્રાણીરૂપ છું; અને તેઓની ઉત્પત્તિ, સ્થિતિ તથા પ્રલયકર્તા પણ હું છું. ગતિવાળાઓમાં હું ગતિરૂપ છું. વશ કરનારાઓમાં હું કાળમૂર્તિ છું. ત્રણ ગુણોમાં સામ્યાવસ્થારૂપ પ્રકૃતિ હું છું. મોટા પદાર્થોમાં મહતત્વ મારૂં સ્વરૂપ છે. સૂક્ષ્મ વસ્તુઓમાં હું જીવરૂપ છું. દુર્જય પદાર્થોમાં હું મન છું. વેદોના ભણાવનાર બ્રહ્મા તે હું છું. મંત્રોમાં હું ત્રણ અક્ષરવાળો ૐકાર છું. અક્ષરોમાં હું અકાર છું. છંદોમાં હું ગાયત્રી છંદ છું. સર્વ દેવતાઓમાં હું ઇંદ્ર છું. વસ્તુઓમાં હું હવ્યવાહ છું. આદિત્યોમાં હું વિષ્ણુ છું. રૂદ્રોમાં હું નીલલોહિત છું.

બ્રહ્મર્ષિઓમાં હું ભૃગુ છું. રાજર્ષિઓમાં હું મનુ છું. દેવર્ષિઓમાં હું નારદ છું. ગાયોમાં હું કામધેનુ છું. સિદ્ધેશ્વરોમાં હું કપિલદેવ છું. પક્ષીઓમાં હું ગરૂડ છું. પ્રજાપતિઓમાં હું દક્ષ છું. પિતૃઓમાં હું અર્યમાં છું. હે ઉદ્ધવજી! દૈત્યોમાં હું પ્રહલાદ છું. નક્ષત્ર તથા ઐાષધિઓનો સ્વામી હું ચન્દ્રમા છું. યક્ષ તથા રાક્ષસોનો સ્વામી હું કુબેર છું. ઉત્તમ હાથીઓમાં હું ઐરાવત છું. જળ જંતુઓમાં હું તેઓનો સ્વામી વરૂણ છું. તપાવનારા તથા પ્રકાશ કરનારાઓમાં હું સૂર્ય છું. મનુષ્યોમાં હું રાજા છું. ઘોડાઓમાં હું ઉચ્ચૈઃશ્રવા છું. ધાતુઓમાં હું સુવર્ણ છું. શિક્ષા કરનારાઓમાં હું યમ છું. સર્પોમાં હું વાસુકી છું. હે પાપરહિત ઉદ્ધવ! મોટા સર્પોમાં હું અનંત છું. શીંગડાવાળા અને ડાઢવાળાં પ્રાણીઓમાં હું સિંહ છું. આશ્રમોમાં હું સન્યાશ્રમ છું. અને વર્ણોમાં હું બ્રાહ્મણ છું. તીર્થ તથા પ્રવાહોમાં હું ગંગાજી છું. સ્થિર જળાશયોમાં હું સમુદ્ર છું. આયુધોમાં હું ધનુષ છું. ધનુર્ધારીઓમાં હું ત્રિપુરનો નાશ કરનાર શંકર છું. નિવાસના સ્થાનોમાં હું મેરૂ પર્વત છું. દુર્ગમ સ્થાનોમાં હું હિમાલય છું. વનસ્પતિઓમાં હું પીપળો છું. ઐાષધિઓમાં હું જવ છું. પુરોહિતમાં હું વસિષ્ઠ છું. વેદાર્થમાં

નિષ્ઠાવાળાઓમાં હું બૃહસ્પતિ છું. સર્વ સેનાપતિઓમાં હું કાર્તિકસ્વામી છું. શુભ માર્ગને પ્રવર્તાવનારાઓમાં હું બ્રહ્મા છું. યજ્ઞોમાં હું બ્રહ્મયજ્ઞ છું. વ્રતોમાં હું અહિંસા છું. માર્જન કરવું, છોલવું, ઘસવું વિગેરે શુદ્ધ કરનારા પદાર્થોમાં વાયુ, અગ્નિ, સૂર્ય, જળ અને બ્રાહ્મણોના વચનરૂપ હું છું. યોગના આઠ અંગોમાં હું સમાધિરૂપ છું. સ્ત્રીઓમાં હું શતરૂપા છું. પુરૂષોમાં હું સ્વયંભુવ મનુ છું. મુનિઓમાં હું નારાયણ છું. બ્રહ્મચારીઓમાં હું સનત્કુમાર છું. ધર્મોમાં હું અભયદાન છું. નિર્ભય સ્થાનોમાં હું આત્મનિષ્ઠા છું. અભિપ્રાયને ગુપ્ત રાખવાના સાધનોમાં હું પ્રિય વચન તથા મૌન છું. સ્ત્રી પુરૂષોના જોડામાં હું પ્રજાપતિ છું. સાવધ રહેનારાઓમાં હું વર્ષકાળ છું. ઋતુઓમાં હું વસંત છું. મહિનાઓમાં હું માર્ગશીર્ષ મહિનો છું. નક્ષત્રમાં હું અભિજિત છું. યુગોમાં હું સત્ય યુગ છું. ધીર પુરૂષોમાં હું દેવળ તથા અસિત મુનિ છું. વેદના વિભાગ કરનારાઓમાં હું વેદવ્યાસ છું. વિદ્વાનોમાં હું જ્ઞાની શુક્રાચાર્ય છું. ઉત્પત્તિ, પ્રલય, પ્રાણીઓનું આવવું-જવું, વિદ્યા અને અવિદ્યા, આ છ વસ્તુને જાણનારાઓમાં હું વાસુદેવ છું. વૈષ્ણવોમાં હું તમારૂં

સ્વરૂપ છું. કિંપુરૂષોમાં હું હનુમાન છું. વિદ્યાધરોમાં હું સુદર્શન છું. રત્નોમાં હું પુખરાજ છું. સુંદર પદાર્થોમાં હું કમળકોશ છું. દર્ભની જાતિમાં હું કુશ છું. હવિષ્ય પદાર્થોમાં હું ગાયનું દુધ છું. ઉદ્યોગીઓની હું ધનાદિક સંપત્તિ છું. ઘુત રમનારાઓમાં હું કપટ જુગાર છું. સહનશીળ પુરૂષોમાં હું તિતિક્ષા છું. ધૈર્યવાળાઓમાં હું ધીરજ છું. બળવાનોની હું દેહજ શક્તિ તથા ઇંદ્રિયશક્તિ છું. વૈષ્ણવોએ ભક્તિપુરઃસર કરેલું કર્મ હું છું. ભક્તોએ પૂજવા યોગ્ય વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ, નારાયણ, વરાહ, નૃસિંહ તથા બ્રહ્મા, એ નવ મૂર્તિયોમાં હું વાસુદેવ નામની ઉત્તમ મૂર્તિ છું. ગંધર્વોમાં હું વિશ્વાવસુ છું. અપ્સરાઓમાં હું પૂર્વચિત્તિ છું. પર્વતોમાં હું સ્થૈર્યરૂપ છું. પૃથ્વીમાં હું અવિકૃત ગંધરૂપ છું. જળમાં હું મધુર રસ છું. તેજસ્વીઓમાં હું અગ્નિરૂપ છું. સૂર્ય, ચંદ્ર તથા તારાઓમાં હું કાંતિરૂપ છું. આકાશમાં પરા નામથી બોલાતો સૂક્ષ્મ શબ્દ હું છું. બ્રાહ્મણોને સત્કાર કરનારાઓમાં હું બળિરાજા છું. વીર પુરૂષોમાં હું કુંતાપુત્ર અર્જુન છું. પદાર્થોની ઉત્પતિ, સ્થિતિ તથા પ્રલયરૂપ હું છું. ચાલવું, ભાષણ કરવું, મળત્યાગ કરવા, ગ્રહણ કરવું, પ્રસન્ન થવું, અડકવું, સ્વાદ

લેવો, સાંભળવું, સુંઘવું તથા જોવું, આ દશ ઇંદ્રિયોના ધર્મો છે, તેમાં જોવું તે હું છું; તથા સર્વ ઇંદ્રિયોની જુદા જુદા વિષય ગ્રહણ કરનારી શક્તિ હું છું. પૃથ્વી, જળ, તેજ, વાયુ, આકાશ તથા તેની તન્માત્રાઓ, અહંકાર, મહત્તત્વ, પંચ મહાભૂતો, પુરૂષ, પ્રકૃતિ, રજોગુણ, સત્વગુણ, તમોગુણ તથા તેઓથી જુદા પરબ્રહ્મ આ સર્વ હું છું. તે તત્વોની ગણના, તેઓનું જ્ઞાન તથા તેઓનો નિશ્ચય હું છું. વળી હું જીવ તથા ઇશ્વરરૂપ છું. ગુણ અને ગુણીરૂપ છું. ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞરૂપ હું છું. સર્વસ્વરૂપ છું. મારા વિના કોઈ પણ પદાર્થ કોઇ ઠેકાણે નથી. હું કાળે કરીને મારાં પરમાણુઓની ગણતરી કરી શકીશ; પરંતુ તે પ્રમાણે કરોડો બ્રહ્માંડને સરજતો જે હું, તેની વિભુતિઓની ગણત્રી મારાથી પણ કરી શકાશે નહીં; તથાપિ ટુંકામાં હું તમને કહુંછું, જેમાં તેજ, સંપત્તિ, કીર્તિ, ઐશ્વર્ય, લજ્જા, દાન, સૌંદર્ય ભાગ્ય, બળ, સહનશક્તિ તથા વિજ્ઞાન હોય તે પદાર્થ મારી વિંભૂતિરૂપ છે એમ જાણવું. આ સર્વ વિભૂતિઓ મેં તમને ટુંકામાં કહી બતાવી.

———:૦:———

## પ્રાચીન ઋષિયોએ કરેલી ઇશ્વર સ્તુતિ.

આ જગત્‌ની ઉત્પત્તિ પહેલાં એક માત્ર ઇશ્વરજ હતો, બીજું કાંઇજ નહોતું. તે એકજ છે, એના જેવો બીજો કોઇ પણ નથી અને તે સત્‌સ્વરૂપ છે.

તેણે બ્રહ્માંડ રચવાનો વિચાર કર્યાથી તેની ઇચ્છાથીજ આ બધું જગત્ ઉત્પન્ન થયું છે.

એનાથીજ સર્વનો આધાર આ પૃથ્વી, પાણી, અગ્નિ, વાયુ તથા આકાશ ઉત્પન્ન થયાંછે; અને એનાથીજ સૌ જીવોના પ્રાણ, મન, ઇંદ્રિયોં તથા શરીરો ઉત્પન્ન થયાંછે.

એના ભયથી અગ્નિ બળેછે, એના ભયથી સૂર્ય તપે છે, એના ભયથી મેઘ વરસેછે, અને એના ભયથી વાયુ વાયછે.

માટે જેમાંથી સર્વ જીવો ઉત્પન્ન થયાછે, ઉત્પન્ન થઇને જેના વડે જીવતા રહેછે, અને પ્રલયકાળે જેની અંદર સૌ સમાઇ જાયછે, તેનું વધારે સારી રીતે ચોખ્ખું જ્ઞાન મેળવવાની ઇચ્છા રાખો, તે સર્વ શક્તિમાન મહાન પરમાત્મા છે.

એ ભગવાન મહા આનંદ સ્વરૂપ છે.

આનંદ સ્વરૂપ પરમાત્મામાંથીજ સર્વ પ્રાણીઓ ઉત્પન્ન થાયછે, ઉત્પન્ન થઇને આનંદ સ્વરૂપ ઇશ્વરથીજ જીવતાં રહેછે, અને પ્રલયકાળે આનંદ સ્વરૂપ બ્રહ્મમાંજ સૌ પાછાં જાયછે.

જે બીજા કોઇનો પણ આધાર રાખતા નથી, એવા ભગવાનને આધારે જે હરીજનો રહે છે, તે હરીજનોની બધી બ્હીક મટી જાયછે.

તે દેખી શકાય નહીં એવા છે, પકડી શકાય નહીં એવા છે, અને ગોત્ર તથા વર્ણ વિનાના છે, એ સૌમાં વ્યાપી રહેલાછે, એ બહુ સૂક્ષ્મ છે, એ વધે ઘટે નહીં એવા છે, અને એ સર્વ વસ્તુઓ તથા સર્વ જીવોનું મૂળ છે. એને જ્ઞાનીઓ સર્વ ઠેકાણે જુવેછે, અને એના જે જે વખાણ કરીએ તથા એના જે જે ગુણ ગાઇએ તે સૌ એની લાયકાત પ્રમાણે થોડાંજ છે.

હે હરિજનો! ઇશ્વરને ઓળખનારા માહાત્માઓ કહે છે કે, તે નાશ પામે નહીં એવો છે. તે મોટો નથી, તે નાનો નથી, તે ટુંકો નથી, તે લાંબો નથી, તે રંગ વિનાનો છે, તે ક્યાંઈ પણ લેપાય નહીં એવો છે, એની ઉપર કોઇની છાયા પડી શકતી નથી, એની પાસે અંધારૂં રહી શકતું

નથી, એની પાસે વાયુ પ્હોંચી શકતો નથી, એ આકાશથી પણ અલગ છે અને એ સંગ વિનાનો છે. કોઇપણ પ્રમાણો એને પ્હોંચી શકે એમ નથી; માટે કોઇની પણ સાથે ભગવાનની સરખામણી થઇ શકે તેમ નથી.

ભગવાનના હુકમથી આ સૂર્ય ચંદ્ર નિયમમાં રહેલાછે.

ભગવાનના હુકમથી આ પૃથ્વી ને સ્વર્ગ ટકી રહેલાંછે.

અને ભગવાનના હુકમથી પળ, મૂહુર્ત, રાત્રિ, દિવસ, પખવાડીયાં, મહિનાઓ, ઋતુઓ તથા વરસો આવેછે ને જાયછે.

એ નાશ ન પામે એવા ઇશ્વરને કોઇ માણસો જોઇ શકતાં નથી, પણ તે સૌને જોઇ શકેછે; કોઇ તેનું બોલવું સાંભળી શક્તા નથી, પણ તે સર્વનું બોલવું સાંભળી શકેછે; કોઇ પણ ભગવાનના મનની ગતિ જાણી શકતું નથી, પણ ભગવાન સૌના મનની વાતો જાણી લેછે. અને જેવો જાણવો જોઇએ તેવો કોઇ પણ તેને જાણી શકતો નથી પણ તે સર્વને બરોબર રીતે જાણેછે.

ઇશ્વર પ્રાણ સ્વરૂપ છે. તેમાંથી આ સર્વ બ્રહ્માંડ ઉત્પન્ન થયું છે, અને એના નિયમ પ્રમાણે તે ચાલેછે.

કાનમાં સાંભળવાની શક્તિ તેણેજ મૂકેલીછે, અને તેની સત્તાથીજ કાનથી સાંભળી શકાયછે, માટે તે કાનનો પણ કાન છે.

આંખમાં જોવાની શક્તિ તેણેજ મૂકેલીછે, અને તેની સત્તાથીજ આંખથી જોઇ શકાયછે, માટે તે આંખની પણ આંખ છે.

મનમાં સંકલ્પ વિકલ્પ કરવાની તથા વિચારવાની શક્તિ તેણેજ મૂકેલીછે, અને તેની સત્તાથીજ મન પોતાનું કામ કરી શકેછે, માટે તે મનનું પણ મન છે.

વાણીમાં બોલવાની શક્તિ તથા તેના અર્થ ને ભાવ સમજવાની શક્તિ તેણેજ મૂકેલીછે, અને તેની સત્તાથીજ વાણી બોલી શકાયછે તથા સમજી શકાયછે, માટે તે વાણીની પણ વાણી છે, અને એના હુકમથીજ પ્રાણ ચાલેછે, એની શક્તિ વિના પ્રાણથી કાંઇ થઇ શકતું નથી, માટે તે પ્રાણનો પણ પ્રાણ છે.

અસલના ઋષિયો કહેતા કે, અમારી અગાઉ થઇ ગયેલા માહાત્માઓ પાસેથી, ભગવાન વિષે અમે એવું સાંભળ્યું છે કે, તે આંખથી દેખી શકતો નથી, તેની પાસે વાણી પ્હોંચી શક્તી નથી, અને ત્યાં મન પણ જઇ શકતું

નથી, એટલુંજ નહીં પણ અમે એના વિષે કાંઇ પણ વધારે જાણતા નથી, અને કેવી રીતે એનો ઉપદેશ આપવો જોઇએ તે પણ અમે સમજી શકતા નથી; કારણકે તે જાણેલી વસ્તુઓથી જુદો છે અને અજાણી વસ્તુઓથી બહાર છે.

જે વાણી વડે વર્ણવી શકાય કે વાણીથી પકડી શકાય નહીં તેવો છે, પણ જેની શક્તિ વડે કરીને વાણી બોલી શકાયછે, તેનેજ તમે ભગવાન જાણો.

બહુ બહુ તર્ક વિતર્ક કર્યા છતાં પણ જ્યાં માણસોનું મન પ્હોંચી શકતું નથી, પણ જે આપણા મનની અંદરની દરેક બાબતો જાણેછે, તેનેજ તમે ભગવાન જાણો.

જે આંખથી દેખી શકાતો નથી, પણ જેની શક્તિ વડે કરીને આંખો જોઇ શકેછે, તેનેજ તમે ભગવાન જાણો.

જે કાનથી સાંભળી શકાતો નથી, પણ જેના વડે કરીને કાનમાં સાંભળવાની શક્તિ રહેલીછે, તેનેજ તમે ભગવાન જાણો.

અને પ્રાણથી પણ જેનું સ્વરૂપ જાણી શકાતું નથી, પણ જેની શક્તિ વડે કરીને પ્રાણ પોતાનું કામ કરી શકે છે, તેનેજ તમે ભગવાન જાણો.

જો તમે તમારા મનમાં એમ સમજતા હો કે, મેં ઇશ્વરનાં સ્વરૂપને બહુ સારી રીતે જાણ્યું છે, તો નક્કી તમે ઇશ્વરનાં સ્વરૂપને બહુજ થોડું જાણ્યું છે.

"ઇશ્વર સ્વરૂપને સારી રીતે જાણું છું" એમ હું મ્હારા મનમાં માનતો નથી, તેમજ "ઈશ્વરના મહિમા વિષે હું કાંઈ જાણતો નથી" એમ પણ નથી, "હું ઇશ્વરના સ્વરૂપને જાણતો નથી એમ નથી ને જાણું છું એમ પણ નથી" આ વચનનો ભેદ જે અમારામાંથી સમજેછે, તેજ તેને જાણેછે.

સારી રીતે ઇશ્વરના મહિમાને જાણનારા જ્ઞાની ભગતને એમ લાગેછે કે, હું ઇશ્વરના સ્વરૂપને જાણતો નથી; પણ જે અજ્ઞાની માણસ હોય તેને એમ લાગેછે કે, હું ભગવાનના સ્વરૂપને જાણું છું, માટે જે હરિજન એમ સમજે છે કે, હું ઇશ્વરના સ્વરૂપને જાણતો નથી, તેણે ઇશ્વરને જાણ્યોછે, અને જે એમ સમજેછે કે મેં, ઇશ્વરને જાણ્યો છે, તેણે ઇશ્વરને ઓળખ્યો નથી.

જો આ ભવમાં ઇશ્વરને ઓળખી લેવાય તો જન્મારો સફળ થાયછે, અને જો ન ઓળખાય તો મહા અનર્થ

થાયછે, માટે જ્ઞાની માણસો જગત્‌ની સર્વ વસ્તુઓમાં એક માત્ર ભગવાનનેજ જોઇને, આલોકમાં શાંતિ પામેછે, અને પછી અમર થાયછે.

ઇશ્વર એકજ છે, એના જેવો બીજો કોઇ નથી, તે અચલ છે, છતાં પણ મનના વેગ કરતાં પણ એનો વેગ ઘણો વધારે છે; ઇશ્વરને ઇન્દ્રિયો પ્હોંચી શકતી નથી; અને સ્થિર રહ્યા છતાં પણ ઇન્દ્રિયો તથા મનની પાર જઇ શકેછે; અને એની શક્તિથીજ પ્રાણીઓમાં વાયુ હરેફરેછે.

તે ચાલેછે ને વળી તે ચાલતો પણ નથી; તે દુરમાં દૂર છે, અને વળી તે પાસેથી પણ પાસે છે; તે સૌના અંતરમાં છે અને વળી તે સૌની બહાર પણ છે.

જગત્‌ના સૌ જીવો, તથા બધી વસ્તુઓ, ભગવાનની અંદરજ રહેલીછે એમ જેને દેખાયછે, અને જગત્‌ના સૌ જીવો તથા બધી વસ્તુઓમાં પરમાત્મા પોતે રહેલાછે, એમ જેને દેખાયછે, તે કોઇને પણ દુઃખ દેતો નથી, કે કોઇનો પણ તિરસ્કાર કરતો નથી.

ભગવાન સર્વ વ્યાપક છે, તે પવિત્ર છે, તે શુદ્ધ છે, તે પાપ વિનાનો છે, સર્વથી શ્રેષ્ઠ છે, તે બીજા કોઇની

મદદથી નહીં, પણ પોતે પોતાની શક્તિથીજ પ્રકાશવાળો છે, અને તે હમેશાં સૌને જોઇતી જરૂરની વસ્તુઓ પુરી પાડેછે.

ઇશ્વર સત્ય સ્વરૂપ છે, જ્ઞાન સ્વરૂપ છે, અને અનેક પ્રકારનાં રૂપ લઇ શકે તેવા છે. તે ઇશ્વર મ્હારા અંતઃકરણમાં રહેલાછે એમ જે સમજેછે, અને અનન્ય ભાવથી એની સાથે એકતા અનુભવેછે, તે માણસ ઇશ્વરનો અલૌકિક અનંદ ભોગવી શકેછે.

ભગવાન પવિત્ર છે, તે અવયવ વિનાના છે, અને તે જ્યોતિને પણ જ્યોતિ આપનારા છે. એ કલ્યાણકારક ભગવાનને ભગવદ્ જ્ઞાનવાળા જ્ઞાની હરિજનો, પોતાના અંતઃકરણના ઉંડાણમાં જોઇ શકેછે.

ભગવાનનો બનાવેલો સૂરજ ભગવાનને તેજ આપી શકતો નથી, ચંદ્ર કે તારા તેને તેજ આપી શકતા નથી, અને વિજળી પણ તેને પ્રકાશ કરી શકતી નથી. આખું જગત્ એના પ્રકાશથીજ પ્રકાશિત થાયછે, એટલુંજ નહીં પણ અનંત બ્રહ્માંડો, એના તેજથીજ તેજસ્વી થઇ રહેલાછે.

જે જ્ઞાની ભગત એમ સમજે છે કે ઇશ્વર પ્રાણનો પણ પ્રાણ છે, અને જગત્‌ની દરેક વસ્તુઓમાં જુદે જુદે રૂપે તે પોતેજ રહેલોછે, તે ભગત ભગવાનનાજ ગુણ ગાયા કરેછે, અને ભગવાનની વાતો શિવાય બીજી કાંઇ વાતો કરતો નથી એટલુંજ નહીં પણ, તે ભગવાનમાંજ રમ્યા કરેછે, ભગવાન ઉપરજ પ્રેમ રાખેછે, અને ભગવાનને અર્થેજ ભલાં કામો કર્યા કરેછે, આવા ભક્તો હરિજનોમાં સૌથી શ્રેષ્ઠ છે.

તે મોટામાં મોટો છે, તે પોતે પોતાના પ્રકાશથીજ પ્રકાશવાળો છે, અને એનું સ્વરૂપ ચિંત્વનમાં આવી શકે એવું નથી, કારણ કે તે ઝીણામાં ઝીણો છે, તે જુદાં જુદાં રૂપમાં રહેનારોછે, તે દુરથી પણ બહુ દુર છે, પાસેથી પણ બહુ પાસે છે, અને તે અહીંજ આત્માની અંદરજ રહેલોછે.

ભગવાન આંખથી જોઇ શકાતા નથી; વાણી ત્યાં પ્હોંચી શકતી નથી; અને બીજી કોઇ ઇન્દ્રિયો પણ એને પકડી શકતી નથી. તેમજ તપ કરવાથી કે યજ્ઞો વિગેરે કર્મ

કરવાથી પણ ભગવાન મળતા નથી, પણ જ્યારે વૃત્તિયો શાંત થાય, અંતઃકરણ શુદ્ધ થાય, ચોખ્ખું જ્ઞાન થાય, અને સાચું ધ્યાન ધરાય, ત્યારેજ વિકાર રહિત ભગવાન મળેછે.

તે મહાન છે, તે નિયમમાં રાખવાવાળાઓને પણ નિયમમાં રાખવાવાળો છે, તે દેવતાઓને પણ દૈવત આપવાવાળો છે, તે રાજાઓનો પણ રાજા છે, તે માયાથી અલગ છે ને માયાથી શ્રેષ્ઠ છે, તે પોતે પોતાનાજ તેજવાળો છે, અને તે આલોક તથા પરલોકને નિયમમાં રાખવાવાળો છે. તે સ્તુતિ કરવા લાયક ભગવાનને જાણવા અમે ઇચ્છીએ છીએ.

તેને શરીર નથી, તેને ઇન્દ્રિયો નથી અને કોઇ પણ એના જેવો કે એનાથી શ્રેષ્ઠ જોવામાં કે સાંભળવામાં આવતો નથી. એની અદ્‌ભુત શક્તિ સર્વ ઠેકાણે જુદી જુદી રીતે સંભળાયછે અને એની જ્ઞાનશક્તિ, બળ તથા ક્રિયાઓ સ્વભાવિક છે.

આખા બ્રહ્માંડમાં એનો કોઇ ધણી નથી, ને એને કોઇ નિયમમાં રાખવાવાળો નથી; તેમજ એનો કાંઇ આકાર કે ચિન્હ નથી, પણ સર્વનું કારણ એ છે. એટલુંજ નહીં

ાણ એને કોઇ ઉત્પન્ન કરવાવાળો નથી, તેમજ એને કોઇ ાાળવાવાળો પણ નથી.

ઇશ્વર એકજ છે, તે સ્વયંપ્રકાશ છે, તે જગત્‌ની ાર્વ વસ્તુઓમાં, તથા સર્વ પ્રાણીઓમાં ગૂઢરૂપથી રહેલાછે, ા સર્વ વ્યાપક છે, તે સર્વ પ્રાણીઓનાં અંતરમાં રહેલા છે, ા સૌને કર્મનું ફળ આપવાવાળા છે, તે સૌ જીવોને ઠરવાનું કાણું છે, તે સૌના સાક્ષી છે, તે ચૈતન્યરૂપ છે, તે ઉપાધી ેનાના છે, અને તે ગુણોમાં લેપાય નહીં એવા છે.

જે ભગવાન ભેદ વિનાના છે, સૌને વશ રાખનારા છે, ાને એકજ તત્વમાંથી અનેક કાર્ય બનાવનારા છે, તેજ ાગવાન મારા અંતરાત્મામાં રહેલાછે એમ જે અનુભવી ાકેછે, તેને કદી પણ નાશ ન પામે એવું સુખ મળેછે, ાને જેઓ ભગવાનની સાથે એવી રીતે તન્મય થઈ શકતા ાથી, તેઓને એ સુખ મળતું નથી.

આ વિશ્વની સધળી વસ્તુઓને જે ટકાવી રહેલોછે, ચૈતન્યનું ચૈતન્ય છે, જે પોતે એકલોજ જગત્‌નાં સૌ ત્વોનો જેવા જોઇએ તેવા ભોગો આપેછે, જે જગત્‌નું

કારણ છે, અને જે જ્ઞાનથી તથા યોગથી જાણવા યોગ્ય છે, તે ભગવાનને જે જાણેછે, તે જન્મ મરણ વિગેરે બધી જાતનાં બંધનોમાંથી છુટી જાયછે.

આ વિશ્વને બનાવવાવાળો પરમેશ્વર છે, તે માહાત્માઓના હૃદયમાં હમેશાં ઉત્તમ રૂપથી રહેછે, અને જ્યારે અંતરમાંથી બધી જાતના સંશયો મટી જાય ત્યારે તે પ્રકાશિત થાયછે. જેઓ એને જાણેછે તેઓ મરણના ભયમાંથી છુટી જાયછે.

તે સર્વ વસ્તુઓમાં છુપી રીતે રહેલાછે, તે આત્મામા છે, તે અતિ ન્હાનામાં ન્હાનાં પરમાણુઓમાં પણ છે અને જુનામાં જુના છે, છતાં પણ એનું જ્ઞાન મેળવવું બહુ મુશ્કેલ છે, અને ધીરજ રાખીને જે હરિજનો પોતાના અંતઃકરણમાં ઉંડા ઉતરતા જાય છે, તેઓ પરમાત્માને જાણી શકેછે, અને જે એને જાણેછે, તે હર્ષ શોકમાંથી મુક્ત થાયછે.

તે જગત્‌ના કર્તા છે, તે સૌને જાણવાવાળા છે, તે સૌના આત્મા છે, તે સૌનું કારણ છે, તે ચૈતન્ય રૂપ છે, તે

કાળના પણ કર્તા છે, તે અલૌકિક ગુણવાળા છે, ને સર્વને સર્વ રીતે જાણનારા છે. તેનામાં કાંઇ પણ ફેરફાર થાય નહીં એવા છે, સૌ જીવોના સ્વામી છે, તે સૌ ગુણોને નિયમમાં રાખવાવાળા છે, અને તે સૌ સૌનાં કર્મો પ્રમાણે બંધન તથા મોક્ષ આપનારા છે.

જે ભગવાનના હુકમથી, રાત ને દિવસ મારફત, વરસોનું ને કાળનું ચક્ર ફર્યા કરેછે, તે મહાન ઇશ્વરની દેવતાઓ હમેશાં ઉપાસના કર્યા કરેછે.

દરેક વસ્તુઓમાં ભગવાન ઓતપ્રોત થઈ રહેલાછે, અને વસ્તુઓ નાશ પામે તોપણ, તે નાશ નહીં પામે એવા છે.

જે પરમાત્મા સૃષ્ટિની ઉત્પત્તિ વખતે, બ્રહ્માને ઉત્પન્ન કરેછે, અને તેને જ્ઞાન આપેછે, તથા જે મ્હારા આત્મામાં સાક્ષીરૂપે રહેલાછે, તે ભગવાનને મ્હારો ઉદ્ધાર થવા માટે હું શરણે જાઉંછું.

તે કોઇ પણ જાતના મેલ વિનાના છે, તે કોઇ પણ જાતની ક્રિયા વિનાના છે, તે સદાય શાંતિમાં રહેવાવાળા

છે, તેનું સ્વરૂપ કોઇથી પણ પુરેપુરૂં જાણી શકાય નહીં એવું છે, તે કોઇ પણ જાતની ભૂલ કરે નહીં, તથા તેને કોઇ પણ જાતનો દોષ લાગે નહીં એવા છે, તે કદી પણ નાશ ન પામે એવા છે, તે જીવોને ભવપાર ઉતારવા માટે શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ પૂલ જેવા છે, અને લાકડાં બળી રહ્યા પછી પ્રકાશમાન અગ્નિ રહ્યો હોય, તે અગ્નિની પેઠે પ્રકાશમાન છે.

એ સર્વના ઇશ્વર છે, એ સૌ જીવો તથા સૌ વસ્તુઓના માલેક છે, એ બધી જાતના સૌ જીવોને પાળનાર છે, અને લોકોનાં કલ્યાણ સારૂજ, પોતે સંસાર સાગર તરવાના પૂલ જેવા થઇને, આ બધો ભાર પોતાની ઉપર ઉપાડેછે.

સ્વર્ગ, પૃથ્વી, આકાશ, મન અને ઇંદ્રિયો વિગેરે બધી બાબતો જે એકનેજ આધારે રહેલીછે, તે ભગવાનજ સૌને મોક્ષ આપનાર છે, માટે બીજી વાતો છોડી દઇને ભગવાનને ઓળખવો, કારણકે, એ મહા આનંદ સ્વરૂપ છે.

જે પરમાત્મા જ્યોતિરૂપ છે, જે અણુ કરતાં પણ ન્હાના છે, અને જેમાં અનંત બ્રહ્માંડો તથા સર્વ જીવો રહેલાછે, તેજ સત્ય છે, તેજ અવિનાશી છે, અને તે

પરમાત્માને આત્માજ પકડી શકે તેમ છે. માટે હે હરિ-જનો ! અનન્ય ભાવથી તમારા આત્માને પરમાત્માની સાથે તન્મય કરો.

જીવો જ્યારે ઉંઘી જાયછે ત્યારે પણ જે જાગતો રહે છે, અને સૌને માટે જરૂરની ચીજો બનાવેછે, તથા સર્વ લોકો જેને આશ્રયે રહેલાંછે, પણ જે કોઇને આશ્રયે રહેલો નથી, તેજ સર્વ શક્તિમાન ઇશ્વર છે, અને તેજ આનંદ-સ્વરૂપ તથા અવિનાશી છે.

ઇશ્વર ન્હાનાથી ન્હાનો છે, મોટાથી મોટો છે, અને સૌ જીવોના અંતઃકરણમાં રહેલો છે છતાં પણ દેખાતો નથી; પણ જ્યારે તેની કૃપાથી તેનો મહિમા સમજાય, અને પછી જેના મનમાં કોઇ પણ જાતની કામના રહે નહીં, તથા કોઇ પણ જાતની દિલગીરી રહે નહીં, તે માહાત્મા પરમાત્માનું દર્શન કરી શકેછે.

ઇશ્વર એકજ છે. તે સર્વને વશ રાખવાવાળો છે, તે સર્વ પ્રાણીઓ તથા સર્વ વસ્તુઓના અંતરનો આત્મા છે, અને તે એકમાંથી અનેક પ્રકારનાં રૂપ કરી શકેછે.

એવા સર્વશક્તિમાન ઇશ્વર પોતે મ્હારા આત્મામાં પણ રહેલા છે, એમ જે ભક્તો પ્રત્યક્ષ રીતે અનુભવી શકેછે, તેઓને કદીપણ નાશ ન પામે એવું સુખ મળેછે; તે શિવાય બીજાને એવું સુખ મળતું નથી.

આખા જગતમાં ભગવાન વ્યાપી રહેલાછે માટે સૌ ઠેકાણે તેના હાથ છે, સૌ ઠેકાણે તેના પગ છે, સૌ ઠેકાણે તેની આંખો છે, સૌ ઠેકાણે તેનાં માથાં છે, સૌ ઠેકાણે તેનાં મોઢાં છે, અને સૌ ઠેકાણે તેના કાન છે એમ સમજજો.

ભગવાનને કોઇ પણ જાતનું આવરણ નડતું નથી, લાલ, પીળો વિગેરે કોઈ પણ જાતનો રંગ તેનામાં નથી, તે પવિત્રમાં પવિત્ર છે, અને તે કદી પણ નાશ ન પામે એવો છે. એવા સમર્થ પરમપુરૂષને જે જાણેછે તે માણસ તેને પામેછે.

આંખથી ભગવાન દેખાતા નથી, હાથ પગ વિગેરે કર્મેન્દ્રિયોથી તે પકડાતા નથી, તે કોઇ શબ્દથી જણાતા નથી, તે કોઇ લક્ષણથી સમજી શકાય તેમ નથી, અને તે

ચિંત્વનમાં ન આવી શકે એવા છે; કારણકે તે સંસારના બધી જાતના સૌ ધર્મોથી જુદા છે, તે એકજ છે, તે અખંડ શાંતિવાળા છે, તે મહામંગળ સ્વરૂપ છે, અને માત્ર આપણો આત્મજ તેને પકડી શકે તેમ છે.

આપણા હૃદયની અંદર જે પરમાત્મા રહેલાછે, તે દીકરા કરતાં પણ વધારે વ્હાલા છે, ધન કરતાં પણ વધારે વ્હાલા છે, અને જગત્‌ની સર્વ વસ્તુઓ કરતાં પણ તે વધારે વ્હાલા છે, એમ જે ભક્ત અનુભવી શકેછે, તે શાંતિ અને સુખ ભોગવેછે.

કદી પણ નાશ ન પામે એવા એક ભગવાન શિવાય, જગત્‌ની સૌ વસ્તુઓ નાશ પામવાવાળી છે, માટે ભગવાન શિવાય જગત્‌ની બીજી વસ્તુઓને જે માણસો વ્હાલી ગણે છે, તે માણસોને જો કોઇ જ્ઞાની ભક્ત એમ કહે કે, તમારી વ્હાલી વસ્તુઓનો તો નાશ થઇ જશે, તો એ વાત સાચી છે, કારણકે અંતે એમજ થાય છે, માટે નાશ પામી જાય એવી વસ્તુઓને વ્હાલી ગણવાને બદલે, અવિનાશી ભગવાનને વ્હાલા ગણો, એટલે એ આપણો વ્હાલો ધણી કદી પણ નાશ પામશે નહીં.

સૌ ઠેકાણે ભગવાનના મહિમાને જુઓ, ભગવાનના ગુણોની વાતો કરો, ભગવાનના સ્વરૂપનું મનન કરો, અને સદાય ભગવાનમાંજ જીવને પ્રોઇ રાખો.

ઇશ્વર સૌ જીવોનો ધણી છે અને તે રાજાઓનો રાજા છે.

ગાડીના પૈડાંમાં જેમ જુદા આરાઓ હોયછે, પણ એ બધા આરાઓ જેમ એકજ વચલાં જાડાં લાકડામાંથી નીકળેલા હોય, અને એકજ પાઠાની અંદર રહેલા હોયછે, તેમજ આકાશ, વાયુ, અગ્નિ, પાણી તથા પૃથ્વી, વિગેરે સર્વ લોકો, સર્વ પ્રાણ, અને સર્વ જીવાત્માઓ, પરમાત્મામાંથીજ નીકળેલાછે, અને પરમાત્માંજ રહેલા છે.

જેનો આદિ અંત નથી, જે સર્વ ઠેકાણે વ્યાપી રહેલા છે, અને જેનાથી આ સર્વ જગત્ ઉત્પન્ન થયું છે, તે પરમાત્માને હું માનપૂર્વક નમસ્કાર કરૂંછું, અને તેનામાં મારા આત્માને ઠરવા દઉંછું.

——:o:——

## સૌનું ભલું ઇચ્છવા વિષે.

સૌનું કરો કલ્યાણ, દયાળુ પ્રભુ,
સૌનું કરો કલ્યાણ. (ટેક)
નરનારી પશુ પક્ષીની સાથે (૨)
જીવ જંતુનું તમામ—દયાળુ પ્રભુ સૌનું૦
જગના વાસીઓ સૌ સુખ ભોગવે (૨)
આનંદે રહી આઠો જામ—દયાળુ પ્રભુ સૌનું૦
દુનિયામાં દરદ દુકાળ પડે નહીં (૨)
લડે નહીં કોઇ ગામ—દયાળુ પ્રભુ સૌનું૦
સર્વે જગે સુખકારી વધે ને (૨)
વળી વધે ધન ધાન્ય—દયાળુ પ્રભુ સૌનું૦
કોઇ કોઇનું બુરૂં ન ઇચ્છે (૨)
સૌનું ઇચ્છે સૌ સમાન—દયાળુ પ્રભુ સૌનું૦
પોત પોતાના ધર્મ પ્રમાણે (૨)
સર્વ ભજે ભગવાન—દયાળુ પ્રભુ સૌનું૦

—:o:—

**નારાયણ! નારાયણ!! નારાયણ!!!**

—:o:—

છપાવી પ્રસિદ્ધ કરનાર:—

**શા. હરીલાલ છોટાલાલ મહેતા,**

કાલબાદેવી રસ્તો, કાવેલ, ઘર નંબર ૧૭, મુંબઈ.

છાપનાર:—**શા. મગનલાલ જગજીવનદાસ,**

'સરસ્વતી' છાપખાનું, ૩૫૬, નાગદેવી રસ્તો, મુંબઈ.